# NOTES ON THE INDIAN PENAL CODE

## ACT 45 OF A. D. 1860.

# સને ૧૮૬૦ના હીંદુસ્તાનના ફોજદારી કાયદાના આૅકટ ૪૫ ઉપરની ટીકા.

પ્રસિદ્ધ કરનાર

ત્રીકમરાય ઉદેશંકર, વળાના ડેપ્યુટી ન્યાયાધીશ
અને કાઠીઆવાડ એજન્સી વકીલ.

અમદાવાદ

મામાની હવેલીમાં અમદાવાદ યુનાઇટેડ પ્રીન્ટીંગ અને
જનરલ એજન્સી કંપની 'લિમિટેડના' પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી.

સને ૧૮૮૧. સંવત ૧૯૩૭.

કીમ્મત ૩ રૂપિયા.

# અર્પણ પત્ર.

આંજમ મેહેરબાન ખજીભાઈ વી. મણીશંકર-

સંસ્થાન વળાહના મુખ્ય કારભારી સાહેબ.

માનવંતાસાહેબ,

જે રાજ્યો સુધરેલાં અથવા સુધરતાં જતાં કહેવાયછે તેમાં રૈયતની માલમિલકત, શરીર, આબરૂ, અને સ્વતંત્રતા જાળવવાની નેમ રાજ્યકારભારની બીજી શુભ નેમોમાં અગત્યનો ભાગ રોકેછે. આ સંસ્થાન વળાહમાં આપનો રાજ્યકારભાર ચાલુ થયા પછી આજદીન સુધી એ નેમ ઉપર આપનું અમુલ્ય લક્ષ અપાએલુંછે તે માટે આપનું ગુણ કથન કરવું એ હું દુરૂસ્ત જોતો નથી કેમકે તેની અસર ઉઘાડી રીતે જણાયછે એટલે તે વિષે કથન કરવું એ સુધરેલી રીતની બંહારછે એવું હું માનુંછઉં. રૈયતની માલમિલકત્ત, શરીર, આબરૂ અને સ્વતંત્રતાનું સંરક્ષણ કરતાં તેમાં ખલેલ પાડનારને કેમ ઉઘાડા પાડવા એ માટેનો આ લઘુ ગ્રંથ ગુજરાતી ભાષા જાણનાર આલમની આગળ મુકતાં આપ શિવાય બીજા કોઈને અર્પણ કરવો એ મને યોગ્ય લાગતું નથી માટે આ લઘુ ગ્રંથ સાથે આપનું નેક નામ જોડાએલું રાખવાના હેતુથી આ લઘુ ગ્રંથ આપને અર્પણ કરૂં છઉં તે કૃપા કરી સ્વીકારશો.

તારીખ ૨૯મી માર્ચ
સને ૧૮૮૧ વળાહ.

હું, છું, આપનો આજ્ઞાંકિત સેવક
ત્રીકમરાય ઉદેસંકર
ડેપ્યુટી ન્યાયાધીશ સંસ્થાન વળાહ.

---

# પ્રસ્તાવના.

હિંદુસ્તાનનો ફોજદારી કાયદો આજે વીશ વર્ષ થયાં શિક્ષાના ધારા તરીકે પોતાનો પુર અમલ ભોગવે છે. એ વીશ વર્ષમાં તેની ઘણીખરી કલમો ઉપર નામદાર હાઇકોર્ટોના વિદ્વાન જડજોએ ફેસલા કર્યા છે. તેની સંખ્યા લગભગ ૭૦૦ની થવા જાય છે. એ સર્વ ફેસલા દરેક કલમ નીચે એકઠા કરી તથા તે કલમોને લગતા ઇંગ્રેજી ફેસલાઓ જે વિલાયતમાં ચુક્યા હોય તે ટાંકી તમામ નવા આકારમાં આ પુસ્તક બહાર પાડવાની તક લેવામાં આવી છે તે વાંચનારી આલમ પસંદ કરશે એવી ઉમેદ છે.

ફોજદારી કાયદાના આ પુસ્તકની એવી ગોઠવણ કરવામાં આવી છે કે શિક્ષાની કલમ નીચે ત્રણ આસન નાખવામાં આવ્યા છે. પહેલા આસનમાં કહી કોરટથી તે ગુન્હાનો ઇનસાફ થઇ શકે, બીજા આસનમાં ગુન્હાની મતલબ, અને ત્રીજા આસનમાં પોલીશ વગર વારંટે પકડી શકે કે નહિ એ વીગેરે બાબત દાખલ કરી છે. ગુન્હાની કલમ થઇ રહ્યા પછી નીચે તે કલમો ઉપર થયેલ ફેસલાં તથા ટુંક સમજની જરૂર દેખાઈ છે ત્યાં તેવી સમજ આપવામાં આવી છે. આવાં આસન પાડી કલમ જોતાં સર્વ હકીકત માલુમ પડે એવી ગોઠવણ નવી છે અને તેથી લોકોની ઘણી તસ્દી એથી ઓછી થશે એવી ઉમેદ છે.

આ ફોજદારી કાયદાની ટીકા છે. અસલ પેનલકોડ સર્વની પાસે ઘણું કરીને હોયજ તેની કલમ વાંચી આ ટીકાની તે કલમ વાંચવી એ પ્રમાણે કરવાનું કારણ એ છે કે આખો પેનલકોડ ફરી છાપવાથી લોકોને ખર્ચ વધારે થાય.

આ પુસ્તક તૈયાર કરવામાં મી. મેહ, કરી અને આર્ચ બોલ્ડ વીગેરેનાં કિંમતી પુસ્તકોની મદદ લીધી છે માટે તેમનો આ જગ્યાએ ઉપકાર માનું છું. આ પુસ્તક તૈયાર કરવાનું શરૂ કર્યાથી તે છપાઈ તૈયાર થતાં સુધીમાં મારા કારકુન મી. છગનલાલ વી. જેચંદ મહેતાએ મને જે મદદ આપી છે તે આ જગ્યાએ નોંધી

રાખવા મારે ભુલી જવું નહિ જોઇએ. આ પુસ્તકમાં કાંઈ દોષ હોયતો વાંચનારી આલમે મહેરબાનીના રાહે મને લખી જણાવવો એટલે તે ઉપર ઘટતું લક્ષ આપવામાં આવશે. જે શબ્દ અશુદ્ધ છપાયા હોય તે સુધારીને વાંચવા વાંચનારી આલમ મહેરબાની કરશે એવી ઉમેદછે, કેમકે સઘળાં પ્રૂફસીટ હું જાતે સુધારી શક્યો નથી.

તા. ૨૫ મી માર્ચ
સન૧૮૮૧ વળાદ

શ્રીકમરાય ઉદેશંકર
ડે. ન્યાયાધીશ સ્ટે. વળાદ

આ પુસ્તકમાં વાપરેલા ટુંકા શબ્દોનો ખુલાસો નીચે પ્રમાણે છે.

બે. લા. રી. ફોજ—બેંગાલ લા રીપોર્ટ ફોજદારી બાજુ.

મુ. હા. રી. ફોજ—મુંબઈ હાઇકોર્ટ રીપોર્ટ ફોજદારી બાજુ.

મ. હા. રી—મદ્રાસ હાઇકોર્ટ રીપોર્ટ.

કો. ઈ. ડા—કોવેલ ઇનડીઅન ડાઇજેસ્ટ.

*આર્ચ—આર્ચ બોલ્ડનું ફોજદારી પુરાવા વીષેનું પુસ્તક.

ઇ. લા. રી. (મુંબઈ)—ઇંડીઅન લા રીપોર્ટના મુંબઈ હાઇકોર્ટના ફેસલા.

ઇં. લા. રી. (મદ્રાસ)—ઇંડીઅન લા રીપોર્ટ મદ્રાસ.

ઈ. લા. રી. (કલકત્તા)—ઈનડીઅન લા રીપોર્ટ કલકત્તા.

ઈ. લા. રી. (અલહાબાદ)—ઇંડીઅન લા રીપોર્ટ અલહાબાદ.

વી. રી.—વીકલી રીપોર્ટ.

અ. હા. રી.—અલહાબાદ હાઇકોર્ટ રીપોર્ટ.

*આર્ચને બદલે જ્યાં આર્ય છપાયા છે તે આર્ચ વાંચવા.

## હિંદુસ્તાનના ફોજદારી કાયદાનો ટુંક ઇતિહાસ.

કોઈ પણ વિષયનું સંગીન જ્ઞાન મેળવવાની ઈચ્છા રાખનાર દરેક સખસે તે વિષયની ઇતિહાસીક હકીકત જાણવી જોઈએ એવો મહા પુરૂષોનો આધીનમત છે તે પ્રમાણે આ હિંદુસ્તાનના ફોજદારી કાયદો બરોબર સમજાય તે માટે તેની ઇતિહાસીક હકીકત આપવામાં આવેતો તે વગર જરૂરનું નહીં ગણાય એવું ધારી તેની થોડીક તેવી હકીકત નીચે લખવામાં આવેછે.

આ હિંદુસ્તાનના ફોજદારી કાયદાનો મુસ્સદો પહેલ વહેલો સન ૧૮૩૪માં એકેલા લોકમીશને કર્યો હતો. આ કમીશનમાં લોર્ડ મેકોલે, સર જેમ્સ એમ લીયોર્ડ, મી. આંડરસન, અને મી. માલેટ મેમ્બર હતા. આ કમીશને આ કાયદાનો મુસદો તૈયાર કરીને સને ૧૮૩૭ના અક્ટોબર મહીનામાં હીંદુસ્તાનની સરકાર તરફ મોકલ્યો. હિંદુસ્તાનની સરકારે આ મુસ્સદો જુદા જુદા ઇલાકામાં મોકલ્યો દરેક ઇલાકામાંથી આ મુસ્સદા વાશે કેટલીક સુચના અને ટીકાના જથાબંધ કાગળો આવ્યા અને તે હિંદુસ્તાનની સરકારે તે વખતે એકેલા લોકમીશન પાસે મોકલી દીધા. આ લોકમીશને એ સુચના અને ટીકા ઉપર ધ્યાન આપી હિંદુસ્તાનની સરકારને સને ૧૮૪૬ના જુલાઈ મહીનામાં એક અને સને ૧૮૪૭ના જુન મહીનામાં એક એવી રીતે વિસ્તાર વાળા બે રીપોર્ટ કર્યા. આ બેઉ રીપોર્ટમાં લોકમીશને ઘણુંજ ધ્યાન આપી અસલ મુસ્સદાની તરફનમાં અને અસલ મુસ્સદાની વિરૂદ્ધમાં જે કાંઈ જણાવવાનું હતું તે સર્વ લખ્યું હતું.

હિંદુસ્તાનનો ફોજદારી કાયદો પસાર થયા પહેલાં આખા હિંદુસ્તાનને લાગુ પડે એવો કોઈ એક સરખો ફોજદારી કાયદો નહોતો ઇલાકાના મુખ્ય શેહેરોની સ્થાનીક હદમાં અંગ્રેજી ફોજદારી કાયદો ચાલતો હતો અને દરેક ઇલાકાના જીલ્લામાં જુદા જુદા રેગ્યુલેશન અને કાયદાઓ ચાલતા હતા કેમકે ગયા સૈકાને આખરેથી અને આ સૈકાની શરૂવાતથી દરેક ઇલાકામાં પોત પોતાના કાયદા બંધાતા. સને ૧૮૩૪માં મદ્રાસ અને મુંબઈના ગવરનર પાસેથી એ કાયદા બાંધવાનો અધિકાર લઈ લેવામાં આવ્યો.

(સને ૧૮૬૨માં કેટલીક હદમાં રહી કાયદા કરવાનો અધિકાર આ એઉ સરકારને મળ્યોછે ) અને આખા હિંદુસ્તાન માટે ગવરનર જનરલ ઈન કૌન્સીલને એ અખ્તીઆર એજ વરસમાં આપવામાં આવ્યો. સને ૧૮૩૪ પહેલાં દરેક ઈલાકામાં જે ફોજદારી કાયદો ચાલતો તે ઘણોજ ગડબડ વાળો હતો. બંગાળામાં મોગલ પાદશાહીના વખતમાં જે ફોજદારી કાયદો ચાલતો તેમાં બંગાળાની સરકારના રેગ્યુલેશનથી અને હિંદુસ્તાનની કાઉનસીલના કાયદાથી કાંઈ ફેરફાર કરી ચલાવવામાં આવતો હતો. મદ્રાસમાં પણ બંગાળાની માફક ચાલતું. મુંબઈમાં સને ૧૮૨૭ ના રેગ્યુલેશન ૨૪ માંથી અને સને ૧૮૨૮-૨૯-૩૦ અને ૩૧માં થયેલા બીજા રેગ્યુલેશનથી ફોજદારી કામ ચલાવવામાં આવતું હતું. જુદા જુદા ઈલાકામાં ઉપર બતાવ્યા પ્રમાણે જુદા જુદા કાયદા ચાલતા હતા તેથી એક ઈલાકામાં એક ગુન્હા માટે કાંઈ સજા થતી ત્યારે એવા ગુન્હા માટે બીજા ઈલાકામાં જુદાજ પ્રકારની સજા થતી.

લોકમીશનર સાહેબોએ આ સઘળી અગવડ ખુલી રીતે બતાવી હતી તેમ છતાં લગભગ ૨૫ વર્ષ સુધી એ કાયદો પસાર કરવામાં આવ્યો નહી. ૨૫ વરસ સુધી પસાર નહી થવાનું કારણ એટલુંજ છેકે એ મુસ્સદો રજુ થયા પછી, કાબુલની લડાઈ, સીખ લોકોની લડાઈ, સને ૧૮૫૭નો બળવો એ વીગેરે કારણથી તેમજ બીજા કેટલાંક કારણથી હિંદુસ્તાનના ગવરનર જનરલોનું ધ્યાન હિંદુસ્તાનની રૈયતને આવો કાયદો પસાર કરી સુખી કરવા તરફ જતું નહોતું. સને ૧૮૬૦નું વરસ એક ફળદ્રુપ મોસમની માફક કાયદા પસાર કરવામાં ફળદ્રુપ થયું હતું. એ સાલમાં કાયદા પસાર થયા હતા તે વખતે આ હિંદુસ્તાનનો ફોજદારી કાયદો પણ પસાર થયોછે.

આ હિંદુસ્તાનનો ફોજદારી કાયદો ઘણા વિદ્વાન મહા પુરૂષોએ ઘડયોછે તેથી કોઈ પણ ગુન્હા ભરેલું કૃત્ય તેમાં દાખલ કરવા તેઓ ભુલી ગયાછે એવું નથી તો પણ કોઈ નવી બાબત રજુ થતી વખતે તેના દોષ બતાવવા ઘણા પુરૂષો બહાર પડી જાયછે તેમ આ કાયદાનો મુસ્સદો થયો તે વખતે તે ઘડનારાઓ પણ

ટીકાકારોની તિક્ષણ કટારથી બચ્યાછે એવું નથી. આ કાયદો શાસ્ત્રીય રીતે થયોછે. અનુભવોની રીતે થયો નથી. એવું ટીકાકારો કહેવા બહાર પડી ગયા હતા પરંતુ ત્યારે તેઓ કેવો કાયદો કરવા માગેછે તે એક મતથી બતાવી શક્યા નહોતા. વખત જતે જણાઈ રહ્યુંછે કે ટીકાકારોની આ ટીકા ગેરવાજબી હતી.

આ હિંદુસ્તાનના ફોજદારી કાયદામાં સને ૧૮૬૭ના આકટ ૪થી, સને ૧૮૭૦ના આકટ ૨૭માંથી અને સને ૧૮૭૨ના આકટ ૧૯માથી કાંઈ જુજ ફેરફાર થયોછે પરંતુ તેના અસલ બંધારણમાં કાંઈ પણ ફેરફાર થયો નથી.

---

### ગુન્હો એટલે શું અને તે જાણવાની કેટલી જરૂર છે?

ગુન્હો એ ફારસી ભાષાનો શબ્દછે સંસ્કૃત ભાષામાં તેને અપરાધ નામથી ઓળખવામાં આવે છે અને ઇંગ્રેજી ભાષામાં તેને ક્રાઈમ કિંવા ઓફેન્સ (crime or offence) કહેછે. બીજી ભાષાઓમાં પણ તેને જુદા જુદા નામથી ઓળખવામાં આવે છે. જે કાયદા ઉપર આ ટીકાનું નાનું પુસ્તક કરવામાં આવ્યુંછે. તે કાયદો જુદા જુદા ગુન્હા કોને કહેવા અને તે દરેક ગુન્હા માટે શું શું સજા થઈ શકે તેના ફરમાનનો એક સમુદાય છે. દરેક ગુન્હાની વ્યાખ્યા આપતી વખતે આ કાયદો જે તેઓના ઘડનાર મહા વિદ્વાનોની માનસીક શક્તીનો જીવતો નમુનો છે તેમાં અમુક અમુક હકીકત બને ત્યારે તે ગુન્હો સંપુર્ણ થાયછે એવું બતાવવામાં આવ્યું છે પણ માણસ અમુક અમુક હકીકત કરે ત્યારે તે કૃત્યને ગુન્હો શા માટે કહેવો એ કેયએ કાયદામાં બતાવવામાં આવ્યું નથી પણ તેમ નહીં બતાવવાના સંગીન કારણછે.

એ કામ કાયદો ઘડનારનું નથી પણ નિતી શાસ્ત્ર (Moral Philosophy) શુદ્ધ દુનીયાની નજર આગળ મુકનાર સદગ્રહસ્થોનું છે. આવા નિતી શાસ્ત્રના મુળ તત્વો પ્રજાના દરેક જણના મનમાં સમજ શક્તીનો આરંભ થાય ત્યારથી ઠસાવવાની પુરી જરૂર છે. પણ કેળવણીના એક અગત્યના ભાગ તરીકે આવાં નિતીશાસ્ત્રોના

આમાં, પુસ્તકો રચાવી દરેક માણસની નજર નીચે મુકવાનું મન માનતુ પ્રયત્ન હજી સુધી થએલું આપણી નજરે આવતું નથી. અલબત ચોપડીઓમાં નિતી શાસ્ત્રના નિયમને આધારે અમુક વાર્તાને રૂપે એવા તત્વો ઠસાવવાનું પ્રયત્ન કરવામાં આવેછે. પણ તેથી નિતી શાસ્ત્રના બહોળા નિયમ સાધારણ રીતે જણાવવાનું પ્રયત્ન થયું એમ કહેવા અને માનવા આપણે અચકાવું જોઇએ. આ કાયદામાં જે જે કૃત્યને ગુન્હા ઠરાવ્યા છે તે તે કૃત્ય નિતી શાસ્ત્રની બહોળા નિયમને ઉલંઘન કરીને તે ઉપર પગ મુકનાર સખસને દ્રવ્ય દંડથી અથવા શરીર દંડથી ફરી તે અથવા બીજો સખસ એવું ઉલંઘ નકરે તે સમજાવવાના સાધન તરીકે ફરમાન કરેલું છે. નિતીશાસ્ત્રના નિયમને આધારે દરેક માણસની માલ મિલકત, શરીર, આબરૂ અને સ્વતંત્રતા જાળવવા દરેક સ્થાપીત થયેલ રાજ્ય ઉપર એક અગત્યની ફરજ આવી પડેછે. નિતીશાસ્ત્રને આધારે દરેક સુધરેલું રાજ્ય એવી માલ મિલકત, શરીર, આબરૂ અને સ્વતંત્રતાને જોખમ પહોચે નહીં એવા ઇરાદાથી જે જે ફરમાન (હુકમ) બહાર પાડેછે તેને કાયદો એ નામે આપેલુંછે એવું આ કાયદાના સંબંધમાં આપણે ગણવું જોઇએ. નામદાર અંગ્રેજ સરકારનું રાજ્ય આ હિંદની પ્રજા ઉપર સ્થાપીત થયું. એવું તે લોકોએ સારી પેઠે જાણ્યું ત્યારે પોતાના આશરા નીચે આવી રહેલી પ્રજાની માલમિલકત, શરીર, આબરૂ ને સ્વતંત્રતાને નીરભય સ્થીતીમાં મુકવાની તેમની પવીત્ર ફરજ તેઓ સારી પેઠે સમજ્યા અને ઘણા વીચારવાળા સદગ્રહસ્થોને આ કાયદો ઘડવાનું શુભ કામ સોંપવામાં આવ્યું (આ વિષેની મુખ્તેસર હકીકત માટે આ કાયદાની ટુંક ઇતિહાસીક હકીકત આપી છે તે જોવી.) તેઓએ એ કામ પાર ઉતાર્યું અને આજની ઘડી સુધી તેનો પુરો અમલ તે ભોગવે જાયછે.

હવે આ કાયદાના દરેક બાબમાં કયાં કયાં નિતિના નિયમોનો બોધ થાયછે તે આપણે તપાસીશું. પહેલા ચાર બાબ શબ્દોની વ્યાખ્યા, સાધારણ અપવાદો અને શિક્ષા વિષેનાછે. પાંચમા બાબથી ગુનાહની હકીકત શરૂ થાયછે.

પાંચમો બાબ મદદગારી વિષેનોછે. માણસનાં કર્તવ્ય કામો એવાં છે કે તે એકલો દરેક કામ ઘણું કરીને કરી શકતો નથી. બીજાના હાથની તેને જરૂર પડેછે. તેને મદદના સાધારણ નામથી આપણે ઓળખીએ છીએ. જે સારાં કામો છે તેમાં મદદ લેવી. એ ગેરવ્યાજબી યાને ન્યાયથી ઉલટું નથી અને જેમ શુભ કામ કરનારને જસ મળેછે તેમ તેમાં મદદ કરનારને પણ જશ મળેછે. જે કામ ગુના ભરેલું છે તે કરનારને જશ નહી મળી શિક્ષાને પાત્ર ગણવામાં આવેછે તેમ તેમાં મદદ કરનારને પણ જશ આપવામાં આવતો નથી પણ તેને પણ શિક્ષા પાત્ર ગણવામાં આવેછે. આ આખા બાબથી એવો બોધ થાયછે કે દરેક શુભ કામમાં મદદ કરવી એ સ્તુતીપાત્ર છે અને એવી મદદ આપવી એ ઉલટું યાને કાયદા વિરૂદ્ધ નથી પણ ગુન્હા ભરેલા કામમાં સીધી કે આડકતરી રીતે કે બીજી ગમે તે રીતે મદદ કરવી નહી એમ કરવામાં આવશે તો મદદગારીના પ્રમાણમાં અને આ કાયદાએ જે હદ બાંધીછે તે હદમાં તે સખ્ત અથવા સખ્તો સિક્ષાને પાત્ર થશે.

છઠો બાબ રાજ્ય વિરૂદ્ધ ગુનાહનોછે. કોઈ પણ રાજાનું રાજ્ય કોઈ પણ પ્રજા ઉપર સ્થાપીત થયા પછી તે રાજ્યને જડ મુળમાંથી કાઢી નાખવા, તેના કરેલાં કામો કાયદાની હદ બહાર ઉંધા વાળવા, વીગેરેના કામો અને એવાં કામ કરવા તરફની કોશીશ એ રાજ્ય ભકતીની હદ બહાર જવા જેવું છે. જે રાજ્યની પોતે રૈયત હોય તે રાજ્યનું ભલું ચાહી વફાદાર રહેવું, રાજ્ય પ્રકરણોના ખામી ભરેલી રાજ્યનીતી સામે હદમાં રહી અરજ હેવાલ કરવા, એ વફાદારીની હદ બહાર નથી. પ્રજાએ સેવક ધર્મની સર્વ ફરજ અદા કરવી જોઇએ તેથી ઉલટું કરનારને જેવા પ્રકારનુ ઉલટું પગલું ભર્યું હોય તેનાં પ્રમાણમાં શિક્ષા થશે એવો આ બાબથી આપણને બોધ મળે છે.

સાતમો બાબ જમીન પરની તથા દરીઆઈ ફોજ સંબંધી ગુનાહનો છે. દરેક પ્રજા ઉપર કોઈ રાજાનું રાજ્ય સ્થાપીત થયા પછી તે પ્રજાને બહાર દેશથી લુંટ કરી પોતાનું ગુજરાન ચલાવ-

નાર બદમાશોથી નીરભય રાખવામાં આવેછે અને સુધરેલાં રાજ્યોની પ્રજાને સુખી કરવાની જે ફરજો છે તેમાંની આવા હુમલાથી બચાવ કરવાની પહેલી ફરજ છે. માહેલા ભાગમાં રહેનાર પ્રજાનું એવા હુમલાથી બચાવ કરવાનું કામ કાંઈ આથી ઉતરતું નથી પણ પ્રથમ બહાર દેશના દુશ્મનોથી દેશને નિરભય કરવો એ પહેલી ફરજ ગણવામાં આવેછે. આપણા દેશ ઉપર નામદાર ઈંગ્રેજ સરકારનું રાજ્ય સ્થાપીત થયા પછી એ ફરજ પહેલી ધ્યાન ખેંચનાર થઈ પડી હતી. આજે તેના ફળ આપણે ચાખીએ છીએ. ઈંગ્રેજ સરકારનું રાજ્ય સ્થાપીત થયા પછી દેશના માહેલા ભાગમાં બળવાં ઉઠ્યા હશે પણ બહારના દેશના કોઈ લોકોએ હલો કરી દેશને વેરાન કર્યાનો દાખલો ઈતિહાસ ઘણું કરીને આપતો નથી. નામદાર ઈંગ્રેજ સરકારની આ શુભ નેમ બર લાવવી એ દરેક સમજુ પ્રજાની ફરજછે. તે લશ્કર તેમનું કામ બરોબર કરે જાય તેમાં કોઈપણ તરેહની ખલેલ ન પહોચે એવી રીતે આપણે ચાલવું જોઈએ એ સાતમો બાબ આપણને જણાવેછે.

આઠમો બાબ લોકોની સમાધાની વિરૂદ્ધના ગુના સંબંધીનો છે. રાજ્યની પ્રજા પ્રત્યેની જે ફરજો છે તેમાંની આ પણ એક અમુલ્ય ફરજછે કે પ્રજાનો દરેકજણ પોતાના વાજબી હક્કોની હદમાં રહી પોતાના સંસારીક કર્તવ્ય કર્યા કરે જાય તેમાં ખલેલ પાડનાર માટે આ બાબ છે. અને દરેકજણની સુલેહમાં કોઈપણ રીતે આડા નહિ આવતાં તેના હક્કની અંદર રહી દરેક બીજાનો તેને ઉપભોગ લેવાદેવો જોઈએ એ આ બાબ આપણને સુચવેછે.

નવમો બાબ સરકારી નોકર અને તેઓ સંબંધી ગુના વિષનો છે. સરકારી નોકરી કરવા રહેવું એ પણ એક જાતનો કંત્રાક્ટછે. બાંધેલો પગાર લઈ પોતાની શકિત પ્રમાણે કામ કરવું. સરકાર તેમની શકિત પ્રમાણે જે પગાર આપે તે ઉપર સંતોષ રાખી રહેવું. ખુલ્લી અથવા આડકતરી રીતે કે બીજી કોઈ પણ રીત પગારથી વધારે લાલચ કરવી નહિ એ વગેરે હકીકત આ બાબ આપણને સુચવેછે.

દસમો બાબ સરકારી નોકરના કાયદેસર અખ્તિયારના તિ-

રસ્કાર બાબતનો છે. પ્રજાની મિલકત, આબરૂ, શરીર અને સ્વતંત્રતા જાળવવા રાજ્ય તરફથી તેમના પ્રતિનીધિ તરીકે નાના મોટા નોકરની નીમુનોંક થાયછે તેમના સર્વ બાજબી હુકમો વીગેરે રદ થતાં સુધી માનવા એ દરેક સમજુ પ્રજાની ફરજછે અને આ ઉપરથી આપણે એવું સમજવાનુંછે કે દરેક સરકારી નોકરે કરેલા કાયદાના હુકમો આપણે માનવા જોઈએ. જો તેમ ન કરીએતો રાજ્ય ખુદનું અપમાન કર્યા જેવું છે. આ ઉપરથી આપણને શું બોધ મળેછે તે ખુલ્લુંછે.

અગીયારમો બાબ ખોટા પુરાવા તથા સરકારી ઈનસાફ વિરૂદ્ધના ગુના માટે છે. સમજુ પ્રજાના દરેકજણે પોતાનો હક સ્થાપીત કરવામાં કાયદા અને રાસ્તીને રસ્તે વર્તવું જોઈએ. ઇનસાફની કોરટમાં ખોટો પુરાવો બનાવવો નહિ, ખોટો દાવો કરવો નહિ, ખોટી ફોજદારીમાં ફરિયાદ કરવી નહિ એ વીગેરે મહાવાકયોનો બોધ આ બાબથી થાય છે.

બારમો બાબ શિક્કા તથા સરકારી સ્ટાંપ સંબંધીનોછે. રાજ્ય સ્થાપીત થયા પછી તે રાજ્ય જે શિક્કા પાડે તે ચાલતાં નાણાતરીકે પ્રજાના દરેકજણે મંજુર રાખવા જોઈએ તેને કોઈ પણ રીતે ખોટા બનાવી કે ખોટા બનાવવાની ક્રિયાનો કાંઈ ભાગ કરી રાજ્યના એ ધોરણને ખલેલ પહોચાડવી નહિ જોઈએ. સ્ટાંપ જે ઉપજ લેવાની આ જમાનાની રીતછે તે પ્રત્યે પણ તેવીજ ચાલ ચલાવવી જોઈએ તેથી વિરૂદ્ધ ચાલવું નહિ જોઈએ એવું આ બાબ આપણને શીખવેછે.

તેરમો બાબ કાટલાં તથા માપ સંબંધીનોછે રાજ્ય તરફથી જે તોળવા ભરવાના યંત્રતરીકે મંજુર થયેલ ધોરણ હોય તેમાં કાંઈ ફેરફાર કરવો નહિ જોઈએ એ વીગેરે બોધવચનો આ બાબ શીખવે છે.

ચઉદમો બાબ લોકોની તંદુરસ્તી, સલામતી, અનુકુળતા લજ્જા તથા નિતી વિરૂદ્ધના ગુના માટેછે. રાજ્યની રૈયતની તંદુરસ્તી, સલામતી, અનુકુળતા લજ્જા અને નિતીને જોખમ પહોચે એવાં

દરેક કૃત્ય રાજ્યે અટકાવાં જોઇએ એવાં કામ કરનારને કેવા કેવા પ્રકારની સજા થઈ શકે તે માટે આ બાબ છે. એવી તંદુરસ્તી, સલામતી, અનુકુળતા, લજ્જા અને નિતીને હરકત પડે એવાં કોઈ પણ કૃત્ય દરેક સમજુ માણસે કરવા નહિ જોઇએ એ ફરજો આ બાબ આપણને સમજાવે છે.

પંદરમો બાબ ધર્મ સંબંધી ગુનાનો છે. દરેક સ્થાપીત થયેલા અને સુધરેલા રાજ્યની ફરજ છે કે તેના આશરા નીચે આવી રહેલી અથવા મુળથી રહેલી ધમ પ્રજા સંબંધી જે વીચાર કિંવા દ્રઢતા ધરાવની તેમાં પોતે વચે આવવું નહિ જોઇએ તથા બીજાને વચે આવવા દેવા નહિ જોઇએ. કેમકે તેમ કરવાથી રાજ્ય વખતે જોખમમાં આવી પડે છે. દરેક માણસ જે ધર્મ ઉપર વિશ્વાસ રાખતો હોય તે ધર્મ તે માને અથવા પાળે તેમાં જુદી જુદીતરેહથી ખલેલ પાડવી નહિ જોઇએ એવું આ બાબ જણાવેછે.

સોળમો બાબ માણસના શરીર સંબંધી ગુનાનો છે. પોતાના રાજ્યમાં રહેનાર પ્રજાના દરેકજણના શરીરને દુખ આપે અથવા તેના શરીરનો નાશ કરે એવાં દરેક કૃત્યને અટકાવવા જોઇએ એ રાજ્ય પોતાની પવીત્ર ફરજ સમજેછે. આ બાબ તેજ માટે છે. બીજા માણસના શરીરને વગર કારણે કોઈ પણ નાની મોટાહાની નહિ થવી જોઇએ એ મહા વચનોનો આ બાબ આપણને બોધ કરે છે.

સતરમો બાબ મિલકત સંબંધી ગુનોછે. દરેક માણસે પોત પોતાની મિલકત બીજાની મિલકતને કિંવા [illegible]ને નુકશાન નહિ પહોચાડી ભોગવવી જોઇએ. બીજાની મિલકત ઉપર કોઈ પણ તરેહથી તરાપ મારવાની તજવીજ કરવી નહિ જોઇએ એવું કરવાથી ગુનો બનેછે. પોતપોતાની મિલકત બીજાને અડચણ કર્યા વગર ભોગવવી. બીજાની મિલકત ઉપર કોઈ પણ તરેહથી ગેરવાજબી તરાપ નહિ મારવી જોઇએ એ શુભ ફરજ આ બાબ આપણને સુચવે છે.

અઢારમો બાબ લેખ સંબંધી તથા વેપાર અથવા મિલકતની

નીશાનીઓ સંબંધી ગુના માટેનોછે. ખોટો લેખ બનાવી કાંઈ હક્ક લેવા ઇચ્છા રાખવી નહિ જોઇએ. વેપારી લોકો પોતાંના હીત માટે જે વેપારની નિશાની રાખેછે તે નીશાની કોઇતરેહથી ફેરવવી નહિ. એવી કાંઈ મિલકતની નીશાની પણ દરેક સમજુ માણસે ફેરવવી નહિ એવાં મહાવાકયો આ બાબ આપણને શીખવેછે.

ઓગણીશમો બાબ નોકરીનો કરાર તોડવા માટેનોછે. માણસો પોતા ઉપરની જંજાળ ઓછી કરવા અને તેમ કરીને પોતાનું શરીર સુખી રાખવા મરજી પડે તેટલા નોકરો રાખેછે. સાધારણ નોકરી કરનાર રજા લઇ ચાલ્યો જાય તો થોડી હરકત છે પણ લાંબી મુસાફરી માટેજ અથવા અશક્ત માણસો માટે જે નોકરો રાખેલા હોય તે એકદમ નાશી જાયતો તે રાખનાર સખસો કેવી આપદામાં આવી પડે એ ખુલ્લું છે, માટે એવી નોકરી કરવી માથે લીધા પછી કાંઈ અનિવાર્ય કારણ આવી ન પડે તો નિતી શાસ્ત્રના બહોળા નિયમ પ્રમાણે આપણે આપણા શેઠને તજવો નહિ જોઇએ એ પવિત્ર ફરજ આ બાબ આપણને શીખવાડેછે.

વીશમો બાબ લગ્ન સંબંધી ગુનાનોછે. દરેક માણસે પોતે પરણેલ એક સ્ત્રી સાથે સંસારીક કર્મ કરવાં જોઇએ એ ધર્મનો કાનુનછે. એક સાથે સંસાર માંડી બેસનારા સખસો ધાર્મીક કહેવાય છે. બીજાની સ્ત્રીને ભગવી લઈ જવી. એક છતાં બીજી કરવી, બીજાની સ્ત્રી સાથે જાર કર્મ કરવું એ બહુ ખરાબછે તેનો અટકાવ કરી તે પ્રમાણે આપણે નહિ કરવું જોઇએ એવું આ બાબ બતાવે છે.

બાબ એકવીશમો આબરૂ લેવા બાબતનોછે. દરેક માણસે કોઇની ખાનગી ચાલ ઉપર કાયદાની હદ બહાર ટીકા કરવી અને માણસતરીકે તેની આબરૂને જોખમ પહોચાડવું એ ધીકારવા જેવી બાબતછે. આ બાબમાં જે અપવાદો બતાવ્યા છે તે પ્રમાણે આબરૂ ઉપર ટીકા કરવાથી કાંઇ હરકત નથી પરંતુ તેની હદ બહારની બાબત યોગ્ય નથી માટે આપણે તેમ કરવું નહિ જોઇએ એવું આ બાબ સમજાવેછે.

બાવીશમો બાબ સાપરાધ ધમકી વીગેરે બાબતનોછે. વગર કારણે કાયદાની બહાર રહી કોઇને કોઈ બાબત ધમકીથી બીવરાવવો એ ધીકારને લાયકની બાબત છે. કાયદાની બહાર ધીકારવાના કેવા માઠા પરિણામ થાયછે એ આ બાબ આપણને સમજાવેછે.

ત્રેવીશમો બાબ ગુન્હાની કોશીશ માટેનોછે. ગુન્હો કરવા તરફનું કૃત્ય કરે પણ કોઈ ઈતેફાકથી તે પુરૂં થાય નહીંતો તેણે તે ગુન્હો કર્યો ગણાય નહીં પણ તેની કોશીશ કરી કહેવાય. જ્યારે ખરાબ કૃત્યને ગુન્હો ગણોછે ત્યારે તે કરવા તરફના કૃત્યને પણ ગુન્હાની કોશીશ એવું નામ આપણે આપવું જોઇએ. કાંઈ ગુન્હા ભરેલા કામ તરફ કોશીશ એ પણ ગુન્હોછે ત્યારે એવું કામ કરવા તરફનું કાંઈ પણ ગુન્હા ભરેલું પગલું આપણે શા માટે ભરવું જોઇએ એ સમજવું સહેલુંછે.

મારી શકિત પ્રમાણે નિતી શાસ્ત્રના નિયમ મેં સુચવ્યાછે. પ્રજાના દરેક સખસે તે ધ્યાનમાં રાખવા જોઇએ. માણસની દરરોજની રહેણી કરણી એવી છેકે હું ગુન્હો કરીશજ નહી એ કહેવું બર્થછે. દરેક માણસ પોતે નહી તો પોતાના કુટુંબી વીગેરેને ગુન્હો જાણવાથી કેટલો ફાયદો કરી શકશે તે જાણવું સહેલુંછે. કાયદાએ મનાઈ કરેલાં જે કૃત્યો તે ગુન્હાછે તે પ્રજાનો દરેક જણ જાણે એવો દહાડો ઉતાવળે આવે એવી અંતઃકરણથી ઇચ્છા રાખી આ ટુંક વિષય આપણે બંધ કરવો જોઇએ.



# ઈનડેક્સ (મુળાઅક્ષર પ્રમાણે સાંકળીયું).



## અ.

## ખ.

## ચ



## છ

પ્રષ્ટ.



## શ.

શિક્કો.

પ્રપ્ર૦

---

### નવો દિવાની કાયદો.

# સને ૧૮૭૭ નો આકટ ૧૦ મો.

### પુષ્કલ ટીકા અને ઈનડેક્ષ સાથે.

કિંમત રૂપૈયા ૫) પાંચ ટપાલ ખર્ચ રૂ૦-૪-૬.

ઉપરનું પુસ્તક ગોહલવાડ પ્રાંતમાં સ્વ. વલાહના ડે. ન્યાયાધીશ ત્રીકમરાય ઉદેશંકર પાસેથી રોકડી કિંમતે મળશે.

આ પુસ્તક વિષે વર્તમાન પત્રોના મત નિચે પ્રમાણે પડ્યા છે તેથી તેનું ઉપયોગીપણું જણાશે.

મુંબઈ સમાચારનું મત.

"આ કાયદા ઉપર લખાએલો એક લઘુ ગ્રંથ તેના પ્રસિદ્ધ કરનાર તરફથી અમોને મળ્યો છે અને તેની પોહોચ માનપૂર્વક અમે કબુલ રાખીએછીએ, આ મોટું પુસ્તક ગુજરાતી ભાષામાં લખાએલું છે, એટલે કે ઈ. સ. ૧૮૭૭ના માર્ચમહિનામાં નામદાર ગવરનર જનરલે એ આકટ પોતાની ધારા બાંધનારી સભામાં પસાર કીધોછે, અને તેનો આ તરજુમો છે. મી૦ ત્રીકમરાયે ફકત આ આકટનો તરજુમો છપાવી બહાર પાડ્યો નથી પણ એ આકટના સંબંધમાં જે ઘણી મેહેનત, ચાલાકી વાપરી બાંચનારના ઉપયોગનું કામ જે તમણે બજાવ્યુંછે તે એ આકટ ઉપર પોતા તરફથી કરેલી પુષ્કળ ટીકા છે. કોઈ પણ કાયદા ઉપર ટીકા કરવા, એટલે કે કાયદાની દરેક કલમ ઉપર સમજ આપવી, તે કલમો કયા કયા જાણીતા ફેસલાઓમાં લાગુ પાડી ચુકાઈ છે તેનું જ્ઞાન આપવું, અને તે કલમો બીજા કયા કયા કાયદાઓની કઈ કઈ કલમોને મળતીછે તથા તેમાં કેટલો કેટલો ફેર છે એ સર્વે જાતની સમજ સાથ પોતાનું કાયદા કાનુના વિષેનું જ્ઞાન બતાવવું તે સેહેલ કામ નથી. મી૦ ત્રીકમરાય જે ઓધો હાલ ભોગવેછે તે તરફ જોતાં તથા ધારાનું જે જ્ઞાન તેઓ ધરાવેછે તે તરફ નજર કરતાં આ ટીકા ઘણી બાહોસીથી થએલી જણાય છે. ધારાને લગતાં પુસ્તકોની તપાસ લઈ તે ઉપર ટીકા કરવાનું કામ ધારાના હીમાયતીઓ એજ

હાથમાં લેવું જોઇએછીએ. તેઓ વગર બીજા ગમે એવા ભણેલા હોય છે પણ તેઓથી પ્રજાની ખાત્રી પૂર્વક તે થતું નથી. આવી જાતનું કામ ઇંગ્રેજી બારીસ્ટરો બજાવતા આવેલા છે. પણ એ જાતની શરૂઆત મી૦ ત્રીકમદાએ એક દેશી થઈ પોતાના બાઈ બંધ વકીલો માટે તથા ગુજરાતી વાંચનારાઓનાં ફાયદાને માટે કીધીછે માટે તેમની આ ખરી મેહેનત વગર૦તારીફ પામવે પસાર થવી જોઇતી નથી. ભણેલા દેશીઓમાં ઘણો ભાગ વકીલોનું કામ કરતો જણાયછે. અને તેઓનામાં પણ મોટો ભાગ ઇંગ્રેજી ભાષાના જ્ઞાનથી અજાણ્યો હોયછે આવા ભાગને મી૦ ત્રીકમદાએ પ્રસિદ્ધ કરેલું આ પુસ્તક ઘણું ઉપયોગી થઈ પડવું જોઇએ. મી૦ ત્રીકમદાએ વળી મુળાક્ષર પ્રમાણે વીગતવાર સાંકળીયું બના૦યુંછે. જેથી કોઈ પણ બાબત ઉપર જોવું હોય તો સાંકળીયાં ઉપર નજર પડતાંજ તે બાબતનું પાનું તુરત નજરે પડેછે. આ પણ વાંચનારને એક મોટી સગવડ છે. અને ધારાનું એક પુસ્તક કે જે વારંવાર તેના અભ્યાસીઓને જોવું પડેછે તેઓને આ જાતનું સાંકળીયું ઘણું ઉપયોગી થઇ પડ્યા વગર રેહે નહીં.

કાયદાઓ ઉપર રચાએલાં અને પ્રગટ થએલાં પુસ્તકો હમેશાં કિમતી હોયછે. અને તે કિમતી હોવાથી તેના ખરીદદારો પણ થોડા મળેછે. ખરીદદારો થોડા હોવાથી એવાં પુસ્તકો રચનારાઓ અને પ્રગટ કરનારાઓની ઉલટ તુટી જાયછે તેઓને આસરાની વધારે જરૂર છે. આ પુસ્તક લીંબડીના ઠાકોર જશવંતસીંગજીને અરપણ કરવામાં આવ્યુંછે. આ કામ ઠાકોરને તેમજ પ્રગટ કરનાર એ બંનેને માન ભરેલુંછે. દેશીરાજાઓ એવાં કિમતી પુસ્તકોને આસરો આપે એ તેમના દરજ્જાને જેબ આપનાર અને ગ્રંથ કરતાને લાભ કરનાર છે. એક દેશી રાજાએ એવું ઉત્તેજન આપ્યું કે તેવુંજ બીજા રાજાઓ આપવા ઉશકેરાય છે. એમ થવાથી વિદ્યાભ્યાસની બાબતોનો ફેલાવો થાયછે અને ગુજરાતી ભાષાનાં સારાં પુસ્તકોનો વધારો થવાનો સંભવ રેહેછે."

(મુ. સ. તા. ૧૧-૧૦-૭૮.)

રાસ્તગોફ્તારનો મત.

"કાઠીયાવાડના વળા સંસ્થાનના ડેપ્યુટી જડજ.તથા એજન્સી ખાતાના એક વકીલ મી૦ ત્રીકમરાય ઉદેશંકરે ધારાના અભ્યાસીઓની એક અગત્યની ખુટ પુરી પાડીછે. સને ૧૮૭૭નો આક્ટ ૧૦ મો જે સાધારણ રીતે "સીવીલ પ્રોસીડયુંરકોડ" યાને દિવાની કામ ચલાવવાની રીતના કાયદાને નામે ઓળખાયછે, તે મોટો ધારો ગુજરાતીમાં ટીકા અને અનુક્રમણિકા સાથે મી૦ ત્રીકમરાએ છપાવી પ્રગટ કર્યોછે. એ ૫૦૦થી વધારે સફાનું એક મોટા કદનું ભારે પુસ્તક છે, જે લીંબડીના ઠાકોરને અર્પણ કર્યુંછે. હિંદુસ્તાનનો "પીનલકોડ" જેવો સંપુર્ણ ગણાયછે તેટલોજ કિમતી ન્યાયશાસ્ત્રીઓ આ સીવીલ પ્રોસીડયુંરકોડને સમજેછે, જે પ્રથમ છેક ૧૮૫૦ માં ઘડેલો ૧૭ વરસે ૧૮૭૭ માં પસાર થયોછે. પીનલકોડની સંપુર્ણતા સાથે સરખાવતાં એમાં ખામીઓ અલબત વધારે હોવી જોઈએ, તોપણ આવો એક મોટો ધારો ગુજરાતીમાં પ્રસિદ્ધ થયા વગર પડત પડવો ઘટતો નહીં હતો. તેને તે હીનપસ્તીમાંથી મી૦ ત્રીકમરાયે ઉગાર્યો છે ધારાના પુસ્તકોની ઈંગ્રેજીમાં કાંઈ ખુટ નથી, પણ ગુજરાતીમાં તેમની નવાઈ છે. ઈંગ્રેજી ધારો માત્ર ઈલાકા શેહેરોમાંજ જાયછે. જીલ્લાઓમાં કોરટની ભાષા દેશી છે ત્યાં ધારાનું કામ દેશી ભાષામાં ચાલે છે. અને ત્યાંના ઘણાક ધારા જાણનારાઓ ઈંગ્રેજીથી કેવળ અજાણ્યાછે. મુફસોલનો ઈનસાફ વધારે સસતો, સવળ અને સુતરો છે તે આ દેશી ભાષામાં કામ ચલાવાના કારણથી છે માટે જીલ્લાના ન્યાયખાતાની બીજી ન્યાય વ્યવસ્થા ગમે એટલો સુધારો કરવા જોગ હોય, પણ ઈંગ્રેજી કામના ઘેલાપણાનો ચેપ તેને લાગવા દેવો નહીં જોઈએ. દેશી ભાષામાં ઈનસાફ ચલાવવો એ ખામી વગરનું છે અને તેમાં સુધારાની જગ્યા નથી. એ ગોઠવણ તો માત્ર કાયમ થવી ઘટેછે અને તેને કાયમ કરવામાં આના સરખી દેશી ભાષાની ધારા પોથી ઉપયોગી છે. xxxxxxxxxxxxxxxxxxxxxxxxxx માટે મી૦ ત્રીકમરાયની આ મોટા પુસ્તકને સારો આવકાર દેવા

અમે ખુશી છીએ એમાં આપણા દિવાની ધારાની દરેક કલમ ઉપર અગત્યની ટીકા આપી છે અને દરેક ટીકાના ટેકામાં ચુકાદાઓની તથા બીજી શાહદતો ટાંકી છે. એ કામ સેહેલ નથી એ કામની મેહેનત જોતાં ચોપડીની કિમત રૂ ૫) ઘણી નથી. આવા મેહેનતુ અભ્યાસીઓને પ્રજાના ટેકા ઘટે છે.

(રાસ્તગોફતાર તા. ૨૯-૧૨ ૭૮.).

---

### કલમ ૧ લી.

આ આંક્ટનું નામ હિંદુસ્તાનનો ફોજદારી કાયદો છે. અને તે પ્રિન્સ ઓફ વેલ્સ આઇલેન્ડ, સિંગાપોર તથા મલાક્કા શીવાયના આખા હિંદુસ્તાનને લાગુછે.

### ટીકા.

હવે એ પ્રિન્સ ઓફ વેલ્સ આઇલેન્ડ વીગેરે સ્વસ્થાનોને પણ સન૧૮૬૭ ના આક્ટ ૫ માથી આ કાયદો લાગુ પાડવામાં આવ્યો છે.

### કલમ ૨ જી.

સદરહુ મુલકમાં આ કાયદો અમલમાં આવ્યા પછી જે ગુનાહ થાય તેને આ કાયદા પ્રમાણે સજા થાય.

### કલમ ૩ જી.

જે ગુનાહ સદરહુ મુલકની બાહાર થયા હોય, પણ જેની તજવીજ કાયદા પ્રમાણે તે મુલકની માંહે થઈ સકે તે ગુનાહોની શિક્ષા.

### ટીકા.

અંગ્રેજી રૈયત અંગ્રેજી હદની બાહાર આ કાયદા વિરૂદ્ધ ગુનાહ કરે તેની તજવીજ અંગ્રેજની કોર્ટથી થાય એવો આ કલમનો હેતુછે. પારકા રાજ્યની રૈયત એ પારકા રાજ્યમાં ગુનોહ કરી અંગ્રેજી હદમાં ભરાઈ બેસે તેનો ઇનસાફ તો તે પારકા દેશની કોર્ટોજ કરી શકે. આવા પારકા દેશની રૈયત અંગ્રેજી હદમાં ભરાઈ બેસે તેને પકડી પારકા રાજ્યને સ્વાધીન કરવા માટે આ કાયદાની નીચે લખેલી કલમો વિરૂદ્ધ નાજ ગુના ઠરાવ્યાછે. એ કલમો શીવાયની બીજી કલમો વિરૂદ્ધ કેદીએ ગુનોહ કર્યો હોય તો સ્વાધીન કરવાનો હુકમ થઈ શકે નહીં એ કલમો નીચે પ્રમાણેછે.

કલમ ૨૩૬, ૨૦૮, ૨૨૪, ૨૩૦ થી ૨૬૩, ૨૯૯ થી ૩૦૪, ૩૦૭, ૩૧૦, ૩૧૧, ૩૧૨ થી ૩૧૭, ૩૨૩ થી ૩૩૨, ૩૪૭, ૩૪૮, ૩૬૦ થી ૩૭૩, ૩૭૫ થી ૩૭૭, ૩૭૮ થી ૪૧૪, ૪૩૫ થી ૪૪૦, ૪૪૩ થી

૪૪૯, ૪૬૪ થી ૪૬૮, ૪૭૧ થી ૪૭૭, (જુઓ ગુનેહગારને સોંપવા સંબંધીનો હિંદુસ્તાનની કાયદા બાંધનારી કાઉન્સીલના સને ૧૮૭૯ના આક્ટ ૨૧ માનું પરિશિષ્ટ.)

### કલમ ૪ થી.

રાણીની સાથે દોસ્તી રાખનાર પરરાજ્યમાં રાણીના કોઈ નોકરે કરેલા ગુનાહોની સજા આ કાયદા પ્રમાણે થશે.

### ટીકા.

દેશી રાજ્યમાં કિંવા પારકા કોઈ બીજા રાજ્યમાં રાણીનો નોકર કાંઈ ગુનોહ કરે તો તેને આ કાયદા પ્રમાણે સજા થાય એવી આ કલમની મતલબ છે.

રાણીનો નોકર કોને કહેવો તે માટે જુઓ કલમ ૧૪.

### કલમ ૫ મી.

ક્યા ક્યા કાયદા પર આ આક્ટથી કાંઈ અસર થતી નથી તે વીશે.

### ટીકા.

આ કલમ ઉપર હાઈકોર્ટના નીચે પ્રમાણે ફેસલા થયા છે.

૧ સ્થાનીક કાયદા પ્રમાણે કેદીને સજા થઈ હોય, અને સજાનો ઠરાવ જોતાં એવું માલુમ પડે કે એ તો આ કાયદા પ્રમાણેનો ગુનોહ થાય છે તો તેટલા ઉપરથી સ્થાનીક કાયદા પ્રમાણે થયેલી સજા રદ થાય નહીં. ૮ વી. રી. પ્ર. ૫૫.

### કલમ ૬ ઠી.

આ કાયદામાં ગુનાહની જે વ્યાખ્યા બતાવી છે તે વ્યાખ્યા બતાવતી વખતે તથા શિક્ષા કરતી વખતે સાધારણ અપવાદો ધ્યાનમાં લેવા જોઈએ.

### કલમ ૭ મી.

આ કાયદામાં જે શબ્દનો અર્થ એકવાર સમજાવ્યો છે તે શબ્દ સઘળે ઠેકાણે તેજ અર્થે વાપર્યો છે.

### કલમ ૮ મી.

પુરૂષ સર્વનામ "તે" તથા તેને વિભક્તિ લાગીને સીદ્ધ થયેલા

શબ્દો પુરૂષ તથા સ્ત્રી એ બંનેને લાગુ પડે છે.

કલમ ૯ મી.

એકવચનમાં લખેલા શબ્દોને અનેક વચનમાં પણ સમજવા. અને અનેકવચનમાં લખેલા શબ્દોને એકવચનમાં પણ સમજવા; પણ સંબંધ જોતાં તેમ ન લાગે તો તેમ ન કરવું.

કલમ ૧૦ મી.

"પુરૂષ" એ શબ્દવડે કોઈ પણ વયનો માનવી પુરૂષ સમજવો; અને "સ્ત્રી" એ શબ્દવડે કોઈ પણ માનવી વયની સ્ત્રી સમજવી.

કલમ ૧૧ મી.

"સખસ" એ શબ્દમાં કોઈ પણ કંપની અથવા સભા અથવા માણસોની મંડળીનો સમાવેશ થાયછે; પછી તે કંપની, સભા, અથવા મંડળીને કારપોરેશનના હક મળ્યા હોય કે નહીં તોપણ.

કલમ ૧૨ મી.

"લોક" એ શબ્દમાં લોકના કોઈ પણ વર્ગનો અથવા કોઈ પણ જમાતનો સમાવેશ થાયછે.

કલમ ૧૩ મી.

"રાણી" એ શબ્દવડે ગ્રેટબ્રીટન તથા આયર્લાન્ડના એકઠાં મળેલાં રાજ્યનો તે વખતે જે સત્તાધીશ હોય તે સમજવો.

કલમ ૧૪ મી.

"રાણીનો નોકર" એટલે "હિંદુસ્તાનનો રાજ્યકારભાર સારી રીતે ચલાવવા બાબતનો આકટ" એ નામે ઓળખાતા કાયદાને આધારે અથવા હિંદુસ્તાનની સરકારે કે કોઈ પણ સરકારે અથવા તેની સત્તાથી, હિંદુસ્તાન મધે કાયમ રાખેલા, ઠરાવેલા, અથવા મુકરર કરેલાં સઘળા અમલદારો અથવા નોકરો સમજવા.

કલમ ૧૫ મી.

"બ્રિટિશ ઈન્ડીઆ" એ શબ્દવડે રાણીને હાથ રાણીની સત્તા તળે આજસુધી જે મુલક આવ્યોછે, અથવા હવે પછી આવે તે સમજવો.

કલમ ૧૬ મી.

"હિંદુસ્તાનની સરકાર" એ શબ્દ વડે હિંદુસ્તાનના ગવરનર જનરલ ઈનકૌન્સીલ, અથવા હિંદુસ્તાનના ગવરનર જનરલની ગેર હાજરીમાં પ્રેસીડેન્ટ ઈનકૌન્સીલ અથવા એકલા હિંદુસ્તાનના ગવરનર જનરલ સમજવા.

કલમ ૧૭ મી.

"સરકાર" એ શબ્દ વડે જે સખસ અથવા સખસોને બ્રિટિશ ઇન્ડીઆના કોઈ પણ ભાગમાં હકુમત કરવાનો કાયદા પ્રમાણે અખ્તીઆર છે તે સખસ અથવા સખસો સમજવા.

કલમ ૧૮ મી.

"પ્રેસિડેન્સી" એ શબ્દ વડે એક પ્રેસિડેન્સીની સરકારને તાબેનો મુલક સમજવો.

કલમ ૧૯ મી.

જડજ કોને કેહવો તેની વ્યાખ્યા.

ટીકા.

આવા નોકરોએ સરકારી નોકર હોઇને સરકારી કામ કરતાં કાંઈ ગુનોહ કર્યા હોય તો સ્થાનીક સરકારની મંજુરી વગર, અથવા સ્થાનીક સરકારે જે અમલદારને મંજુરી આપવાંનો અખ્તીઆર આપ્યો હોય તે અમલદારની મંજુરી વગર તેમની ઉપરની આવી ફરીઆદી કાંઈ પણ ફોજદારી કોર્ટથી સંભળાય નહીં. જુઓ ક્રી. પ્રો. કોડ. કલમ ૪૬૬.

આ ઉપરથી એમ નહીં સમજવું જોઇએ કે આવા નોકરો ઉપરની સઘળી ફરીઆદીમાં સ્થાનીક સરકારની મંજુરી જોઇએ. તેઓ જે વખતે ખાનગી સખસો હોય તે વખતે તો બીજા સાધારણ સખસોની માફક તેમની ઉપર કામ ચાલી શકે. જુઓ પ્રીનસેપ પ્રષ્ટ ૪૧૬.

કલમ ૨૦ મી.

ઇનસાફની કોર્ટ કોને કેહવી તેની વ્યાખ્યા.

કલમ ૨૧ મી.

સરકારી નોકર કોને કેહવા તેની વ્યાખ્યા.

ટીકા.

બબતો ઉઠાવી ઉપર લખેલા હુદાઓ માંહેલો કાંઈ હુદો કોઈ લોક

. બજાવે તો તેઓ સરકારી નોકર કહેવાય નહીં, કેમકે તે વખતે તેઓ નોકર નહીં પણ બળવાખોર હતા.

આ કલમ ઉપર હાઇકોર્ટના નીચે મુજબ ફેસલા થયા છે.

૧ સરકારના સોલીસીટરે, સરકારની મંજુરીથી અને ગવરનર જનરલ ઇનકોન્સીલે કરેલી ગોઠવણ પ્રમાણે કલકત્તાની પોલીસ કોર્ટમાં પ્રોસીક્યુટર તરીકે કામ કરવાને જે સખસને નીમેલો હોય તે હિં. ફો. કા. ની કલમ ૨૧માં બતાવેલા અર્થ પ્રમાણે સરકારી નોકર છે. કેસરે હિંદ વિરૂદ્ધ ભટો ક્રીસ્નોદાસ અને બીજા૩ ઈ.લા.રી.(કલકત્તા)પ્રષ્ટ ૪૯૭.

૨ કોઈ ઇજનેર મ્યુનીસીપાલ ખાતાના નાણા લઇને બીજાને આપતો હોય તો આ કલમની ૧૦ મી રકમ પ્રમાણે તે સરકારી નોકર છે. જો કે આવા નાણાનો ખરચ કરવાની પરવાનગી આપવાનો તેને અધીકાર નહોય તોપણ. રાણી વિરૂદ્ધ નાનતમરામ ૯ મું. હા.રી.પ્ર.૯૪.

૩ આ કલમની ૨ જી રકમમાં "ઓફીસર" એ શબ્દ છે તેનો અર્થ સરકારનું કાંઈ કામ કરવાને નીમાયેલો હોય તેને લાગુ પડે છે. તેને પોતાને કાંઈ અંધીકાર મળેલો હોવો જોઇએ, અથવા અધીકાર પામેલા સખસોને મદદગાર તરીકે કામ કરતો હોવો જોઇએ, અને એ કારણથી તે ઇજારદારને જંગલ ખાતાની ઉપજનો હિસાબ રાખતો હોય અને કાંઈ ભાગ પોતાને માટે રાખી બાકીનો ભાગ સરકારને આપતો હોય તો તે ઓફીસર નથી. અને તેટલા માટે તે સરકારી નોકર નથી. રાણી વિરૂદ્ધ રામજી રાવજી બાજીરાવ ૧૨ મું.હા. રી. પ્ર. ૧

કલમ ૨૨ મી.

**"જંગમ મિલકત" એ શબ્દવડે જમીન તથા જમીનને ચોટેલી વસ્તુ તથા જમીનની જોડે જાથુ જોડાએલી વસ્તુ શીવાયની કોઈ પણ પ્રકારની સાકાર મિલકત સમજવી.**

ટીકા.

જમીનને જાથુ જોડાએલી વસ્તુ હોય પણ તેથી તેને છુટી પાડવામાં આવે તો તે જંગમ મીલકત થાય છે. ( જુઓ આ કાયદાની કલમ ૩૭૮ નો ખુલાસો ૧ લો).

કલમ ૨૩ મી.

**"ગેરવાજબી લાભ" એટલે કાયદા વિરૂદ્ધ ઉપાયોથી મેળવેલી**

મિલકત, જે મિલકતપર તે મેળવનાર સખસનો કાયદા પ્રમાણે હક નથી.

"ગેરવાજબી હાની" એટલે કાયદા વિરૂદ્ધ ઉપાયોથી મીલકતનું જવું, જે મીલકતપર તે જેની પાસેથી જાયછે તે સખસનો કાયદા પ્રમાણે હક છે.

કોઈ સખસને ગેરવાજબી રીતે, કાંઈ મળે ત્યારે અને તેમજ તે ગેરવાજબી રીતે પોતાની પાસે રાખે ત્યારે પણ, તેને ગેરવાજબી લાભ થયો એમ સમજવું. કોઈ સખસની પાસે ગેરવાજબી રીતે કાંઈ મીલકત લઈ લેવાય ત્યારે, અને તેને તેમજ કાંઈ મીલકત લેતાં ગેરવાજબી રીતે પ્રતિબંધ થાય ત્યારે પણ તેને ગેરવાજબી હાની થઈ એમ સમજવું.

કલમ ૨૪ મી.

જે માણસ કાંઈ વસ્તુ એક સખસને ગેરવાજબી લાભ કરવાના ઈરાદાથી, અથવા બીજા સખસને ગેરવાજબી હાની કરવાના ઈરાદાથી કરે તે માણસે તે વસ્તુ બદદ્યાનતથી કરી એમ સમજવું.

કલમ ૨૫ મી.

જે કોઈ સખસ કાંઈ વસ્તુ દગો કરવાના ઈરાદાથી કરે તો તે વસ્તુ તેણે દગલબાજીથી કરી એમ સમજવું.

કલમ ૨૬ મી.

જો કોઈ સખસને કાંઈ વસ્તુ માનવાનું પાકું કારણ હોય, તો તેને તે વસ્તુ "માનવાનું કારણ" છે એમ સમજવું, નહીં તો નહીં.

ટીકા.

આ વાક્યનો અર્થ ઘણો જાણવા લાયકછે. આગળ ઘણી કલમોમાં "તહોમતદારે અમુક હકીકત જાણીને કિંવા માનીને કરી" એવા ઘણા વાકયો આવેછે. જેમકે "ચોરીનો માલ જાણીને અથવા માનવાનું કારણ છતાં લીધો" એવું કલમ ૪૧૧ માં આગળ આવશે ત્યારે હવે "માનવાનું કારણ" એટલે શું તે જાણવું ઘણું અગત્યનું છે. તેનો લાંબો અર્થ એટલો છે કે માલ ઓછી કીંમતે મળે છે, છાની રીતે વેચનાર આપી જાયછે, વેચવા વાળો સખસ તે ચીજનો વેપાર કરવા

વાળો નથી, એ વીગેરે હકીકત હોય તો પોતે લીધેલો માલ ચોરીનો છે એવું તે માને છે એમ સાધારણ બુદ્ધિનું માણસ પણ સેહેજ અનુમાન કરી શકે. દરેક કેસમાં આવી રીતે માનવાના પાકાં કારણ જુદાં જુદાં હોય છે. દુનીઆમાં બનતા બનાવ વધારે જોનાર જાણનારનું વધારે સુજે છે, અને તેથી ઉતરતા લોકોને થોડા સુજે છે.

ટુંકામાં આ "માનવાના કારણ"નો અર્થ એજ છે કે અમુક હકીકત તહોમતદારે જાણી તેમ છતાં અમુક કૃત્ય કર્યું તે ઉપરથી તેની સ્થિતિનો માણસ તે હકીકત ઉપરથી સાધારણ રીતે શું અનુમાન કરે તેજ છે.

### કલમ ૨૭ મી.

જ્યારે કાંઇ મીલકત કોઇ સખસની વતી તે સખસની સ્ત્રિ, મેહેતા, અથવા નોકરના કબજામાં હોય ત્યારે આ કાયદાના અર્થ પ્રમાણે તે તેજ સખસના કબજામાં છે એમ સમજવું.

### કલમ ૨૮ મી.

જે સખસ એક વસ્તુ બીજી વસ્તુના સરખી કરે એવા ઇરાદાથી કે તે સરખાપણાથી ફરેબ કરવો, અથવા એવું જાણીને કે તેથી ફરેબ થશે એવો સંભવ છે, તે સખસે તે વસ્તુ ખોટી બનાવી એમ સમજવું.

### કલમ ૨૯ મી.

"લેખ" એ શબ્દવડે કોઇ પણ બાબત સમજવી, જે બાબત કોઇ પણ વસ્તુ ઉપર અક્ષર, અંક, કે ચિન્હવડે, અથવા એમાંના એકથી વધારે સાધનોવડે સમજાવી અથવા બ્યાન કરેલી હોય, અને જે સાધનો તે બાબતના પુરાવા દાખલ વાપરવાનો ઇરાદો કર્યો હોય, અથવા વપરાય.

### ટીકા.

જુઓ આ કલમનો ખુલાસો તેથી વધારે અજવાળુ પડશે.

૧ કોઇ અરજી આપવા મુસદો કર્યો હોય, અને તે મુસદો જે અરજીનો હોય તે અરજી કોઇ બાબતના પુરાવા તરીકે વાપરવાની હોય તો તે આ કલમ પ્રમાણેનું દસ્તાવેજ છે. એ અરજીના મુસદામાં કોઇ સખસની આબરૂને હાની પોચે એવી હકીકત લખી હોય તો તેણે

કલમ ૪૯૯ પ્રમાણે ગુનોહ કર્યો કહેવાય. ૧૦વી. રી. પ્ર.૭૧ ( ફોજદારી ).

૨ ખોટો લેખ બનાવ્યાનો ગુનોહ સંપૂર્ણ થવા માટે લેખ ખોટો બનાવ્યો એ હકીકતજ પુરતી છે. એ લેખ કોઈ ખરા હયાત માણસના નામનો બનાવેલો હોવો જોઇયે એવી કાંઈ જરૂરીયાત નથી. તે બનાવવાવાળા સખસ તે ખોટોછે એવું જાણતા અથવા માનતા હોય તો પણ એ લેખ કાયદાસર પુરાવામાં લેવા લાયક ન હોય તોપણ ગુનોહ પુંર્ણ થાયછે. રાણી વિરૂદ્ધ સોકતઅલી. ૨બેં. હા. રી. પ્ર. ૧૨ ( ફોજદારી )

## કલમ ૩૦ મી.

"કિંમતી દસ્તાવેજ" એ શબ્દવડે જે લેખથી કાંઈ કાયદાસર હક ઉત્પન્ન થતો હોય, વધતો હોય, બીજાને અપાતો હોય, ઓછો થતો હોય, નાબુદ થતો હોય, અથવા છોડી દેવાતો હોય, અથવા જે લેખથી કોઈ સખસ કબુલ કરતો હોય કે મારી કાયદેસર જુમેદારી છે, અથવા ફલાણો કાયદાસર હક્ક મારો નથી એવો લેખ, અથવા એવી મતલબનો લેખ સમજવો.

### ટીકા.

૧ છુટા છેડાનું દસ્તાવેજ એ આ કલમ પ્રમાણે કિમતી દસ્તાવેજ છે. ૧૧વી. રી. પ્ર. ૧૫ ( ફોજદારી ).

૨ કોઈ એક ખતની નકલ એ આ કલમ પ્રમાણે કિંમતી દસ્તાવેજ નથી. રાણી વિરૂદ્ધ ખુશાલ હીરામાન અને ઈંદ્રગીર. ૪મું. હા. રી. પ્ર. ૨૮

૩ કાંઇ હિસાબની ચોખ લખીને કરી હોય અને તેમાં કોઇએ સહી નકરી હોય તો પણ આ કલમ પ્રમાણે તે કિંમતી દસ્તાવેજ છે. ૨મ.હા.રી.પ્ર.૨૪

૪ કોઇ દસ્તાવેજ સ્ટાંપ ઉપર લખેલું ન હોય અને એટલા માટે એ પુરાવામાં લેવાય એવું ન હોય તો પણ તે કિમતી દસ્તાવેજછે. ૭મ.હા.રી.પ્ર.૨૬

## કલમ ૩૧ મી.

"વિલ" એ શબ્દવડે કોઈ પણ વસીઅતનામાનો લેખ સમજવો.

## કલમ ૩૨ મી.

આ કાયદાના હરેક ભાગમાં કરેલાં કામોનો બોધ કરનાર શબ્દો હોય તે શબ્દો કાયદા વિરૂદ્ધ કસુરોને પણ લાગેછે એમ સમજવું; પણ જે ઠેકાણે તે શબ્દો લખ્યા હોય તે ઠેકાણે મતલબ

જોતાં તેથી ઉલટો અર્થ દેખાતો હોય ત્યાં તેમ અર્થ કરવો.

કલમ ૩૩ મી.

"કામ" એ શબ્દ એક કામને, અને પછી એક પછી એક એ પ્રમાણે કરેલાં અનેક કામોને પણ, લાગેછે; અને "કસુર" એ શબ્દ એક કસુરને, તેમજ એક પછી એક એ પ્રમાણે કરેલાં અનેક કસુરોને પણ, લાગેછે.

કલમ ૩૪ મી.

જ્યારે કાંઈ ગુનાહનું કામ ઘણા સખસોએ કર્યું હોય, ત્યારે તેઓમાંનો હરેક સખસ તે કામ તે એકલાએજ કર્યું હોય એ રીતે તે કામને માટે જવાબદારછે.

ટીકા.

દરેક માણસ તેના કરેલા કૃત્યથી જે પરીણામ નીવડે તે માટે જવાબદારછે. એ ન્યાયના મહાવાક્યો ઉપર આ કલમનો આધાર દેખાયછે. આ કલમ પ્રમાણે તહોમતદારને જવાબદાર ગણતી વખતે થયેલું કૃત્ય તેમણે ધારેલા કૃત્યનો ભાગછે, કિંવા તેનું સંભાવ્ય ફળછે એવું સાબીત થવું જોઈએ એવું ધારવામાં આવેછે.

કલમ ૩૫ મી.

જો કાંઈ કામ ઘણા સખસોએ કર્યું હોય, અને તે કામ કાંઈ સાપરાધ જ્ઞાન કિંવા ઇરાદાથી થયાને લીધે ગુનાહ ગણાતું હોય, તો તેઓમાંનો હરેક સખસ જે તે કામમાં તેવા જ્ઞાન કિંવા ઇરાદાથી સામીલ થયો હોય, તે તેણે એકલાએ તેવા જ્ઞાન અને ઇરાદાથી એ કામ કર્યું હોય એ રીતે એ કામને માટે જવાબદારછે.

ટીકા.

આ આખા કાયદામાં "ઇરાદા" શબ્દનો ઉપયોગ વારંવાર આવેછે, પરંતુ તેનો અર્થ બતાવેલો જણાતો નથી. "અમુક સખસે અમુક કૃત્ય ઇરાદાથી કર્યું" તેનો અર્થ એકે તે સખસે તે કૃત્ય ખુશીથી કર્યું. ખુશીથી કૃત્ય કરવામાં આવે ત્યારે કાયદો એવું અનુમાન કરેછે કે કરેલા કૃત્યનું અમુક પરિણામ આવશે એવું તે જાણતો હોવો જોઈએ. તેથી અમુક પરિણામ નીપજશે એવું તેણે ધાર્યું, ઇ-

રજવું, કિંવા ઇરાદો કર્યો ન હોય તોપણ માણસ જાતના અનુભવ પ્ર- માણે કરેલા કૃત્યથી અમુક પરિણામ નીપજશે એવું માણસો જાણેછે તે નિયમ પ્રમાણે નીપજેલું પરિણામ તેણે ઇરાદા પુર્વક આણ્યું એવું માનવામાં આવેછે. ન્યાયનું એક મહા વાક્યછે કે બહારના કૃત્યથી મનની અંદરનો ઇરાદો જણાઇ આવેછે. એટલે કે ઇચ્છા જે કૃત્ય અમલમાં લાવવા ધારેછે તે બહારની ઇંદ્રિથી અમલમાં લવાયછે. ઇરાદો કાંઇ એવી સાકાર વસ્તુ નથી કે તે માણસની નજરે પડી શકે. માણસના મનની અંદર પેશી તેનો ઇરાદો કેવોછે તે જાણી શકાતું નથી, અને તે જાણવાનું પ્રયત્ન કરવું એ માણસની અકલની શક્તિ- ની બહાર છે. જેમ કે માણસ જાતમાં પોતાને કરેલા ખરાબ કૃત્યનો વૈર લેવાનો સ્વાભાવિક ગુણ હોયછે તે નિયમ પ્રમાણે તે માણસને કોઇ સખસે કાંઈ હાની કરી હોય તેનું વૈર લેવું જોઇએ એવું મનની ઇચ્છા સુચવે. એ સુચના પ્રમાણે તરવાર લઇ હાથ એ ઇચ્છા અ- મલમાં લાવવા માટે એ બુરૂં કરનાર સખસ ઉપર ઉપાડી તરવારથી ધસવાનું કરે એટલી હકીકત હોય ત્યારે તહોમતદારનો ઇરાદો સામા સખસને તરવારથી મારી નાખવાનો હતો એમ પામજવું.

કલમ ૩૬ મી.

જો, કાંઈ કામથી અથવા કાંઈ કસુરથી, કાંઈ અસર કરવી, અથવા અસર કરવાની કોશિશ કરવી, એ કાંઈ ગુનોહ હોય તો તે અસર થોડી કાંઈ કામથી કરવી, અને થોડી કાંઇ કસુર કરવી, એ પણ તેજ ગુનોહ છે એમ સમજવું.

ટીકા.

આ કલમ નીચેનું દ્રષ્ટાંત જોવાથી આ કલમ સમજાય તેવીછે. એથી કાંઈ વધારે વિવેચન કરવામાં આવતું નથી.

કલમ ૩૭ મી.

જો કોઈ ગુનોહ ઘણા કામો કરવાથી થયો હોય તો જે સખસ એકલો અથવા બીજા કોઇ સખસોની સાથે રહીને તે કામો માં- હેનું ગમે તે એક કામ કરીને તે ગુનોહ કરવામાં ઇરાદાથી સહકાર

કરે તે સુખસે તે ગુનોહ કર્યો એમ સમજવું.

### ટીકા.

જુઓ આ કલમ નીચેનાં દ્રષ્ટાંત.

### કલમ ૩૮ મી.

કાંઈ ગુનાહવું કામ કરવામાં ઘણા સખસો લાગેલા અથવા સામીલ હોય, તે તેઓ તે કામથી જુદા જુદા ગુનાહના તકસીરવાર થઈ શકે.

### ટીકા.

જુઓ આ કલમ નીચેનું દ્રષ્ટાંત.

### કલમ ૩૯ મી.

જ્યારે કોઈ સખસે જે ઉપાયથી કાંઈ અસર પેદા કરવાનો ઈરાદો કર્યો હોય તે ઉપાયથી, અથવા જે ઉપાયથી તે અસર પેદા થશે એવો સંભવછે એમ તે ઉપાય કામે લગાડતી વખતે તેણે જાણ્યું હોય અથવા એમ માનવાનું તેને કારણ હોય તે ઉપાયથી, તે તે અસર પેદા કરે, ત્યારે તેણે બુદ્ધિપુર્વક તે અસર પેદા કરી એમ સમજવું.

### ટીકા.

આ કલમમાં "બુદ્ધિ પુર્વક" શબ્દછે તેનો ઘણો ખરો અર્થ કલમ ૩૫માં ઇરાદાની જે ટીકા આપીછે તેમાં આવી જાયછે. માનવાના કારણ માટે જુઓ કલમ ૨૬ ની ટીકા.

### કલમ ૪૦ મી.

"ગુનોહ" એ શબ્દવડે જે વસ્તુને માટે આ કાયદામાં શિક્ષા કરવાનું ફરમાવ્યુંછે તે વસ્તુ સમજવી.

### ટીકા.

સને ૧૮૭૦ના આકટ ૨૭ માંથી આ કાયદાની નીચેની કલમમાં બતાવેલો ગુનોહ સ્થાનીક કિંવા વિશેષ કાયદામાં બતાવેલો ગુનોહછે એ વાર છે એમ પણ ઠરાવ્યું છે.

કલમ ૧૦૯-૧૧૦-૧૧૨-૧૧૪-૧૧૫-૧૧૬-૧૧૭-૧૮૭, ૧૯૪, ૧૯૫, ૨૦૩, ૨૧૧, ૨૧૩, ૨૧૪, ૨૨૧, ૨૨૨, ૨૨૩, ૨૨૪, ૨૨૫,

૩૨૭, ૩૨૮, ૩૨૯, ૩૩૦, ૩૩૧, ૩૪૭, ૩૪૮, ૩૬૮, ૩૬૯ અને ૪૪૫.

કલમ ૪૧ મી.

"વિશેષ કાયદો" એટલે કાંઇ ખાસ બાબતને લાગુ પડે એવો કાયદો.

કલમ ૪૨ મી.

"સ્થાનીક કાયદો" એટલે બ્રિટિશ ઇન્ડીઆના કોઇ વિશેષ ભાગને લાગુ પડે એવો કાયદો.

કલમ ૪૩ મી.

"કાયદા વિરૂદ્ધ" એ શબ્દો જે જે વસ્તુ ગુનોહ છે, અથવા કાયદાએ મનેહ કરેલી છે, અથવા દિવાની ફરીઆદનું કારણ થાયછે તે પ્રત્યેકને લાગુછે; અને જે સખસ તે વસ્તુ કરવામાં કસુર કરે તો કાયદા વિરૂદ્ધ થાય તે વસ્તુ કરવાની તે સખસની "કાયદા પ્રમાણે ફરજ" છે એમ સમજવું.

કલમ ૪૪ મી.

"નુકશાન" એ શબ્દવડે કોઇ પણ સખસના શરીરને, મનને, આબરૂને, અથવા મિલકતને કાયદા વિરૂદ્ધ કરેલી હાની સમજવી.

કલમ ૪૫ મી.

"જીંદગી" એ શબ્દવડે માણસની જીંદગી સમજવી; પણ જે ઠેકાણે એ સબ્દ લખ્યો હોય તે ઠેકાણે મતલબ જોતાં એથી ઉલટો અર્થ દેખાતો હોય, તો ત્યાં તેમ અર્થ કરવો.

કલમ ૪૬ મી.

"મોત" એ શબ્દવડે માણસનું મોત સમજવું; પણ જે ઠેકાણે એ શબ્દ લખ્યો હોય તે ઠેકાણે મતલબ જોતાં એથી ઉલટો અર્થ દેખાતો હો તો ત્યાં તેમ અર્થ કરવો.

કલમ ૪૭ મી.

"જાનવર" એ શબ્દવડે માણસ શીવાય બીજી કાંઇ પણ જીવવાળી મિલકત સમજવી.

### કલમ ૪૮ મી.

"વાહાણ" એ શબ્દવડે જળ માર્ગે માણસને અથવા મિલકતને લઇ જવા માટે કરેલી કાંઈ પણ વસ્તુ સમજવી.

### કલમ ૪૯ મી.

જે જે ઠેકાણે "વર્ષ" એ શબ્દ અથવા "મહીનો" એ શબ્દ લખ્યો હોય તે તે ઠેકાણે એમ સમજવું કે અંગ્રેજી પંચાંગ પ્રમાણે તે વર્ષ અથવા મહિનો ગણવો.

### કલમ ૫૦ મી.

"કલમ" એ શબ્દવડે આ કાયદાના બાબના જે જે ભાગોની આગળ આંકડા લખીને તેઓને જુદા પાડેલા છે તેઓમાંનો એક ભાગ સમજવો.

### કલમ ૫૧ મી.

"સોગંદ" એ શબ્દમાં સોગંદને ઠેકાણે ધર્મ પૂર્વક પ્રતિજ્ઞા કરવાનું કાયદામાં ફરમાવેલું હોય તે પ્રતિજ્ઞા, તથા, ઇનસાફની કોર્ટમાં કે બીજે ઠેકાણે, કોઇ સરકારી નોકરની આગળ કાંઇ પણ એકરાર કરવાનું કાયદામાં ફરમાવ્યું અથવા રજા આપી હોય, અથવા જે એ કરાર પુરાવાના કારણસર વાપરવો હોય, તે એ કરારપણ સમાય છે એમ સમજવું.

### ટીકા.

(હિંદુસ્તાનના સને ૧૮૭૩ના આક્ટ ૧૦ ( સોગંદના ) નો નીચેનો ઉતારો આ કલમના સંબંધમાં ઉપયોગી છે.

સમ ખવરાવવાનો અને પ્રતીજ્ઞા આપવાનો અધીકાર નીચે લખેલી કોર્ટોને છે ( કલમ ૪ )

( અ ) જે કોર્ટોને તથા માણસોને કાયદા પ્રમાણે અથવા પક્ષકારના અનુમતથી જુબાની લેવાની લેવાનો અધીકાર હોય તે સઘળી કોર્ટો અને માણસો.

( બ ) પોતાના સ્ટેશનમાં લશ્કરના કમાંડીંગ આફીસરને.

( ક ) જસ્ટીસ ઓફ ધી પીસને.

જે સમ ખાવાને હરકત લેતા હોય તેઓ જો સમને બદલે પ્રતીજ્ઞા

કરવી જોઇએ ( જુઓ કલમ ૬ )

સમને બદલે પ્રતીજ્ઞા કરી હોય કિંવા પ્રતીજ્ઞાને બદલે સમ લીધા હોયતો એટલાજ ઉપરથી ચાલેલું કામ ગેરઉપયોગી થતું નથી.(કલમ ૧૩)

### કલમ પ૨ મી.

જે વસ્તુ ઘટતી સંભાળ તથા ધ્યાન વીના કરી અથવા માની હોય તે "શુદ્ધ બુદ્ધિથી" કરી અથવા માની એમ સમજવું નહીં.

### ટીકા.

ઘટતી સંભાળ અને ધ્યાન એટલે શું તેનું ખરેખરૂં માપ બાંધવું એ શકય નથી. દરેક કેસની કેફીયત ઉપર તેનો આધારછે. સાધારણ રીતે તેનો અર્થ એવો થાય છેકે સાધારણ બુદ્ધિનું માણસ દરેક કામમાં જેવી સંભાળ અને ધ્યાન આપેછે તેને ઘટતી સંભાળ અને ધ્યાન કહેછે અને તે શીવાયની સંભાળ અને ધ્યાનને ઘટતી સંભાળ અને ધ્યાન કહેવામાં આવતા નથી.

ઘટતી સંભાળ અને ધ્યાન વગર સરકારી અમલદારો કામ કરે તો તેમની કેટલી જવાબદારીછે તે માટે જુઓ કલમ ૭૭.૭૮ ઉપરની ટીકા.

### કલમ પ૩ મી.

આ કાયદાના ઠરાવો પ્રમાણે ગુન્હેગારને જે જે શિક્ષા કરવામાં આવેછે તે ક્યા ક્યા પ્રકારનીછે તે.

### ટીકા.

આ કલમ આ કાયદા પ્રમાણે જે શિક્ષા થઈ શકે તે માટે છે તેમાં જે છ પ્રકારની શિક્ષા બતાવીછે તે શીવાય વળી સને ૧૮૬૪ ના આક્ટ ૬ થી ફટકાની સજા પણ કેટલાક ગુન્હામાં થઈ શકે છે. ધ્યાનમાં રાખવાનું છે કે સ્ત્રિને ફટકાની સજા થાય નહીં. છોકરાંને પણ ફટકાની સજા થાય નહીં. ઝીણી નેતરની સોટીથી થાયછે ( ક્રી. પ્રો. કોડ કલમ ૩૧૧ ) સ્ત્રી ગર્ભવંતી હોય ત્યારે મોતની સજા થાય તો તે શિક્ષાનો હુકમ બંધ રાખવાનો અને બદલવાનો હાઇકોર્ટને અખ્તિયાર છે. (ક્રી. પ્રો. કોડ કલમ ૩૦૬.)

આ કલમના સંબંધમાં નીચેના માહાવાક્ય ( કાયદાની કહેવતો ) ધ્યાનમાં રાખવાનાં છે.

( ૧ ) સખ્ત સજા કરવા કરતાં જે શિક્ષાથી ફરી ગુન્હો થતો અટકે એવી શિક્ષા કરવી એ ન્યાયછે.

( ૨ ) શિક્ષા હમેશાં ગુન્હાના પ્રમાણમાં કરવી.

( ૩ ) જે ગુન્હા અટકાવવા મુશ્કેલી ભરેલા હોયે તેવા ગુન્હામાં સજા સખ્ત કરવી.

( ૪ ) એકજ જણને અથવા રૈયતના ઘણા ભાગને એકજ જાતના ઘણા ગુન્હા કરવાની ટેવ પડી જતી હોય તો શિક્ષા સખ્ત કરવી.

( ૫ ) નાણાનો મોટો દંડ કરવા કરતાં શરીરની નાની શિક્ષાથી તહોમતદારને ઘણી અસર થાયછે.

( ૬ ) ખરા ગુન્હેગારને છોડી મુકવાથી બીજી નીરપરાધી રૈયત ભયમાં પડેછે.

( ૭ ) શિક્ષા કરતી વખતે દયા રાખવી ખરી પણ એ દયા એવી ન રાખવી કે તેથી ગુન્હેગારને ગુન્હા કરવાનું ઉત્તેજન મળે.

શિક્ષા વિષે બેનથામ નામના મોહા વિદ્વાનનાં વાક્ય અભ્યાસ કરવા લાયક છે તે એ છે કે—

( ૧ ) શિક્ષા એવી કરવી કે ગુન્હેગારે ગુન્હો કરી જે ફાયદો મેળવ્યો તે ફાયદો તણાઈ જઈ ઓર વધારે ગેરફાયદો તેને થાય.

( ૨ ) એક નાનો અને એક મોટો એવા બે ગુન્હા તહોમતદારે કરેલા હોય તો મોટાની સજા એવી કરવી કે જેથી તહોમતદાર નાનો ગુન્હો કરતાં ફરી અચકાય.

( ૩ ) એના એ ગુન્હા માટે સઘળા સખસોને એકની એકજ સજા કરવી ન જોઈએ. કેસની કેફીયત ઉપરથી વધારે ઘટારે કરવી જોઈએ.

( ૪ ) શિક્ષા એવી કરવી કે તહોમતદાર જે વર્ગનો હોય તે વર્ગમાં એ શિક્ષાથી તેને લજવાવું પડે, એટલે કે નીચ વર્ગના લોકને જુદી ઉચ્ચ વર્ગનાને જુદી.

આ કલમ ૫૭ માં જે સખ્ત સજા કરીછે તે સખ્ત સજા કેવી હોવી જોઈએ એવો શક ઉત્પન્ન થાય તેનો નિર્ણય એ છે કે દાણા દળવા,

તેલ કાઢવું, ખાંડવું, દળવું, જમીન ખોદી લઈ જવી, પાણી ખેંચવું, લાકડાં કાપવાં, લુવારી કામ કરાવવું એ છે.

આ કલમપરમાં આસાન કેદ છે તે કેદ કેદીને જેલમાં રાખવો, જેલના કાનુન પ્રમાણે ખાવાનું આપવું, તેની ખુશી વિરૂદ્ધ કાંઈ કામ કરાવવું નહી.

કલમ ૫૪ મી.

**મોતની સજા થઈ હોય એવાં કામમાં ગુનેહગારની રજા મંદી શીવાય, હિંદુસ્તાનની સરકાર, અથવા સ્થાનીક સરકાર તે શિક્ષાને બદલે આ કાયદામાં ઠરાવેલી બીજી કોઈ શિક્ષા કરી શકે.**

ટીકા.

મોતની સજા કરવાનો અધિકાર સેશન જજનેછે. સેશન જજ હાઈકોર્ટની મંજુરીની સરતે આવી સજા કરેછે. (જુઓ ક્રી. પ્રો. કોડ. કલમ ૨૮૭).

આ કલમ ૫૪માં અને ૫૫માં ગવરનર જનરલ તથા સ્થાનીક સરકારને મોત અથવા સમુદ્રપારની સજાને બદલે બીજી ગમેતે સજા કરવાનો જે અધિકાર આપ્યોછે તેનું કારણ નીચેના સ. ૧૮૩૭ના આ કાનદો ઘડવા માટે બેઠેલા કમીશનરોના રીપોર્ટથી ખુલ્લું જણાશે.

"એવું જોવામાં આવશે કે અમે સરકારને કેટલીક બાબતમાં ગુન્હેગારની રજામંદી વગર શિક્ષા બદલવાનો અધિકાર આપ્યો છે. આ બાબત અમે જે નિયમ કર્યા છે તે સર્વ વ્યાજબી ધારશું. મોતને બદલે આ કાયદામાં ફરમાવેલી બીજી શિક્ષા કરવાનો સરકારને અધિકાર આપવો જોઇએ એ ખુલ્લી રીતે યોગ્યછે. વળી અમને એમ પણ યોગ્ય લાગેછે કે જન્મ દેશ નીકાળની સજા કરેલા કેદીને જન્મ પર્યંત કેદ રાખવાનો અધિકાર સરકારને આપવો જોઇએ.કેટલીક વખતે એવું બનેછે કે જન્મ પર્યંત દેશ નિકાલ કરવાની સજા અમલમાં લાવતાં ઘણું અગવડ ભરેલું થઇ પડેછે. આવા બનાવ શુંછે તે શિક્ષા કરનાર કોર્ટ કરતાં સરકારના ધ્યાનમાં વધારે હોવા જોઇએ. જે ઠેકાણે કેદીઓ

ને જન્મ દેશ નિકાળ કરવામાં આવેછે તે ઠેકાણાની સ્થિતી જોતાં ત્યાં વધારે જન્મ કેદના કેદીઓ ભરવા ન જોઇએ. એ હકીકત શિક્ષા કરનાર કોર્ટ કરતાં સરકાર વધારે જાણેછે"

કલમ ૫૫ મી.

**જીવતાંસુધી સમુદ્રપારની સજા થઈ હોય તેવા કામમાં ગુનેહગારની રજામંદી શીવાય હિંદુસ્તાનની સરકાર તથા સ્થાનીક સરકાર ચૌદવરસ સુધી બેમાંની ગમેતે પ્રકારની કેદની સજા કરી શકે.**

ટીકા.

સમુદ્રપારની સજા કરવાનો અધિકાર પણ ઉપર બતાવેલા અધિકારીઓને છે. પણ તે માટે હાઇકોર્ટની મંજુરી લેવી પડતી નથી.

ગવરનર જનરલ તથા સ્થાનિક સરકારને આવો અધિકાર આપવાનું કારણ શુંછે તે માટે જુઓ આ કાયદો ઘડવા બેસનાર સને ૧૮૩૭ના કમીશનરનો રીપોર્ટ જે આગલી કલમ ૫૪ની ટીકામાં લખ્યોછે તે.

કલમ ૫૬ મી.

**યુરોપીઅન તથા અમેરીકન લોકોને સમુદ્રપારની શિક્ષાને બદલે સાસનીક દાસત્વની શિક્ષા કરવી.**

ટીકા.

આ કલમ ઘડવા માટેના કારણ સને ૧૮૩૭ માં બેઠેલા કમિશનના મેમ્બરો નીચે પ્રમાણે આપેછે.

× × × × "અમોને ખાત્રીછે કે દયાના કાનુન અને રાજ્ય પધતી પ્રમાણે આ કલમ અથવા એવી મતલબની કલમ હોવી જોઇએ"

"યુરોપીઅન અને દેશીવચ્ચે શરીરના બાંધા વીગેરેનો જે તફાવત છે તેથી દેશીઓને અને યુરોપીઅનોને એક કેદખાનાની સજા આપી મજુરી કરાવવી એ અશક્ય છે. જ્યાં બે તહોમતદાર (એક દેશી હોય) ત્યાં બેઉની સજામાં ખુલ્લો ફરકાર હોવો જોઇએ એ ખરૂં છે. × × × ×

હિંદુસ્તાન જેવો દેશ જ્યાં યુરોપીઅનોને જોઇતો અમલ એન ન

મળે તો તેમની જીંદગી કંટાળા ભરેલી થઈ પડેછે, ત્યાં તેને લાંબી મુદત સુધી જેલમાં રાખવો એ ઘાતકી કામછે. જો ઘાતકી કામ નહીં તો રાજ્ય પદ્ધતી વિરૂદ્ધતો છે.

"પ્રજા તરીકેની આપણી પદવી ઉંચી છે એવું હિંદુસ્તાનના લોક માને અને એવી પદવીના લોક વારંવાર જેલમાં જાય અને ત્યાં નીચી મજુરી કરે તેથી હિંદુસ્તાનના લોકોના મનમાં આપણી એ પદવી વિષે કેવો નીચો મત પડે એ હકીકત આપ નામદાર સાહેબને બતાવવી એ અમે જરૂરનું જોતા નથી."

"દેશીના જેવી કેદની સજા યુરોપીઅનને ન કરવાના જેવા મજબુત કારણછે તેમ જે યુરોપીઅનો મહાંત ગુન્હા કરે તેમને આ દેશમાં રહેવા નદેવા એ માટે પણ મજબુત કારણ છે. જેમ અમને ખાત્રી છે કે પ્રમાણિક, ઉદ્યોગી, અને ભણેલા અંગ્રેજો આ દેશમાં દાખલ કર્યા વગર સરકારની મજબુતાઈ વધશે નહીં તેમ લોકને ફાયદા ભરેલું થશે નહીં તેમ અમને એવી પણ ખાત્રીછે કે ખરાબ ચાલના ઈંગ્રેજોને આ દેશમાં ઢગલાબંધ આવવા દેવાથી સરકારને અને લોકોને જે દુઃખ આવી પડે તે બીજા કોઈથી આવી પડે નહીં. આવા લોકો રાજ કરતી કોમના અને તેવાજ વાનના છે. તેઓ ભાષા પણ તે રાજ કરતી કોમનીજ બોલછે. પોશાક પણ તેવોજ પહેરેછે. + + તેમની ચાલથી સરકારને એબ લાગે તેવું થાયછે.

### કલમ ૫૭ મી.

**શિક્ષાની મુદતોના ભાગોની ગણુતી કરવાં જીવતાસુધી સમુદ્રપારની શિક્ષાને વીશ વર્ષની સમુદ્રપારની શિક્ષાની બરાબર ગણવી.**

### ટીકા.

આ કલમની મતલબ એજ છે કે અમુક સખસને જીવતાંસુધી સમુદ્રપારની શિક્ષા થઈ એટલે કે વીશ બરસસુધી સમુદ્રપાર રહેવાનો હુકમ થયો. ઠરાવમાં જીવતાંસુધી સમુદ્રપાર રહેવાનો હુકમ હોય અને ગણતરી કરવામાં વીશ વરસ સમુદ્રપાર લખવો એ પ્રથમ વર્શને અવઘડ ભરેલું લાગે તેવુંછે પરંતુ તેમ નથી. આમ કરવાનું કારણ એટલુંજ જણાયછે કે વીશ બરસસુધી માણસના જુસાને અટકાવમાં રાખવાથી

પછી તેનો અસલ જુસો રહેતો નથી. નવોજ જુસો ઉતપન થાયછે. અને આથી જે જુસા માટે તેને સજા થઈ હતી તે જુસો મરણ પામ્યો અને નવા જુંસાની હયાતી થઈ એવું માનવામાં આવેછે. આ એક તર્કછે. સમુદ્રપાર જઈ આવેલા કેટલીક સખસો પણ પાછા આવા ગુનાહ• કરેછે ખરા.

## કલમ ૫૮ મી.

જે ગુનેહગારોને સમુદ્રપારની શિક્ષાનો હુકમ કરવામાં આવે, તે ગુનેહગારોને સમુદ્રપાર કરતાંસુધી સખત કેદ ભોગવાવવી, અને તે તેણે સમુદ્રપારની શિક્ષા ભોગવી હોય તેમ ગણવી.

## ટીકા.

આવા સમુદ્રપારની શિક્ષાના કેદીઓને રાખવાની જગ્યા હાલ પોર્ટબ્લેરછે. શિક્ષા કરનારની કોર્ટે કયે ઠેકાણે તહોમતદારને સમુદ્રપાર કરી રાખવો તે જણાવવાની જરૂર નથી. ક્રી. પ્રો. કોડ. કલમ ૩૧૯

મુંબઈ ઇલાકામાંની જે જે કોર્ટો આજે સજા કરે તેઓએ આવા જન્મટીપના સઘળા કેદીઓને થરોજાની સેંટ્રલ જેલમાં મોકલી દેવા જોઇએ. ( જુઓ ગેઝટ ઑફ ઇન્ડીઆ સને ૧૮૭૩ પ્ર. ૭૩૨ )

## કલમ ૫૯ મી.

સાત વર્ષ અથવા તેથી વધારે મુદતસુધીની શિક્ષા ગુનેહગારને થઈ શકતી હોય તેવા કામમાં કેદમાં નહીં મોકલતાં સમુદ્રપાર કરી શકાય છે પણ તે શિક્ષા સાત વર્ષથી ઓછી નહીં હોવી જોઇએ. તેમ જેટલી શિક્ષાને લાયક હોય તેથી વધારે હોવી ન જોઇએ.

## ટીકા.

જુઓ નીચેના ફેસલા.

૧ ( અ ) ને બળાત્કાર સંભોગની કોશીશના ગુનાહનો ગુન્હેગાર ઠરાવી જજે સાત વરસની સખત મજુરી સાથેની કેદ ફરમાવી અને કલમ ૫૯ પ્રમાણે એટલી મુદત સમુદ્રપાર રહેવાનો હુકમ કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે હિં. ફો. કા. ની કલમ ૩૭૬-૫૧૧ પ્રમાણે એ ગુન્હાની શિક્ષા પાંચ વર્સ કરતાં વધારે હોવી ન જોઇએ, અને તેથી

એ પાંચ વર્ષસુધી સમુદ્રપારની સજા કરાય નહીં—રાણી વિરૂદ્ધ મેરીઅમ ૧ બેં. લા. રી. પ્ર. ૫ ( ફોજદારી અપીલ ).

૨ કેદની શિક્ષા ફરમાવ્યા પછી આ કલમ પ્રમાણે સમુદ્રપારની શિક્ષા થઈ શકતી નથી. વી. રી. પ્ર. ૩૫ ફોજદારી.

૩ આ કલમ પ્રમાણે સમુદ્રપાર કરવા માટે સાત વરસની સજા એકજ ગુનાહની હોવી જોઇએ. બે ત્રણ ગુનાહ ભેળા મળીને સાત વર્સની સજા થઈ હોય હોય તો આ કલમ પ્રમાણે સમુદ્રપાર થઈ શકે નહીં. ૨વી. રી. પ્ર. ૧ ફોજદારી ૫વી. રી. પ્ર. ૪૪ ફો. ૮વી. રી.પ્ર. ૨ ફો.

૪ આ કલમ પ્રમાણે અને કલમ ૪૧૨ પ્રમાણે સમુદ્રપારની શિક્ષા ૧૦ બરસથી વધારે નહીં હોવી જોઇએ. ૫વી. રી. પ્ર. ૧૯

## કલમ ૬૦ મી.

બેમાંના ગમે તે પ્રકારની કેદ થઇ શકે એવું કાયદામાં જ્યાં જ્યાં હોય ત્યાં આખી કેદ સખત કે આસાન, કે આટલી સખત, કે આટલી આસાન તે હુકમ કરનારી કોરટે ફરમાવવું.

## કલમ ૬૧ મી.

મિલકત સરકાર જપ્ત થાય એવો ગુન્હો કોઈ ઉપર સ્થાપીત થયો હોય તો તે શિક્ષા અથવા તેને બદલે થયેલ બીજી શિક્ષા ભોગવી રહ્યા અવલ સરકારના લાભ શીવાય બીજા કાંઈ કારણથી તે મિલકતની વ્યવસ્થા થઇ શકશે નહીં.

## કલમ ૬૨ મી.

મોતની સજા થાય ત્યારે ગુન્હેગારની સ્થાવર જંગમ મિલકત સરકાર જપ્ત થાય. સમુદ્રપાર કરવામાં આવે. અથવા સાત વરસ સુધીની શિક્ષા કરવામાં આવે તે મુદત પુરી થતાં દરમીઆન કેદીના કુટુંબના માણસ નીરવાહનું યોગ્ય કરી સ્થાવર જંગમ મિલકત સરકાર જપ્તીમાં લઇ તેનું ભાડું વીગેરે સરકાર લે એવો શિક્ષાનો હુકમ કરનાર કોર્ટ ફરમાવી શકે.

## ટીકા.

૧ આ કલમ પ્રમાણેની શિક્ષા ઘણાજ ઘાતકી ગુનાહ કર્યા હોય તે માટે થવી જોઇએ. ૧૨વી. રી. પ્ર. ૧૭ ( ફોજદારી. )

### કલમ ૬૩ મી.

એકલો દંડ કરવો એવું જ્યાં જ્યાં લખ્યુંછે તે ઠેકાણે યોગ્ય દંડ કરવાનું સમજવું. અતીશય દંડ કરવો નહીં.

### ટીકા.

૧. પેનલકોડમાં જ્યાંજ્યાં એવું લખેલું છેકે તહોમતદારને આટલી શિક્ષા થશે, અને વળી તે દંડને પણ લાયક થશે ત્યાં ત્યાં એકલો દંડ થાય નહીં—રાણી વિરુદ્ધ ચીનઆ્યા ૧ મું. હા. રી. પ્ર. ૪

### કલમ ૬૪ મી.

કેદસાથે દંડ કરવામાં આવે તે વખત દંડ ન આપે તો આટલી કેદ તેના બદલામાં ભોગવે એવું શિક્ષા કરનારી કોર્ટે ફરમાવવું.

### કલમ ૬૫ મી.

કેદ તથા દંડ બેઉની સજા થઈ શકે એવા કામમાં દંડને બદલે જે કેદ ઠરાવવી તે એ ગુન્હાને માટે વધુમાં વધુ ઘણી સજા હોય તો તેના ચોથા ભાગ કરતા વધતી હોવી નજોઇએ.

### ટીકા.

જુઓ. વળી ક્રી. પ્રો. કોડ કલમ, ૩૦૯

૧ હુમલાની કેદમાં દંડ અને દંડ ન આપે તો ૧ મહીના સુધીની કેદ ફરમાવી હતી. તે આ કલમ અને ઉપરની કલમના સંબંધમાં ગેરઆજબી ગણવામાં આવીછે. ૧૧ વી: રી. પ્ર. ૪૨. ફોજદારી.

વળી ક્રી. પ્રો. કોડ (સને ૧૮૭૨ના આક્ટ ૧૦) ની કલમ ૩૦૯ના બીજા અને ત્રીજા પેરેગ્રાફમાં નીચે પ્રમાણે કહેવામાં આવ્યુંછે.

"પરંતુ એવાં જે કામમાં ફેસલો કોઈ માજીસ્ટ્રેટે કર્યો હોય"
"તે કામમાં પહેલાંની શિક્ષાના હુકમનો ભાગ કેદ ઠરાવી"
"હોયતે કામમાં દંડ ન આપેથી કેદ કરવાની જે મુદત ઠરાવવી"
"તે દંડ ન આપેથી જે કેદ કરવામાં આવે તે સિવાય"
"તે ગુન્હાને સારુ જેટલી મુદતની બીજી કેદની શિક્ષા કર"
"વાનો તે માજીસ્ટ્રેટને અધિકાર હોય તે મુદતના ચતુર્થાંશ"
"કરતાં કદાપી વધારે ઠરાવવી નહીં.

"કોઈ સખ્સને એકલા દંડનીજ શિક્ષા કરી હોય ત્યારે દંડ ન આપે, તો કેદની શિક્ષા ઠરાવવી તે, કાયદામાં કહી હોય તેટલી ઠરાવવાને માજીસ્ત્રેટ મુખ્ત્યાર છે. પણ આ આકડ્ડ પ્રમાણે તે માજીસ્ટ્રેટને જેટલી મુદતની કેદની શિક્ષા કરવાનો અધિકાર હોય તેટલી મુદત કરતાં એ કેદની મુદત વધારે ઠરાવવી નહીં.

ત્યારે દરેક માજીસ્ટ્રેટને શિક્ષા કરવાનો કેટલો અધિકાર છે તે જાણવું જરૂરનું છે તેથી તે નિચે બતાવવામાં આવેછે.

પેહેલા વર્ગના માજીસ્ટ્રેટને કાયદા પ્રમાણે જેટલી એકાંત કેદ થઈ શકતી હોય તેટલી એકાંત કેદસુદ્ધાં બે વરસસુધીની કેદ કરવાનો અખત્યારછે. તે સાથે એક હજાર રૂપીયા સુધી દંડ અને ફટકા મારવાનો પણ અખત્યાર છે.

બીજા વર્ગના માજીસ્ત્રેટને.

કાયદા પ્રમાણે જેટલી એકાંત કેદ થઈ શકતી હોય તેટલી એકાંત કેદ સુદ્ધાં છ મહીના સુધીની કેદ, બસેં રૂપીયા સુધી દંડ, ફટકા મારવા.

ત્રીજા વર્ગના માજીસ્ત્રેટને.

એક મહીનાસુધી કેદ, પચાસ રૂપીયા સુધી દંડ.

(જુઓ ક્રી. પ્રો. કોડ કલમ ૨૦)

### કલમ ૬૬ મી.

દંડ ન આપે તો કેદ કરવાનો શિક્ષા એ ગુનાહ માટે જે પ્રકારની કેદ આપી શકાય તે પ્રકારની હોવી જોઈએ.

### કલમ ૬૭ મી.

એકલો દંડ કરવામાં આવે અને તેને બદલે કેદની મુદત ઠરાવવામાં આવે તે વખતે કયા નિયમ પ્રમાણે શિક્ષા કરવી.

### ટીકા.

૧ એકલા દંડના બદલામાં કેદ કરવી તે સખ્ત નહીં પણ આસાન કરવી—રાણી વિરૂદ્ધ સંતુ સામા પટોર ૫ મું. હા. રી. પ્ર. ૪૫

### કલમ ૬૮ મી.

દંડને બદલે કેદ કરવામાં આવે તે કેદ થએલો દંડ ગુન્હેગાર તરફથી આપવામાં આવે અથવા વસુલ કરવામાં આવે એટલે

બંધ થશે.

કલમ ૬૯ મી.

દંડનો હીસાબે નીકળે તેટલો ભાગ આપે તો કેદ બંધ થાય.

કલમ ૭૦ મી.

દંડ છ વરસ સુધીમાં અથવા કેદની મુદત સુધીમાં કોઈ પણ વખતે વસુલ થઈ શકે ગુન્હેગાર મરી જવાથી તેની મિલકત આ જવાબદારીથી મુક્ત થતી નથી.

ટીકા.

દંડને બદલે કેદ ઠરાવી હોય તે તહોમતદાર ભોગવે તો પણ છ વરસમા ગમે તે વખતે આવો દંડ વસુલ થઇ શકે એ માટેની આ કલમછે. દંડને બદલે કેદ ભોગવ્યા છતાં આવી રીતે દંડ વસુલ લેવાથી કેટલાક લોકો વિસ્મય પામછે પરંતુ સને ૧૮૪૭ ના લો કમીશનરના નીચેના ફકરાથી તેમનો આ વિસ્મય દુર થશે.

" અમે એમ કહેતા નથી કે કેદખાનાની સજા દંડની પુરતી "
" અવજીમાં કરવામાં આવેછે. આ પ્રમાણે ઠરાવવું એ તો"
" પછી ગુન્હેગારની ખુશીનો સોદો થયો કે તેની મરજીમાં "
" આવે તો તે પોતાના શરીરની શિક્ષા ખમે. ને મરજીમાં "
" આવે તો માલ મીલકતમાં ખમે. જેમને દંડ કરવો વધારે ".
" બેસતો આવેછે ને જે એ દંડથીજ વધુ ડરતા હોય, તેઓ"
" તે ગુન્હા કરતા અટકે તેમને દંડની શિક્ષાથી મોકળી કરવા".
" એ વાસ્તવિક નથી. "

દંડ વસુલ કેમ લેવો તે માટે નીચેની કલમછે.

કોઈ ગુન્હેગારની ઉપર દંડની શિક્ષાનો હુકમ કરવામાં આવ્યો ત્યારે તે ગુન્હાને માટે એકલા દંડનીજ શિક્ષા થઇ શકતી હોય કે નહી હોય તો પણ, તથા દંડ ન આપે તો તે ગુન્હેગાર કેદ ભોગવે એમ તે શિક્ષાના હુકમમાં ફરમાવ્યું હોય કે નહીં હોય તો પણ તે ગુન્હેગારની જે કાંઈ જંગમ મિલકત જડે તે મિલકત જપ્ત કરીને તથા તે વેચીને તે દંડની રકમ વસુલ કરવાનું વારંટ મોકલવાને, તે ગુન્હેગારને શિક્ષાનો હુકમ કરનારી કોર્ટ મુખત્યારછે.

સદરહુ વારંટ જે કોર્ટે મોકલ્યું હોય તે કોર્ટની હદમાં તે અમલમાં આવી શકશે. અને સદરહુ કોર્ટની હદ બહાર જે ડીસ્ટ્રીક્ટમાં તે ગુન્હેગારની જંગમ મિલકત હશે તે ડિસ્ટ્રીક્ટના માજીસ્ટ્રેટની તે વારંટની પાછળ સહી થશે એટલે તે વારંટ ઉપરથી તે મિલકત જપ્ત કરીને વેચાશે.

જે કામોમાં કાંઈ દંડ વસુલ કરવા બાબત કાંઈ વિશેષ રીતે કાંઈ વિશેષ અથવા સ્થાનિક ચાલુ કાયદામાં કહી હોય તે કામોને આ કલમ લાગુ નથી. પણ જે કામો બાબત તેવી રીત કહી નહીં હોય તે કામોને લાગુછે; અને આ આક્ટ અમલમાં આવે તે વખતે જે દંડ વસુલ થયો નહીં હોય, અને જે દંડ ઠરાવતી વખતે આ આક્ટ અમલમાં હોતતો આ કલમ પ્રમાણે વસુલ થાત તે સઘળા દંડને લાગુછે.

જે જડજ અથવા માજીસ્ટ્રેટ શિક્ષાનો હુકમ કરે તેને અથવા તેના હુદ્દા ઉપર જે સ્થાપન થાય તેને વારંટ મોકલવાનો અખ્તિયારછે. ( જુઓ ક્રી. પ્રો. કોડ કલમ ૩૦૭ ).

૧ કેદી ગુજરી ગયા પછી પણ આ દંડ તેની જંગમ મિલકતથી લેવાયછે. સ્થાવર મિલકતથી લેવાય નહીં. રાણી વિરૂદ્ધ બલુકારવાર ૫ મું. હા. રી. પ્ર. ૬૩ ( ફોજદારી ).

સઘળા તહોમતદારો મળીને આટલો દંડ આપે એમ ઠરાવવું નહીં જોઇએ. અમુક જણ આટલો દંડ આપે, એમ ઠરાવવું જોઇએ. પ્રીનસેપ પ્ર. ૨૮૩

દંડ વસુલ લેવાની ઢીલ કરવી નહીં જોઇએ. તહોમતદારે અપીલ કરી હોય તો પણ અપીલનો ફેસલો થતાં સુધી દંડ વસુલ લેવાનું બંધ રાખવાની જરૂર નથી. અપીલ થઈ હોય તો પણ અપીલ કોર્ટ આવો દંડ લેવાની મને કરી શકતી નથી. ૨ વી. રી. પ્ર. ૧૩

દંડ વસુલ લેવા માટે જે મિલકત જપ્ત કરી હોય તે ઉપરથી ટાંચ ઉઠાવવાનો કોઈ દાવો કરેતો માજીસ્ટ્રેટે તેનો તપાસ કરવો જોઇએ. પ્રીનસેપ પ્ર. ૨૮૪.

**કલમ ૭૧ મી.**

**જે ગુન્હો ઘણા ગુન્હાથી બનેલો હોય તેની શિક્ષાની હદ.**

### ટીકા.

આ કલમ એક સખ્સ ઉપર ઘણા ગુન્હા એક વખતે સાબીત થાય તે માટે નથી. જે ગુન્હાનું તહોમત હોય તે જુદા જુદા ભાગથી બનેલું હોય અને તે દરેક ભાગ ગુન્હો હોય તે માટેછે.

૧ આ કલમં ૪૫૭ પ્રમાણે ઘર ફોડી ચોરી કરી હોય તેને લાગુ પડેછે—રાણી વિરૂદ્ધ અર્જુન. ૧ મું. હા. રી. પ્ર. ૨૭

૨ ક્રી. પ્રો. કોડ કલમ ૩૧૪ પ્રમાણે એક સખ્સને એકી વખતે સજા થાય ત્યારે સઘળા ગુન્હા માટે એક સામટી સજા નહીં કરવી જોઇએ—જુદા જુદા ગુન્હા માટે જુદી જુદી સજા બતાવવી જોઇએ નહીં તો અપીલના ચુકાદા વખતે હરકત આવે ૪ મ. હા. રી. એ. ૨૭

### કલમ ૭૨ મી.

ગુન્હેગારે ઘણા ગુન્હામાંથી એક ગુન્હો કર્યોછે એમ સાબીત થાયછે, પણ કયો ગુન્હો કર્યોછે એ બાબત શકછે એ પ્રમાણે ફેસલામાં લખવામાં આવે તો જે ગુન્હાની ઓછામાં ઓછી શિક્ષા હોય તે થાય.

### ટીકા.

૧ કોઇ તોહોમતદારે બેમાંથી કયો ગુન્હો કર્યો એવું નકી નહોય ત્યારે તેને બેમાંથી એક ગુન્હો કર્યો એવું ઠરાવવું જોઇએ. ૪ મું. હા. રી. પ્ર. ૫૧

વળી જુઓ ક્રી. પ્રો. કોડ કલમ ૪૫૫

### કલમ ૭૩ મી.

એકાંત કેદ કરવા બાબત શું નિયમ છે.

### કલમં ૭૪ મી.

એકાંત કેદની હદ કેટલીછે તે.

### ટીકા.

૧ એકાંત કેદ એક સખ્સને થયેલ શિક્ષાના આખા ભાગની હોવી નહીં જોઇએ. કલમ ૭૪ માં ફરમાવ્યા પ્રમાણે મુદતે મુદતે હોવી જોઇએ. નાનસુક મેતર, ૩ એ. લા. રી. પ્ર. ૪૯ ( ક્રી. અ. )

### કલમ ૭૫ મી.

**જે સખસોની ઉપર એકવાર આગળ આ કાયદાના બાબ ૧૨ અને ૧૭ મામાં બતાવેલ ગુન્હા માટે ત્રણ વર્ષની સજા ગુનોહ સાબીત થઈ થઈ ગઈ હોય તેઓની ઉપર તેવો કોઈ બીજો ગુન્હો સાબીત થાય તો તેઓને કેટલી સજા કરવી તે.**

ટીકા.

બાબ ૧૨ મામાં નીચે લખેલી કલમો વિરૂદ્ધના ગુનાહછે.

૨૩૧ થી ૨૬૩ સુધીની સઘળી કલમો.

બાબ ૧૭ મામાં કલમ ૩૭૯ થી ૪૬૨ સુધીની સઘળી કલમો વિરૂદ્ધના ગુનાહછે.

બીજી વખત કિંવા વારંવાર આ બેઉ બાબ વિરૂદ્ધના ગુનાહ કરનારને ચાર્જ કરીને સેશન કમીટ કરવા જોઈએ (જુઓ ક્રી. પ્રો. કોડ કલમ ૩૧૫)

તહોમતદારને આગળ સજા થઈ ગઈછે એવું સાબીત કરવા માટે આગળ કામ ચાલી ગયું હોય તેનું દફતર કિંવા તે દફતરની નકલ રજુ કરવી જોઈએ વગેરે (જુઓ ક્રી. પ્રો. કોડ કલમ ૩૨૬)

અગાઉ ગુનોહ સાબીત થવાની હકીકત પાછળથી થએલ ગુનોહ સ્થાપીત કરતી વખતે એ અગાઉ ગુનોહ સાબીત થયાની વાત તહોમતનામામાં લખવી જોઈએ. તહોમતનામાં તે વાત લખી નહોય તો શિક્ષાનો હુકમ કરતાં પહેલાં કોઈ પણ વખતે તે વાત લખી શકાયછે. શિક્ષાનો હુકમ કર્યા પછી લખી શકાતી નથી. (જુઓ ક્રી. પ્રો. કોડ કલમ ૪૩૯)

અ૦ ૧ આ કલમમાં જે બાબ બતાવ્યાછે તે વિરૂદ્ધ કરેલા એક ગુન્હાની તજવીજ પુરી થઈ નહોય તે દરમીઆન કોઈ સખસ બીજો એવોજ ગુન્હો કરે તો તેને આ કલમ પ્રમાણે વધારે સજા થાય નહીં– કેશરેહિંદ વિરૂધ. મેઘા ૧ ઈ. લા. રી. (અલાહબાદ) પ્ર. ૬૩૭

૨ હિં. ફો. કા. ના ૨૩ મા બાબ પ્રમાણે કોશીશના ગુન્હામાં આ કલમનો ઉપયોગ થઈ શકે નહીં. આ કલમમાં ૧૨મો અને ૧૭મો બાબ ઠરાવ્યોછે તે બાબ પ્રમાણેનાજ ગુન્હા માટે આ કલમનો ઉપયોગ કરવો

જોઇએ. ૨૧. વી. રી. પ્ર. ૩૫. ફો.

૩ આ કલમ પ્રમાણેનો અમલ પેનલકોડ અમલમાં આવ્યા પછીના ગુન્હા માટે કરવો જોઇએ. ૪ મું. હા. રી. પ્ર. ૧૧

૪ એના એ ગુન્હા માટે અથવા એ ગુન્હો જે બાબમાં હોય તે બાબ પ્રમાણે આગળ શિક્ષા થઈ ગઇ હોય તેનેજ આ કલમ લાગુ પડેછે. ૫ વી. રી. પ્ર. ૬૬. ફો.

૫ આ કલમ પ્રમાણે શિક્ષા કરવા માટે તહોમતદાર આગળ ગુન્હેગાર થઈ ગયોછે એવો સ્પષ્ટ અને ખુલ્લો પુરાવો હોવો જોઇએ. ૧૪. વી. રી. પ્ર. ૩ ફો.

૬ ફટકાની શિક્ષા કરવા માટે બીજી વખત ગુન્હો કરવાથી વધારાની ફટકાની શિક્ષા કરવી હોય તેમાં પણ પુરાવો સ્પષ્ટ અને ખુલ્લો હોવો જોઇએ. ૧૫ વી. રી. પ્ર. ૫૨

૭ આ કલમથી માજીસ્ટ્રેટોનો તેના અધિકાર ઉપરાંત કામ કરવાનો અધિકાર નથી; એવો અધિકારમાત્ર ક્રી. પ્રો. કોડ કલમ ૩૧૪ માં આપ્યોછે તેટલી હદનો છે. ૬ મ. હા. રી. પ્ર. ૩

૮ આ કલમ પ્રમાણે વધારે શિક્ષા કરતી વખતે આગળની શિક્ષા આ કલમમાં જે ૧૨ મો અને ૧૭ મો બાબ બતાવ્યોછે તે બાબમાં બતાવેલા ગુન્હાની કોશેશની સજા થયેલી નહીં હોવી જોઇએ.—રાણી વિરુદ્ધ દમોહરી. ૨૦મી જાનેવારી સને ૧૮૭૪. ક. હા.

૯ આ કલમ કાંઇ જુદો ગુન્હોછે એવું સુચવતી નથી. બાબ ૧૨ અને ૧૭ માં બતાવેલો ગુનહો તહોમતદાર ફરીથી કરે તો તેને વધારે સજા થવા માટે છે. ૫ મ. હા. રી. પ્ર. ૩

૧૦ આ કલમ પ્રમાણે જ્યારે ફરી આવા ગુનહા કરવામાં ~~આવે~~ ત્યારે તે ગુન્હો માજીસ્ટ્રેટના અધિકારનો હોય તોપણ સેશન કમીટ કરવો જોઇએ.—રાણી વિરુદ્ધ ગનુબાપુ. ૨. મું. હા. રી. પ્ર. ૧૨૬

## કલમ ૭૬ મી.

**જે કામ કરવાની જે સખસની ફરજછે, અથવા જે કરવાની મારી કાયદા પ્રમાણે ફરજછે, એમ જે સખસ કાંઈ હકીકતની ભુલને લીધે માનેછે તે સખસે કરેલું કામ ગુનોહ નથી.**

## ટીકા.

આ કલમ ઘણીં ઉપયોગી છે તે કાયદાની ભુલથી નહીં પણ હકીકતની ભુલથી જે સખસ કોઇ વસ્તુ વગર કપરે કરે તેને ગુન્હો ઠરાવતી નથી. કાયદાની ભુલ એટલે શું, અને હકીકતની ભુલ એટલે શું તે આ કલમ નીચેના દ્રષ્ટાંતોમાં ઇસારા તરીકે બતાવવામાં આવ્યુંછે. પણ આ કાયદાની ભુલ અને હકીકતની ભુલની જરા વધારે વિસ્તારથી વ્યાખ્યાં આપણે જાણવી જોઇએ.

ન્યાયનું એક મહા વાક્ય ( કહેવત ) છે કે કાયદો જાણતો નથી એવી અજ્ઞાનતા બતાવી કોઈ છુટી જઇ શકે નહીં ( જુઓ ઓનાવાસ કૃત કાયદાની કહેવતનું પુસ્તક પ. ૪૪ ) વળી બીજુ એક મહાવાક્યછે કે દરેક જણ કાયદો જાણેછે એવું કાયદો માનેછે એ કાયદો તે જાણતો નથી એવું બાનું બતાવી કોઇ સખસ છુટી જઈ શકે નહી ( જુઓ એજ ગ્રંથનું એજ પાનું ). આ ઉપરથી રાજ્યની દરેક રૈયત તથા કોઇ પરદેશી આ મુલકમાં આવી રહ્યો હોય તે જો બાળક અથવા ગાંડો ન હોય તો આ દેશનો કાયદો જાણેછે એવું ન્યાય શાસ્ત્રીઓએ ગણ્યું અને માન્યુંછે. હું એ કાયદો જાણતો નથી એવો પુરાવો કોઈ આપી શકે નહીં એવું ચીફ જસટીસ ટીનડાલે મેક નોટનના પ્રખ્યાત મુકદમામાં ઠરાવ્યું છે ( જુઓ એજ ગ્રંથ. પ. એજ )

રૈયત ઉપરની આ ફરજ ભણેલા તથા અજ્ઞાન સર્વે ઉપર નાંખીછે. પ્રથમ દર્શને આ ફરજ ઘણીજ કવડી લાગે તેમછે પણ તેમ નથી. રૈયત જાણી જોઈને જે કાયદાથી પોતે જ્યાં રહેછે ત્યાં પોતા ઉપર અમલ ચાલેછે તે કાયદાથી અજાણી રહેતો તેમાં તેનો વાંકછે. તેઓની આવી અજ્ઞાંનતાથી જે પરીણામ થાય તે તેણે સોસવા જોઇએ. ત્યારે હવે સઘળા કાયદા રૈયત વીગેરે જાણેછે એવું ગણવું જોઇએ કે તેની કાંઈ હદછે તે જાણવાની ઉત્કંઠા દરેક સમજુ સખસને સેહેજ ઉત્પન્ન થાય તેવું છે. ઘણી તકરારો ચાલ્યા બાદ ન્યાય શાસ્ત્રીઓએ નકી કર્યું છે કે જે કાયદામાં અમુક વસ્તુ કરવા અથવા ન કરવાનો હુકમ આપ્યો હોય તે દરેક કાયદો રૈયતે જાણવો જોઇએ. આવા કાયદા હાલ નીચે પ્રમાણેછે.

૧ મેનલશ્લેક (ફોજદારી શિક્ષાનો ધારો )

૨ કરારનો કાયદો.

૩ મુદતનો કાયદો.

૪ રેજીસ્ટ્રેશન ( ખતપત્ર નોંધવાનો કાયદો ).

૫ સ્ટાંપ સંબંધીના કાયદા.

એ વીગેરે જે કાયદામાં તે બાંધનાર મુખ્ય અધિકારીએ કાંઈ ફરમાન કર્યું હોય તે જાણવાની દરેક માણસની ફરજ છે.

આપણે જે કાયદો આમાંના કાયદામાંથી આ વખતે અગત્યનોછે. તે આ હિંદુસ્તાનનો ફોજદારી કાયદો છે. તે કાયદો દરેક રૈયત અને પરદેશી જાણેછે એવું આપણે ગણવું જોઈએ. અને તેથી આ કલમના દ્રષ્ટાંતનું વિવેચન કરવું જોઈએ.

આ કલમના બેઉ દ્રષ્ટાંતમાં પેહેલું દ્રષ્ટાંત એક સોલજર પોતાના ઉપરીના હુકમથી કાયદામાં ફરમાવ્યા પ્રમાણે એક ટોળા ઉપર બંદુકનો બહાર કરે તેથી કોઈનું મરણ થાયતો તે માટે સોલજરને જવાબદાર નહી ગણવા મતલબનોછે " કાયદામાં ફરમાવ્યા પ્રમાણે એટલે કે એક હુલ્લડ ઉઠ્યું હોય તે વખતે લશ્કરે બોલાવ્યું હોય. ટોળા ઉપર બંદુકના બહાર કર્યા વગર તે ફેલાઈ જાય તેમ નથી એવું તેના ઉપરી અમલદારને જણાય તો બંહાર કરવાને શીપાઈને હુકમ કરવા લશ્કરી કાયદાથી સત્તાછે.

આ દ્રષ્ટાંત ઉપરથી એવું સમજવાનું નથી કે વગર કારણે સોલજરો અથવા તાબાના માણસો તેના ઉપરીના હુકમથી કાયદા વિરૂદ્ધ કૃત્ય કરે તે માટે તેઓ જવાબદાર નથી. આવા કૃત્ય માટે તો તેઓ જવાબદાર છે. રીતે ચાલતાં એક પોલીસ અમલદાર તેના તાબાના નોકરને કહે કે અમુક સખસને ગોળીએ માર. આમ કરવાનું કાંઈ કારણ નહોય તો તેને આ કલમનો લાભ મળે નહીં પણ એક ગુન્હેગાર નાશી જતો હોય તેનો પીછો લેતાં તેને દોડી પહોંચાય તેમ ન હોય, તાબે થાય નહીંતો ગોળીએ દઈને કે બીજા કાંઈ પણ ઉપાયથી

કેદીને જરૂર પડતી હાની કરી પકડવા કાયદાથી છુટછે.

વગર વારંટે પકડાય નહીં એવા ગુન્હા માટે કોઈ પોલીસ અમલદાર કે તેના તાબાનો નોકર કોઈને પકડે. આમ કરવા કાયદાએ અધીકાર આપ્યો નથી એવું તે જાણતો હોય તેમછતાં તેને પકડે તો તેના પરીણામ માટે તે આ કલમનો લાભ લઈ શકે નહીં.

બીજું દ્રષ્ટાંત હકીકતની ભુલ. એટલે શું છે તે બતાવેછે. એક સખ્સને પકડી રજુ કરવા એક પોલીસ અમલદારને વારંટ મલ્યું હોય. જેને પકડવાનું વારંટ મલ્યું હોય, તે જેને પકડેછે તેજછે, એવું કરેલી તજવીજ ઉપરથી તે પકડનાર અમલદારને જણાય તો એ ખોટી રીતે પકડેલા સખસની ફરીઆદ ચાલે નહીં. કેમકે કાયદો વારંટ આપેલા સખસને પકડવા અધીકાર આપેછે. હકીકતની કચાઈને લીધે ખોટો માણસ પકડાય તો જો એ પકડવું કોઈ દ્વેષ વીગેરે કારણથી ન હોય તો તે પકડનાર જવાબદાર નથી.

આ કલમની મુખ્ય મતલબ એજ છે કે કાયદાની ભુલથી નહી પણ હકીકતની ભુલથી શુદ્ધ બુદ્ધિથી કોઈ સખસ કાંઈ વસ્તુ ( કૃત્ય ) કરેતો તે ગુન્હો નથી. કઇ કઈ હકીકત કાયદાની ભુલ કહેવાય અને કહી હકીકત હકીકતની ભુલ કહેવાય તેનું ખુલું લીસ્ટ, આપવું અશક્ય અને સંભળતા નિયમની બહાર છે. દરેક કેસના કેફીઅત ઉપર તેનો આધારછે.

આ કલમથી કલમ ૧૦૬ સુધીની સઘળી કલમો સાધારણ અપવાદોની છે એટલે કે આ કાયદામાં જે ગુન્હા બતાવ્યાછે તે દરેક ગુન્હો બન્યોછે કે નહી તે જોતી વખતે આ સઘળા અપવાદો ધ્યાનમાં રાખવાના છે. લૉ કમીશનરો પોતાના સને ૧૮૩૭ ના ર્ના રીપોર્ટમાં કહેછેકે " આ અપવાદો શીવાય અમુક ગુન્હામાં જે અપવાદો ધ્યાનમાં લેવાનાછે તે તે કલમમાં જુદા બતાવ્યાછે. આ અપવાદતો ઉપર બતાવ્યા પ્રમાણે સર્વ ગુન્હાની વ્યાખ્યા અને શિક્ષા વખતે ધ્યાનમાં લેવાનાં છે. "

૧ એક ચોકીદારે એક સખ્સને ચોર જાણી પકડવાની કોશીશ કરી, તહોમતદાર તેની સામો થયો તેથી ચોકીદારે તેને જોરે જુલમથી પકડ્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે ચોકીદાર તેને ચોર માનવામાં ભુલ કરતો હતો તો પણ તે ભુલ હકીકતની હતી કાયદાની નહોતી અને તેથી ચોકીદારનો આ કલમ અને કલમ ૭૯ પ્રમાણે બચાવ થાયછે. ચોકીદારે પરતાપના કુરી તપાસનાં કામમાં. તા. ૧૬ જુલાઈ સને ૧૮૬૧ ( કુરી પ્ર. ૩૮ )

### કલમ ૭૭ મી.

### ઇનસાફનું કામ કરતાં કરેલું જડજનું કામ ગુન્હો નથી.

### ટીકા.

આ કલમનો આધાર કોઇ પણ જજના શુદ્ધ બુદ્ધિના કામ વિષે સવાલ ઉઠાવવો નહીં જોઇએ એ ન્યાયની કહેવત ઉપરછે (જુઓ શ્રીની વાસરાઓ કૃત કાયદાની કહેવતના પુસ્તકનું પ્રષ્ટ ૬૫)

કોર્ટમાં દાદ લેવા આવનારા પક્ષકારૂ માંહેલો એક પક્ષકાર હારેછે એ દરેક જણ જાણેછે. આ હારનાર પક્ષકારને જજની ખાનગી ચાલ ઉપર ટીકા કરવાને, તેના ફેસલાના ગુણદોષ ઉપર ટીકા નહીં કરતાં તેની જાતને એબ લગાડે એવી કાંઈ પણ હકીકત કહેવાને છુટ આપવામાં આવે તો કોઇ પણ આબરૂદાર માણસ જજનો હોદ્દો લેવાને નાપાડે એ સ્વભાવિક છે, અને એટલા માટેજ આ કલમ છે. આ ઉપરથી એમ સમજવાનું નથી કે જજના ઉપર કોઈ પણ વખતે ફરીયાદ થઇ ઇનસાફે પહોચાડાય નહીં. સને ૧૮૫૦ નો આકટ ૧૮ મો સરકારી ઇનસાફના અમલદારો શુદ્ધ બુદ્ધિથી કામ કરે તે માટે તેમના ઉપર ફરીયાદ થાય નહીં એવોછે. જજો જાણી જોઇને કિંવા ઘણીજ અજ્ઞાનતાથી અને ગફલતીથી કાંઈ કામ કરે તો તેથી તેઓ આ કલમથી તથા એ સને ૧૮૫૦ ના આકટ ૧૮ થી પોતાનો બચાવ કરી શકે નહીં. કોઈ માજીસ્ટ્રેટ અધિકાર વગર કામ કરે કાંઈ પણ પાકી ખબર મળ્યા વગર કોઇને પકડવાનું વારંટ કાઢે, એક સાક્ષીને હેરાન કરવાના ઇરાદાથી જોઇએ તે કરતાં વધારે દિવસ રોકી રાખે તો તેઓ

તેમના કરેલા કૃત્ય માટે જવાબદાર છે. આ ફરીયાદનું રૂ. રાજીનામું આપે નહીં તો હું તને શિક્ષા કરીશ એવું કહી કોઇ માજીસ્ટ્રેટ કોઇ સખસને કેદ કરે તો તેની ઉપર ગેરવાજબી કેદ કર્યાનું તહોમત આવે.

આવા જજો ઉપર જજ તરીકે કરેલા કૃત્ય માટે કાંઇ ફરીયાદ કરવી હોય તો સરકારની મંજુરી વગર તે ફરીઆદ સંભળાય નહીં. ( જુઓ ક્રી. પ્રો. કોડ. કલમ. ૪૬૬ ).

### કલમ ૭૮ મી.

કોઈ ઇનસાફની કોર્ટમાં ફેસલા અથવા હુકમ મુજબ કરેલું કામ ગુન્હો નથી.

### ટીકા.

જે સખ્સ કોઈ જજના હુકમથી કાંઈ કામ કરતો હોય તો તે કામ તે ગેરવાજબી હેતુથી કરેછે એવું માનવું નહીં જોઇએ. કેમકે તેનો હુકમ માનવો એ તેનું કામછે. આ કલમનો આધાર આ ન્યાયની કહેવત ઉપરછે. ( જુઓ શ્રી નીવાસરાઓ કૃત્ય કાયદાની કહેવતના પુસ્તકનું પ્રષ્ટ ૭૫ )

આ કલમનો લાભ ક્રી. પ્રો. કોડ કલમ ૯૦-૧૦૮ પ્રમાણે જે ખાનગી સખ્સો માજીસ્ટ્રેટોને મદદ કરતા હોય તેઓને પણ મળે છે. આવો હુકમ માનતી વખતે અને તે પ્રમાણે કરતી વખતે પણ તે હુકમ અમલમાં લાવનાર સખ્સે જોઇતી સંભાળ અને હુંશીઆરી વાપરવાનીછે. જો તેમ ન થાય તો તે મના કરેલા કામ માટે તેઓ જવાબદારછે. કેમકે ન્યાયની કહેવતછે કે કોઈ જજ અધિકાર ઉપરાંત કામ કરતો હોય તો તેનો હુકમ માનવાની જરૂર નથી.

૧ જે અમલદારો કોઈ દિવાની પ્રોસેસને આધારે હુકમનામાના લેણદારોને સાક્ષી દાખલ પકડતા હોય તો તેઓનો આ કલમ પ્રમાણે બચાવ થતો નથી—ઠાકુરદાસનંદી વિરૂદ્ધ શંકર રાવ. ૩ વી. રી. પ્ર. ૫૩ ( ફોજદારી ).

### કલમ ૭૯ મી.

જે કામ કરવાની જે સખસને કાંયદાથી રજા છે અથવા જે કામ

**કરવાની અને કાયદાથી રજા છે એમ જે સખસ કાંઈ હકીકતની ભુલથી માનેછે તે સખસે તે કરેલું કામ ગુન્હો નથી.**

ટીકા.

ફટકા બાબતના સ. ૧૮૬૪ ના આક્ટ ૬ પ્રમાણે મેહેતાજી છોકરાને સેજ શિક્ષા કરે તો તે ગુન્હો નથી. માબાપ છોકરાને સેજ શિક્ષા કરે તો તે આ કલમ પ્રમાણે ગુન્હો નથી પણ તેઓ ઘણોજ મારમારે તો ગુન્હામાં આવેછે.

આ કલમમાં બે બાબત છે.

( ૧ ) કાયદાથી અમુક કામ કરવાની મને રજાછે એવું જાણીને કાંઇ કામ કરે તો તે ગુનહો નથી. એટલે કે કોઇ માણસને જે કામ કરવાનો કાયદાએ અધિકાર આપ્યોછે તેનો તે કામ કરવાનો હકછે, અને જે કાયદાસર હક હોય તે કરેલું કામ અમલમાં લાવતાં ગુન્હો નથી. બીજી બાબતઆછે.

( ૨ ) કાયદાની ભુલથી નહીં પણ હકીકતની ભુલથી કોઇ માણસ શુદ્ધ બુદ્ધિથી કાંઇ કામ કરે તો તે ગુન્હો નથી.

વળી જુઓ કલમ ૭૬ ઉપરની ટીકા.

કલમ ૮૦ મી.

**કાંઈ કાયદેસર કામ કરતાં બનેલા ઇતફાકથી થયેલું કામ ગુનોહ નથી.**

ટીકા.

આ કલમ પ્રમાણે લાભ લેનાર સખસના કેસમાં કેફીયત નીચે પ્રમાણે હોવી જોઇએ:—

( ૧ ) જે કામ કરતો હતો તે કાયદેસર હતું;

( ૨ ) કાયદેસર રીતે કરતો હતો;

( ૩ ) કાયદાસર ઉપાયથી, તથા ઘટતી સંભાળ, અને ખબરદારીથી તે કરતો હતો;

( ૪ ) થયેલું કૃત્ય અકસ્માત અથવા કમ નસીબીથી અને સાફ રાખ ઇરાદા કે જ્ઞાન વગર થયેલું છે.

ઉપરની હકીકત સાબીત નથાય તો તહોમતદારને આ કલમનો લાભ મળી શકે નહીં.

કાયદાસર કામ એટલેશું, કાયદાસર રીતે કરતો હતો એટલેશું, કાયદાસર ઉપાયથી કરતો હતો એટલેશું, ઘટતો સંભાળ અનઘટતી બેદરકારીથી કરતો હતો એટલેશું, એ સર્વેની વાખ્યા બાંધવી અશક્યછે. દરેક કેસના કેફીયત ઉપર તેનો આધારછે. દુનીયામાં બનતા બનાવોનું અને કયા કામ માણસે પોતાના નિભાવ વગેરે માટે કરવાં કાયદાસર છે તેનું બોહોળું ગ્નાન મેળવવું જોઇએ. આ કલમના દ્રષ્ટાંતમાં આ કલમમાં બતાવેલી બાબતનું સંપુર્ણ વર્ણન કરવામાં આવ્યુંછે. દ્રષ્ટાંત એ એક દાખલા રૂપેછે. કાંઇ બધા કામની નોધ આપવી એ કાયદા કરનારનું કાજ નથી કાયદો તો એક સ્થાપીત નિયમ બતાવી દેછે પછી તે નિયમ પ્રમાણે બનેલી હકીકત છે કે નહી તે વિચારવાનું કામ જજો વગેરે ઇનસાફદારોનું છે.

**કલમ ૮૧ મી.**

**જે કામથી હાની થાય એવો સંભવ હોય તે કામ ગુન્હાના ઇરાદા વગર તથા બીજી હાની અટકાવવાને કરેલું હોય તો તે ગુન્હો નથી.**

ટીકા.

જે હાની અટકાવવાને માટે સાપરાધ ઇરાદા વગર તથા શુદ્ધ બુદ્ધિથી બીજી હાની કરી હોય તેઓને જવાબદાર નહી ગણવા માટે આ કલમછે. જે હાની કરી હોય તે એટલી નજદીકની હોય તથા એવા પ્રકારની હોય કે તેમ કર્યા વગર ચાલે નહીં એવું હોય ત્યારેજ તહોમતદારને આ કલમ પ્રમાણે લાભ મળે. ( જુઓ દ્રષ્ટાંત )

એક વહાણ ભાગી તેના પાટીયા ઉપર ચાર માણસ રહી જાય. પાટીયું આખું ચાલે ત્યાં તે તેટલા માણસનું વજન ઝીલી શકે તેવું નહોય, ચારે માણસ પાટીયા ઉપર રહેતો ચારે બુડી જાય તેવું હોય એવે વખતે જેઓ મજબુત હોય તેઓ નબળાને દરીઆમાં નાખીદે તો તેઓ આ કલમને આધારે ગુન્હેગાર નથી.

ચોર લોકો ભુખે મરતાં અમે ચોરી કરી એવો બાનો લઇ આવી આ કલમનો લાભ લઇ શકે નહીં.

૧ એક તાડીવાળાની તાડીમાંથી કોઇ સખસ હમેશ તાડી ચોરી જતો. આ ચોરને પકડવા માટે એક તાડીવાળે તાડીના ઠામમાં કાંઇ એવી હાની કરતા ચીજ મેલી કે જે એ ચોર તેતો જણાઇ આવે. ચોરે એ ઠામમાંથી તાડી ચોરી એક સખસને વેચી તેથી તે લેનારને પીવાથી હરકત થઇ તેમાં ઠરાવવામાં આવ્યું કે તાડીવાળાને આ કલમમાં બતાવેલા અપવાદનો લાભ મળે નહીં.—રાણી વિરૂદ્ધ ધનીઆ વા૦ ૩૫ મું. હા. રી. પ્ર. ૫૯ (ફોજદારી.)

## કલમ ૮૨ મી.

**સાત વરસથી ઓછી ઉમરના બાળકે કરેલું કામ ગુન્હો નથી.**

### ટીકા.

ફોજદારી કામમાં નાની ઉમર અને અકલની ખોતાઇ ઉપર ધ્યાન આપવું જોઇએ. એ ન્યાયની કહેવત ઉપર આ કલમનો આધાર છે. બાળક છોકરાંઓ પણ ગુન્હા કરેછે. સઘળો આધાર ઉમર ઉપર નહીં પણ અકલ ઉપરછે. એટલે કે છોકરૂં ગુન્હો કરે, મુદ્દાનો માલ છુપાવી આવે. માજીસ્ટ્રેટ પાસે ગુન્હો ના કબુલ કરે એ વગેરે મોટા માણસ જેવું કામ કરે તો છોકરૂં પણ ગુન્હેગાર થાયછે.

## કલમ ૮૩ મી.

**સાત વરસથી વધારે અને બાર વરસથી ઓછી ઉમરનું બાળક જેની અક્કલ જોઇએ એટલી પુખ્ત થઇ નથી તેનું કામ ગુન્હો નથી.**

### ટીકા.

જુઓ ઉપરની કલમની ટીકા.

૧ આ કલમનો અમલ કરતાં જે કૃત્ય ઓટું છે તે કરવાની શકિતનું માપ તેના વરસ ઉપરથી કરવાનું નથી. પણ તોહોમતદારની સમજ શકિત્ત ઉપરથી કરવાનું છે. ૧લી. રી. પ્ર. જુ. (૬૦)

## કલમ ૮૪ મી.

**દીવાના સખસ દીવાનગીને લીધે કરેલું કામ ગુન્હો નથી.**

## ટીકા.

ગાંડા માણસો ગાંડા હોય તે વખતે જે કામ પોતે કરતા હોય તે કેવા પ્રકારનું છે, તથા એ કામ ખોટું છે એવું તેઓ જાણતા ન હોય તો તેમને ગુન્હેગાર નહી ગણવા જોઇએ એવું સમજાવવા માટે આ કલમ છે. ન્યાયની એક કહેવત છે કે " ગાંડા માણસને ગાંડપણ એજ શિક્ષા છે. " એટલે કે દુનિઆમાં માણસને અકલનું સાધન છે તેથી તે પોતાને જોઇતો પદાર્થ મેળવી સુખથી રહી શકે છે એ અકલ ગાંડા માણસને ન આપી કુદરતે તેને હમેશની શિક્ષા કરેલી છે. ગુન્હો કરતી વખતે તહોમતદાર ગાંડો હતો કે નહીં તેમજ એ ગુન્હો કરવો એ ખોટું છે એવું તે જાણતો હતો કે નહીં એ તેનો ઇનસાફ કરતી વખતે ઘણી-જ ગુચવણ ભરેલી તપાસની બાબત થઈ પડે છે. આવી બાબતનો પુરાવો ડાક્ટરો આપે છે, અને જે હકીકત તે ગુનોહ બન્યા પહેલાં, બનતી વખતે અને બન્યા પછી બની હોય તેવો પણ જણાવે છે તો પણ આ એક વૈદક ન્યાય શાસ્ત્રની બાબત છે અને તેને સંપૂર્ણ રીતે તપાસવી જોઇએ જેથી નીચેના ઉતારા દાખલ કરવામાં આવે છે.

ગાંડા માણસોની મનની હાલત નીચે પ્રમાણે હોયતો તેઓ ગાંડા ગણાય ( ગેનું વૈદક ન્યાય શાસ્ત્ર પ્ર. ૨૦૨

૧ કોઈ બાબત ઉપર તેનું ધ્યાન લગાડવું હોય તો ઘણી મુસ્કેલી પડે.

૨ કાંઈ વાત સમજતાં ઘણી વાર લાગે.

૩ થોડા વખત ઉપર બનેલા બનાવની વિસમ્રતી થઈ જાય.

૪ સગા સબંધીની અંદર પોતે કોઇને શું સગો થાય છે. તેઓ તેના શું સગા થાય છે. તે સંબંધ ભુલી જાય.

૫ તેની ઉમર કેટલી છે, તે ક્યાં રહે છે, તેનો વખત કેમ ગાળે છે, ચાલતું વરસ ક્યું છે, ક્યો મહિનો છે, ક્યો વાર છે, તે ભુલી જાય.

૬ સાધારણ લોકોની માફક ચાલતી બાબત હાલ કહી છે, હાલના રાજા વીગેરે મુખ્ય અધીકારીનું નામ શું છે તે ભુલી જાય.

૭ ગણીત શાસ્ત્ર સંબંધીનું થોડું જ્ઞાન હોય.

૮ ખરા ખોટા સંબંધી ઘણુંજ અપુર્ણ જ્ઞાન હોય.

૯ ઘણા મોટા તથા દરેક જણ જાણે એવા ગુન્હાની જવાબદારી વિષેનું અનજાણ પણું.

ડાક્ટર કિંવા વૈદને જ્યારે કોઈ ગાંડા માણસને તપાસ કરવાનું સોંપવામાં આવે ત્યારે નીચે લખેલી હકીકતની તેણે તપાસ કરવી જોઈએ.

૧ માથાનો આકાર અને દેખાવ કેવોછે, ચેહેરો કેવો લાગેછે, બોલવાની રીતી અને ચાલવાની હાલચાલ કેવા પ્રકારનીછે,

૨ ગાંડા માણસની તનદુરસ્તી કેવી રહેછે, તેને ભુખ કેવી લાગેછે, તેની પાચન શકિત કેવીછે, તેને ઝાડો કેવી રીતનો આવેછે, તેની જીભની હાલત કેવીછે, તેની ચામડી કેવીછે, અને તેની નાડ કેમ ચાલેછે તે નકી કરવું. મન દીલગીર રહેછે, ઉશ્કેરાયલું રહેછે, ઉછાંછળુ રહેછે, કિંવા સ્તબ્દ રહેછે તે વિષે તથા ઊંઘ સારી અને આખી રાત આવેછે કે રાતમાં નીંદ્રા જતી રહેછે. સ્ત્રી દરદીઓને અવંતર આવવાની હાલત પણ જોવી જોઈએ.

૩ ગાંડા માણસના કુટુંબનો ઇતિહાસ જાણવો જોઈએ કારણ કે તે ઉપરથી ઉતરોતર ગાંડપણ ચાલ્યું આવતુ હોય, અને એ કુટુંબના કોઈ માણસને એવું ગાંડપણ આવ્યું હોય, અથવા એવા ગાંડપણની ચાલ ચલાવી હોય તે નકી થઈ શકે.

૪ ગાંડા માણસની જાતનો ઇતિહાસ પણ એવી સંભાળથી નકી કરવો જોઈએ. જો મન ગાંડુ માલમ પડે તો તે ગાંડપણ જન્મથી કીંવા બાલ્યા વસ્થાથી, કીંવા કયા વખતથી થયુંછે તે નકી કરવું. મોટી ઉમર થયા પછી ગાંડપણ થયું હોતો એ ગાંડપણ કોઈ ભારે શરીરના રોગ થયાથી, કાંઈ અકસ્માત થયાથી, કીંવા મનને કાંઈ ધકો લાગવાથી, ઘણા દીવસ સુધી મન સ્થિર રહેવાથી, કીંવા અતી અહાર કરવાની ટેવથી, એ સઘળામાંના કયાથી થયુંછે તે નકી કરવું.

૫ જે વખતે ગાંડો માણસ ગાંડો નહોતો તે વખતે તેના મનની જે સ્થિતી હતી તેથી હાલ મુખ્ય ભાગે જુદીછે ? તે તપાસવું. અને તેની લાગણી, પ્યાર અને સંસારી ચાલચલણમાં એ ગાંડપણથી કાંઈ જબરો તફાવત પડ્યોછે.

૬ ગાંડા માણસે તેનું નાણું ઉડાવી દીધુંછે ? અપીણો થઇ ગયેછે. આસપાસ ભટક્યા રહેછે, તેનું શરીર ઉઘાડું મુક્યા કરેછે, નાની નાની ચોરી કર્યા કરેછે, અથવા પૈસાના કે ભભકાના તોરે આવ્યા કરેછે તે નક્કી કરવું.

ઉપલી વાત નકી કરવા માટે ડાક્ટર અથવા વૈદે તેની ઉમર, જન્મ ભુમી, તેનો ધંધો, પોતાના માબાપનો ધંધો, ભાઇબેન કેટલાંછે તે, નજદીકનાં સગાં કેટલાં છે તે, હાલ તથા પાછળના કોઇ સાધારણ બનાવ, વરસ, મહીનો, વાર, રાજાનું નામ અને રાજાનું કુટુંબ, ગામમાં કયા કયા મોટા માણસછે તે વિષે ગાંડા માણસ સાથે વાતચીત કરવી.

યાદ શક્તિ તપાસવા માટે ધર્મની અથવા બીજી કોઈ બાબતની કવિતા તેની પાસે બોલાવવી. કોઈ બાબત ઉપર ધ્યાન આપવા જેવી તેની શક્તિ છેકે નહીં તે જોવા માટે કાંઈ બાબતના સવાલ પુછવા અને તે જવાબ દે તે તર્કના નિયમ પ્રમાણે ખરા છે કે નહીં તે જોવા. ગાંડા માણસની નીતી સારી છે કે નહીં તે તપાસવા માટે સગા અને દોસ્તો વિશે વાતો ચલાવવી. ( જુઓ ગેસાહેબનું વૈદક ન્યાય શાસ્ત્ર પ્ર. ૨૨૯. ૨૩૦ આવૃતી ૪ ).

## કલમ ૮૫ મી

**પોતાની ખુશી ન છતાં થયેલા કેફના સબબથી જે સખસ વિચાર કરવાને અશક્ત થયોછે તેણે કરેલું કામ ગુન્હો નથી.**

### ટીકા.

પોતાને જાણ ન હોય તેવી રીતે કાંઈ કેફી ચીજ કોઇને ખવરાવી કેફમાં આવી હોય તથો તે સખસ કાંઈ ગુન્હો કરે તો તે માટે તેને જવાબદાર નહીં ગણવા માટે આ કલમ છે. પોતાની મેળે કેફ કરી ગુન્હો કરે તો તેને આ કલમનો લાભ મળી શકે નહી. કેમકે ન્યાયનું એક માહાવાક્ય છે કે કોઇ માણસ કેફ કરી કાંઈ વસ્તુ કરે તો તેણે જાણે કેફ કર્યો નહોતો એવું ગણી તેને જવાબદાર ગણવો જોઇએ.

## કલમ ૮૬ મી.

**જે ગુન્હામાં અમુક ઇરાદો અથવા જ્ઞાન જોઇતું હોય તે ગુન્હો**

જેને કેફ ચઢી હોય એવા માણસે કરેલો હોય.

ટીકા.

૧ પોતાની ખુશીથી કેફ કરીને કાંઈ ગુન્હો કરે તેનો આ કલમથી બચાવ થતો નથી. ૧૯ વી. રી. પ્ર. ૭૬

કલમ ૮૭ મી.

જે કામથી મોત અથવા મહા વ્યથા કરવાનો ઇરાદો કર્યો નથી અથવા તે થશે એવો સંભવ જાણવામાં નથી એવું કામ રજામંદીથી કરેલું હોય તો તે ગુન્હો નથી.

ટીકા.

આ કલમે ઘણી ઉપયોગી છે. "૧ દરેક માણસ બીજા માણસ કરતાં પોતાના હીતનો વધારે સારો તોલ કરી શકેછે" "૨ જે કામથી પોતાને હાની થશે એવું કાંઈ માણસ જાણતો હોય તેવું કામ કરવા તે રજામંદી આપે નહી" આ બે માહા વાક્યો (કહેવતો) ઉપર આ કલમનો આધારછે (જુવો બેનથામ કૃત ન્યાયના મુળ તત્વોનું ઇંગ્રેજી પુસ્તક પ્ર. ૨૬૭.)

આ કલમ અને તેની આગળ આવતી કલમોમાં જે હાની સ્પષ્ટ અથવા ગર્ભીત રજામંદીથી કરવામાં આવી હોય તે હાની કરનારને હાની માટે જવાબદાર નથી એવુંછે. પણ રજામંદી માટે પણ નીચેના અપવાદો છે.

૧ એ રજામંદી દબાણ કરવાથી આપી હોય.

૨ કપટ કરી એ રજામંદી મેળવી હોય.

૩ કાંઈ વાત છુપાવીને તે રજામંદી મળેલી હોય.

૪ જે રજામંદી આપી હોય તે ઘણા દીવશની થઈ જુની થઇગઈ હોય.

૫ પ્રથમ રજામંદી આપી હોય પણ તે પાછળથી રદ કરી હોય.

૬ ગાંડા માણસે તે રજામંદી આપી હોય.

૭ કેફની હાલતમાં આવી રજામંદી આપી હોય.

૮ બાળક છોકરાં એ એની રજામંદી આપી હોય ઉપર બતાવેલી આઠ પ્રકારની રજામંદી એ કાયદાસર રજામંદી નથી અને એવી રજામંદીથી કરેલું કામ માફ થઈ શકે તેવું નથી (જુઓ એજ ગ્રંથ પ્રષ્ટ એજ)

### કલમ ૮૮ મી.

જે કામથી મોત થાય એવો ઇરાદો કર્યો નથી. તે કામ રજામંદીથી તથા શુદ્ધ બુદ્ધિથી કોઈ સખસના ફાયદાને માટે કરેલું હોય તો તે ગુન્હો નથી.

### ટીકા.

આ કલમનો લાભ મળવા માટે આ કલમમાં જે પ્રકાર બતાવ્યા છે. તે પ્રકારનું કૃત્ય તે હોવું જોઇએ. એમાની એકે વાતની ગેર હાજરી હોય તો આ કલમનો લાભ મળે નહી.

વળી જુઓ કલમ ૮૭ ઉપરની ટીકા.

### કલમ ૮૯ મી.

કોઈ બાળક અથવા દીવાનાના ફાયદા માટે તેના વાલીએ અથવા વાલીની રજામંદીથી બીજા સખસે શુદ્ધ બુદ્ધિથી કરેલું કામ ગુન્હો નથી. (પણ જુઓ તેની સરતો)

### ટીકા.

જુવો કલમ ૮૭-૮૮ ઉપરની ટીકા.

### કલમ ૯૦ મી.

દેહેસત અથવા ખોટી સમજથી અપાઇ છે એવી જાણેલી રજામંદી વીગેરે.

### ટીકા.

જુવો કલમ ૮૭ ઉપરની ટીકા.

### કલમ ૯૧ મી.

રજામંદી આપનારા સખસને થનારી હાનીના સંબંધ વીના પણ જે કામ ગુન્હાછે તે કામોને કલમ ૮૭-૮૮ અને ૮૯ના અપવાદો લાગુ પડતા નથી.

### ટીકા.

જુવો કલમ ૮૭ નીચેની ટીકા.

### કલમ ૯૨ મી.

કોઈ સખસની વગર રજામંદીએ તેના ફાયદા સારૂ શુદ્ધ બુદ્ધિથી કરેલું કામ ગુન્હો નથી.

### ટીકા.

પણ જુઓ આ કલમની સરતો કિંવા અપવાદો. અને વળી જુવો કલમ ૮૭ ની ટીકા.

### કલમ ૯૩ મી.

**શુદ્ધ બુદ્ધિએ કાંઈ કહેવું એ ગુન્હો નથી.**

### ટીકા.

મૃત્યુની છેલી ઘડીના સોન્ફ જે જાણતો હોય તે પણ આ કલમનો લાભ લઈ શકેછે.

કેટલાંક માણસો એવાં હોયછે કે તેમને કાંઈ દીલગીરી અથવા ખુશીની ખબર અકસ્માત કિંવા એકાએક કહેવામાં આવે તો તેના મગજને નુકશાન પોહોંચી તે બીમાર પડી જાયછે અને વખતે તેથી તેનું મોત પણ નિપજી જાયછે તો તેવા કામમાં એ ખબર કેહેનારને આ કલમનો લાભ મળેછે; પણ આ કલમનો પણ એક અપવાદ છે. જે સખસને તે ખબર કેહેવામાં આવ્યા હોય તે સખસનો તે કેહેનાર દુસ્મન હોય અને એ સખસની આવી નાજુક તબીયતથી તે વાકેફ હોય તેમછતાં એવી ખબર કેહેવામાં આવે તો જો તે શુદ્ધ બુદ્ધિથી કેહેવામાં આવ્યા હતા એવું સાબીત કરી ન શકે તો તેને આ કલમનો લાભ મળે નહી.

### કલમ ૯૪ મી.

**જે કામ કોઈ સખસને ડરવાથી કરવું પડે તો તેણે કરેલું કામ ગુન્હો નથી.**

### ટીકા.

મારી મરજી વિરૂદ્ધ કરેલું કૃત્ય મારૂં કરેલું કૃત્ય કહેવાય નહીં એ ન્યાયની કહેવત ઉપર આ કલમનો આધાર છે. ખુન તથા રાજ્ય વિરૂદ્ધ ગુનાહ કરવામાં આવા ડરથી સામીલ થવા આ કલમ ફરમાવતી નથી. આ કલમનો લાભ મળવા માટે તહોમતદારે સાબીત કરવું જોઈએ કે જો હું એ પ્રમાણે ન કરૂં તો મોત આણવામાં આવે એવી દેહશત મને હતી.

૧ આ કલમ પ્રમાણેનો તહોમતદારને લાભ મળે તેટલા માટે તહોમતદારે બતાવવું જોઇએ કે મેં જે કત્લ કર્યુંછે તે ન કરૂં તો મારૂં તત્કાળ મોત થાય એમ હતું—રાણી વિરૂદ્ધ સોનુ અને બીજાઓ. ઇં. ડા. પે. ૩૩૭.

કલમ ૯૫ થી.

**જુજ હાની થાય એવું કામ ગુન્હો નથી.**

નજીવી બાબતને કાયદો કાંઇ સ્થાન આપતો નથી એ ન્યાયની કહેવત ઉપરથી આ કલમ ઘડાએલી છે.

આ કલમ ઘડવાનો શું હેતુછે તે સને ૧૮૩૭ના કમીશનના મેમ્બર સાહેબો નીચે પ્રમાણેછે.

"અમારી બતાવેલી વ્યાખ્યા પ્રમાણે બીજા માણસના શાહીના"
"ખડીઆમાં કલમ બોળવી એ ચોરીછે, કાગળના વેફર જેવી"
"એક ચીજ ભાગી તે બીગાડ છે. એક માણસ પાસે ઘોડે"
"ચડીને જતાં ગોટમગોટ ધુળ ચડી આવે એ હુમલોછે,"
"ગાડીમાં બેસતાં એક માણસને દાબીને બેસવું એ વ્યથાછે."
"અગણીત એવા કામ છેકે જે કર્યા વગર માણસો સાથે"
"રહી શકે નહી તે કામો, તથા જે કામો માણસો વારાફરતી"
"ફરી ભોગવેછે અને જે તેઓ એ વારાફરતી કરવું, ભોગ-"
"વવું જોઇએ એ ઘટતુંછે એવા કામો તેઓ ગુન્હો ગણતા"
"નથી.

૧ છાતી ઉપર છત્રીથી ઝપાટો મારી જે દુઃખ કરવામાં આવ્યું હતું તે આ કલમ પ્રમાણે નજીવું ગણવામાં આવ્યું નથી. પણ કલમ ૩૧૯ પ્રમાણે વ્યથા કરવાનું ગણવામાં આવ્યુંછે. ૨૪. વી. રી. પ્ર. ૬૭ ફો.

૨ સરકારી જમીન ઉપર કોઇ નીરઉપયોગી ઝાડ હોય અને તેનું ફળ કોઇ લે તો તે આ કલમ પ્રમાણે ગુન્હો નથી. રાણી વિરૂદ્ધ કાશીઆબીનરાઓજી. ૫મું. હા. રી. પ્ર. ૩૫

સમન કેસમાં નજીવી તથા તસ્દી આપવાની ફરીઆદોમાં ફરીઆદીને તહોમતદાર પાસેથી ૫૦ રૂપીઆ સુધીનું નુકશાન અપાવી શકાય

છે. ( જુઓ ક્રી. પ્રો. કોડ કલમ ૨૦૯ )

### કલમ ૯૬ મી.

### ખાનગી બચાવમાં કરેલી કાંઈ પણ વસ્તુ ગુન્હો નથી.

### ટીકા.

આ કલમથી કલમ ૧૦૬ સુધીની કલમો ખાનગી બચાવનો હક્ક અમલમાં લાવતાં થયેલા કૃત્ય માટેની છે, જે માણસ પોતાનો કાયદાસર હક્ક અમલમાં લાવતાં કાંઈ કૃત્ય કરેતો તેણે ગુન્હો કર્યો કહેવાય નહીં એ ન્યાયની કહેવત ઉપર આ કલમોનો આધારછે ( જુઓ શ્રી નીવાસ કૃત કાયદાની કહેવતનું પુસ્તક પ્રૃં. ૩૯૫ )

આ કલમ ૯૬થી કલમ ૧૦૬ સુધીની સઘળી કલમો ઘણી ઉપયોગી છે. યોગ્ય હદમાં રહીને દરેક માણસે પોતાની આબરૂ, મિલકત અને સ્વતંત્રતાનો બચાવ કરવો જોઈએ તેમજ એવો બચાવ કરવા બીજા માણસને મદદ કરવી ઘટે તો કરવી જોઈએ. એવો સ્થાપીત થએલો ન્યાયનો નિયમછે. જો આવો હક્ક આપવામાં ન આવતો રૈયતની આબરૂ, મિલકત અને સ્વાતંત્રતાની હયાતી રહે નહીં એ ખુલ્લું છે. શરીર સંબંધી કયા કયા ગુન્હામાં હુમલો કરનારનું મોત આણવા સુધીની ઈજા કરવાનો હક્કછે એ માટે તથા મિલકત સંબંધી કયા કયા ગુન્હામાં એવી છુટછે તે માટે નીચેની કલમો આવેછે. તેની હદ કેટલીછે. તે કયા વખતથી શરૂ થાયછે, ક્યારે બંધ થાયછે એ માટે પણ નીચે કલમો આવેછે તે કલમો નીચે યોગ્ય ટીકાછે તે જોવી.

### કલમ ૯૭ મી.

### શરીર તથા મિલકતના ખાનગી બચાવના હક્ક શું છે.

### ટીકા.

જુઓ કલમ ૯૬ ઉપરની ટીકામાં આ કલમો ઘડવાનો શું હેતુ છે તે.

આ કલમ શરીર સંબંધી તથા મિલકત સંબંધી કયા ગુન્હામાં ખાનગી બચાવનો હક પહોંચેછે તેનું મોઘમ વિવેચન કરેછે. આગળ કલમ ૧૦૦થી ૧૦૬ સુધી આવા હક્ક કયા કયા ગુન્હામાં પહોંચેછે તે વીગેરેનુ વર્ણન કરેલછે.

૧ જે સખ્સનો કબજો હોય તે કબજો જોરથી તેની પાસેથી છીનાવી લેવા કોઈ બીજો સખ્સ પ્રયત્ન કરે તો પોતાના કબજાનો બચાવ કરવા તેને કાયદાસર હક્કછે. રાણી વિરૂદ્ધ તુલસીસીંગ. ૨બે. હા. રી. પ્ર. ૧૬ (ફૌ. અ. )

૨ કલમ ૯૭માં બ્યાન કરેલા ખાનગીબચાવનો અમલ કરતાં ૯૯મી કલમમાં બતાવેલી હદો ઉપર ધ્યાન આપવું જોઈએ, તેમજ કલમ ૧૦૨ ઉપર પણ ધ્યાન આપવું જોઈએ, રાણી વિરૂદ્ધ ગોવરધન ભુખન. ૪બે. હા. રી. પ્ર. ૧૦૧

૩ જમીન બાબતના વાંધા માટે એક હુલ્લડ થયો, જે સખ્સો એ કબજો લેવા આવ્યા હતા તેમાંનો એક સખ્સ જમીનના કબજેદારના ખાનગી બચાવના હક્કનો અમલ કરતાં મરણ ગયો તેમાં ઠરાવવામાં આવ્યું કે મારનાર સખ્સે કાંઈ ગુન્હો કર્યો નથી. રાણી વિરૂદ્ધ મીરસીંગ અને બીજાઓ. ૩ વી. રી. પ્ર. ૪૧ (ફોજદારી)

૪ પોતાના ઉપર હુમલો થશે એવો ભય રાખી કોઈ સખ્સ કાંઈ ગુન્હા ભરેલું કૃત્ય કરેતો તેનો આ કલમ પ્રમાણે બચાવ થતો નથી. રાણી વિરૂદ્ધ નવાબઅલી. વી. રી. સને ૧૮૬૪ પ્ર. ૧૧

૫ બંને બાજુ તરફથી હુલ્લડ કરવું એવું આગળથી ધારી રાખ્યું હોય અને તે હુલ્લડમાં જે પરિણામ થાય તે ખાનગી બચાવનો હક્ક થતો નથી. રાણી વિરૂદ્ધ જીઓરાત અને બીજાઓ. ૭ વી. રી. પ્ર. ૩૪ ( ફોજદારી )

૬ એક સખ્સે ખાનગી બચાવનો હક્ક અમલમાં લાવતાં એક જણને મારી નાખ્યો જેથી તેણે કાંઈ ગુન્હો કર્યો નથી એવું ઠર્યું. અને જ્યારે એ સખ્સે ગુન્હો કર્યો નથી ત્યારે બીજા જે સખ્સોએ એ મુડદુ છુપાવવામાં મદદગારી કરીછે તેઓએ પણ ગુન્હો કર્યો નથી એવું ઠર્યું. રાણી વિરૂદ્ધ પલ કુમીશીઓ. ૨વી. રી. પ્ર. ૪૨

૭ બથ કિંવા મહાબ્યથાના કેસમાં પેલો હુમલો કરવા વાળો કોણ હતો તે જોવું જોઈએ. અને જે ગુન્હો થયોછે તે ખાનગી બચાવનો હક્ક અમલમાં લાવતાં થયો છેકે નહી તે પણ જોવું જોઈએ. રાણી વિરૂદ્ધ સોહન અને સાનુ ૨વી. રી. પ્ર. ૫૦

૮ એક સખ્સ ૨.૫ કદમને છેટે ઉભો હોય તે સખ્સ મને મા-

રથી એવા ભય વીના અને એવી કાંઈ જરૂર વીના કોઈ સખસ તે છેટા ઉભેલા સખસને બંદુક મારે તો તેનો આ કલમ પ્રમાણે બચાવ થતો નથી. રાણી વિરૂદ્ધ હસુંદી ૧૭વી. રી. પ્ર. ૪૬

## કલમ ૯૮ મી.

**દિવાના સખસ વીગેરેના કામથી ખાનગી બચાવનો હક્ક પોહોચે છે.**

### ટીકા.

આ કલમ પણ ઘણી ઉપયોગી છે. સમજણા માણસથી થતા ગુનાહમાં ખાનગી બચાવનો હક્ક પહોચે છે એમ ઉપરની કલમ ૯૬-૯૭ થી અને આગળ કલમ ૧૦૦ થી ૧૦૬ સુધીની કલમમાં છુટ આપીછે, આ કલમમાં ગાંડા, માણસો, નાના છોકરા, અને કેફ ચડેલા માણસો ગુન્હો કરે તે ગુન્હાથી બચવા માટે ખાનગી બચાવનો હક્ક પહોચેછે એવું બતાવેલું છે. પ્રથમ દર્શને એમ જણાય કે આવી કલમની જરૂર શું હતી. જ્યારે ક્યા માણસો ગુન્હા કરે ત્યારે ખાનગી બચાવના હક્ક પહોચેછે એવી સરત કરી નથી ત્યારે આવી કલમની જરૂર નહોતી. પણ તેમ નથી. આગળ કલમ ૮૨-૮૩-૮૪-૮૫માં બાળક છોકરાંએ, ગાંડા માણસે, અને બીજાએ કેફ પાએલ માણસે કરેલા ગુન્હા માટે તેમને ગુન્હેગારીથી બાતલ કર્યા છે એટલે તેમણે એ હાલતમાં કરેલું કામ ગુન્હો નથી એવું જણાવ્યું છે. તેમણે કરેલું કામ ગુન્હો નથી માટે તેમનાથી બચાવ કરવાનો હક્ક પહોચે કે નહીં એવો વખતે સંશય ઉત્પન્ન થાય તે માટે આ કલમ છે. તેનો ભાવાર્થ એમછે કે જો કે ગાંડા વીગેરે માણસે કરેલું કૃત્ય ગુન્હો નથી તો પણ એમના કરેલા કૃત્યથી ખાનગી બચાવનો હક પહોચે છે.

## કલમ ૯૯ મી.

**કયા કામોથી ખાનગી બચાવ કરવાનો હક્ક નથી.**

### ટીકા.

આ કલમ ખાનગી બચાવના હક્કમાં અપવાદ રૂપેછે. તે ઘણીજ ઉપયોગી છે. ખાનગી બચાવનો હક્ક અમલમાં લાવતાં આ કલમના શબ્દો ઉપર ખસુસન ધ્યાન આપવું જોઈએ. આ કલમમાં ચાર

અપવાદો અને બે ખુલાસા છે.

પેહેલી રકમ અથવા અપવાદની બાબત એ છેકે જે કામથી મોત અથવા મહાવ્યથા થવાનો કારણસર ભય ઉત્પન્ન થતો નથી એવું કાંઇ કામ કોઇ સરકારી નોકર શુદ્ધ બુદ્ધિથી કરે કિંવા કરવાની કોશીશ કરે તો તેથી ખાનગી બચાવનો હક્ક પોહોચતો નથી. પછી તે કામ બરાબર કાયદા પ્રમાણે હોય કે નહીં તેની ચિંતા નહીં.

આ અપવાદ મોત અથવા મહાવ્યથા થવાનો કારણસર ભય ઉત્પન્ન થાય તેવું કાંઇ કામ કોઇ સરકારી નોકર શુદ્ધ બુદ્ધિથી કરે તોપણ ખાનગી બચાવનો હક્ક આપેછે. સરકારી નોકર જે કામ કરેછે તેથી મોત અથવા મહાવ્યથા થશે એવો કારણસર ભય ઉત્પન્ન થાય નહી તો એવા કામમાં ખાનગી બચાવનો હક્ક બંધ કરેછે એટલે કે શરીર સંબંધી ગુન્હામાંના મોત અને મહાવ્યથાના ગુન્હા શીવાયના બીજા સઘળા ગુન્હામાં સરકારી નોકરના શુદ્ધ બુદ્ધિના કામથી થતી હાનીથી બચવાનો હક્ક નથી એવું જણાવેછે. શુદ્ધ બુદ્ધિ એટલે શું એ કલમ ૫૨ માં બતાવેલું છે. ઘટતી સંભાળ અને ધ્યાનથી જે કામ કરવામાં આવે તે શુદ્ધ બુદ્ધિથી કરવામાં આવેછે. શુદ્ધ બુદ્ધિની ગેરહાજરી હોય તો ખાનગી બચાવનો હક અમલમાં લાવવો જોઇએ એવી આ પેહેલી રકમની મતલબ છે. ઘટતી સંભાળ અને ધ્યાન વગર સરકારી નોકર જે કામ કરે તે માટે તેમની કેટલી જવાબદારી છે તે માટે જુઓ કલમ ૭૭ ઉપરની ટીકા.

બીજી રકમ અથવા અપવાદ પેહેલી રકમમાં બતાવેલા સરકારી નોકરના હુકમથી તેનો કોઇ તાબાનો માણસ કિંવા કોઇ ખાનગી માણસ એવું કામ કરે તેમાં ખાનગી બચાવનો હક્ક પોહોચતો નથી એવી મતલબની છે. એ સબબસો પણ શુદ્ધ બુદ્ધિથી કામ કરતા હોવા જોઇએ નહી તો તેઓ પણ જવાબદાર થાયછે. જુઓ ઉપરની ટીકા અને કલમ ૭૭-૭૮ ની ટીકા.

ત્રીજી રકમ અથવા અપવાદ પણ ઘણો ઉપયોગી છે. હુમલો કરનારથી બચી જવા માટે સરકારી નોકરના આશરાતળે જવાની તક હોય તો ખાનગી બચાવનો કાંઇ પણ હક્ક અમલમાં લાવીને કિંવા

અમલમાં લાવ્યા વગર તેના આશરાતળે જતું રહેવું જોઇએ. એવી તક હતી કે નહીં. એ દરેક કેસની હકીકત ઉપર છે.

ચોથી રકમ પણ ઘણી ઉપયોગી છે. શરીર સંબંધી ગુન્હામાં અને મિલકત સંબંધી ગુન્હામાં ખાનગી બચાવનો જે હક આપ્યોછે તેનો અમલ ઘણીજ સાવચેતીથી કરવાનો છે. જેટલો જરૂર હોય તેટલોજ હક અમલમાં લાવવો જોઇએ.

આપણું કોઇ નાક અથવા કાન તાણે તો આપણે ઠેલો મારી ગુનેહગારને આઘો કરવો જોઇએ. એ આપણું નાક અથવા કાન તાણે ત્યારે આપણે તેને એકદમ તરવાર મારીએ તો. આપણે ખાનગી બચાવનો હક અમલમાં આણ્યો એવું કહી જવાબદારીથી મુક્ત થઇ શકીએ નહીં જરૂરનો ખાનગી બચાવ કેટલો ગણવો તેની હદ બાંધવી મુશ્કેલ છે. કેસમાં જેવી હકીકત હોય એ પ્રમાણે જુદા જુદા કામમાં જુદી જુદી જરૂરની બાબત ગણાય છે.

ખુલાસો પેહલો ઘણો ઉપયોગી છે તેની મતલબ એજછે કે અમુક સખસ સરકારી નોકરછે એવું જે સખસ જાણતો નથી અથવા માનતો નથી તેવા સખસના કૃત્યથી ખાનગી બચાવનો હક જતો નથી. પોતે પોલીસનું માણસ નહીં છતાં કોઇ પોલીસ અમલદારનાં કપડાં વિગેરે ઉઠાવી જઇ તે પેહેરી કાંઇ હુકમ બજાવવા જાય જે હુકમ બજાવતાં શરીર કિંવા મિલકત સંબંધી કાંઇ ગુન્હો કરે, જે સખસ અથવા પાસે હોય એવા સખસ જાણતા હોય કે એ આવેલો સખસ પોલીસ અમલદાર નથી એ નકીછે. એતો અમુક સખસ છે. પોલીસ અમલદારનો વેશ વિગેરે કોઇ છુપા કારણથી પેહેરી આવ્યોછે. તો આથી તેને હાંકી કાઢવા વીગેરેનો ખાનગી બચાવનો હક જતો નથી.

ખુલાસો બીજો પણ ઉપયોગી છે. એવા વેશ લીવેલ પોલીસ અમલદારના હુકમથી કોઇ ત્રાહેત સખસ પણ આવું કામ કરે તો તેનો આ કલમની રકમ બીજીથી બચાવ થતો નથી. તે અમલદાર ક્યા હોદ્દા ઉપર છે, પકડવા માટે વારંટ તેની પાસે હોય તે બતાવે નહીં એ વીગેરે કારણ હોય તેથી બચાવનો હક બંધ થતો નથી.

૧ એક પોલીસ સ્ટેશનના અમલદારના તાબાના નોકરને તેના

ઉપરીએ ક્રી. પ્રો. કોડ કલમ ૧૧૪ પ્રમાણેનો તપાસ કરવા મોકલ્યો હતો તેણે ઝાડાના વારંટ વગર જે ઘરમાં ચોરેલી મિલકત છે એમ જણાયુ હતું તેમાં પેસવાનું પ્રયત્ન કર્યું તેમ કરવામાં ઘરના ધણી તરફથી તેને અટકાવવામાં આવ્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે જોકે આ પોલીસ અમલદારને ઝાડાના વારંટ વગર ઘરમાં પેસવાનો અધિકાર નહોતો તોપણ ઘરના ધણીએ તેના સામા થવાનું કામ કાયદાસર ગણાય નહીં કેમકે એ પોલીસ અમલદાર નીષ્કપટપણે અને કાંઈ પણ દ્વેષભાવ વગર કામ કરતો હતો—રાણી વિરૂદ્ધ વેંકણરાવજીની વાજ ૭ મું. હા. રી. પ્રૈ. ૫૦

## કલમ ૧૦૦ મી.

**શરીરના ખાનગી બચાવનો હક મોત કરતાં સુધી ક્યારે પહોંચેછે.**

## ટીકા.

આ કલમ શરીર સંબંધી ક્યા ક્યા ગુન્હામાં ગુન્હો કરવા આવનાર સખસને જુજ હાનીથી તે તેનું મોત આણતાં સુધીની હાની કરવાનો હક મળેછે તે બતાવેછે. તેના શબ્દો ઉપર ઘણું ધ્યાન આપવા જેવુંછે.

આ કલમમાં છ રકમો છે જેથી તે છએ રકમનું સ્વીસ્તર વિવેચન કરવામાં આવેછે.

૦ **પેહેલી રકમ**—સઘળા પ્રકારના હુમલા માટેછે. એવા હુમલાથી તાતકાળીક પોતાનું મોત થશે એવો એ હક અમલમાં લાવનારે સખસને કારણસર ભય ઉત્પન્ન થયો હતો એવું સાબીત કરવું જોઈએ. કારણસર ભય ઉત્પન્ન થયો હતો કે નહીં તેનો આધાર કેસની કેફીઅત ઉપર છે તેનું એક માપ બાંધવું સંભવતાના નિયમની બહારછે.

**બીજી રકમ**—જો બચાવનો હક એટલેસુધી અમલમાં નહીં લવાય તો તેનું સામો ધણી મહાવ્યથા કરશે એવા કારણસર ભય ઉત્પન્ન થાય તેવો એ ધણી હુમલો કરે.

**ત્રીજી રકમ**—બળાત્કાર સંભોગ કરવાના ઇરાદાથી હુમલો. એવો હુમલો તે આ કાયદાની કલમ ૩૫૪ પ્રમાણેનો હુમલો સમજવો.

**ચોથીરકમ**-સૃષ્ટિક્રમ વિરૂદ્ધ મૈથુન કરવાના ઇરાદાથી હુમલો એટલે આ કાયદાની કલમ ૩૭૭ વિરૂદ્ધનો ગુન્હેહ કરવાના ઇરાદાથી હુમલો સમજવો.

પાંચમી રકમ—મનુષ્ય હરણ અથવા મનુષ્યનયન કરવાના ઇરાદાથ હુમલો એટલે આ કાયદાની કલમ ૩૬૩ અને તે પછીની કલમો વિરૂદ્ધના ગુન્હા કરવાના ઇરાદાથી હુમલો એવો અર્થ જણાયછે.

છઠી રકમ—ગેરવ્યાજબી રીતે કેદ કરવાના ઇરાદાથી હુમલો એટલે કે આ કાયદાની કલમ ૩૪૨. વિરૂદ્ધનો ગુનોહ કરવાના ઇરાદાથી હુમલો.

આ છેલી રકમ ઘણી ઉપયોગી છે. આવી કેદ. કરવાના ઇરાદાથી હુમલો કર્યો હોય પણ તે માટે સરકારી અમલદારને ફરીઆદ કરવા પોતાને તક મળશે એવું હોય તો બચાવનો હક મળતો નથી. સરકારી અમલદારને ફરીઆદ કરવાને પહોંચાય તેવું નહોતું એ માટે તહોમતદારે કાયદાસર અને વ્યાજબી કારણ બતાવવું જોઇએ. વ્યાજબી કારણ એટલે સાધારણ નિયમ પ્રમાણે જે કારણ બતાવાય છે તે. કાંઇ કાયદા વિરૂદ્ધ કારણ બતાવે તે વ્યાજબી કારણ કહેવાય નહીં.

### કલમ ૧૦૧ મો.

તે હક્ક મોત શીવાયની બીજી હાની કરતાં સુધી ક્યારે પહોચેછે.

### ટીકા.

જે કામમાં હુમલો કરનારનું મોત કરવા સુધી શરીરના ખાનગી બચાવને હક્ક પહોચેછે તેની ઉપરની કલમ ૧૦૦ માં હદ બાંધીછે. તેમાં જે પ્રકારના ગુન્હા કહ્યાછે તે શીવાયના શરીર સંબંધી બીજા હુમલા કરવામાં આવે તો હુમલો કરનારને બીજી કાંઇ પણ હાની કરવાનો હક્ક મળેછે. એટલે કે બીજા ગુન્હા કરી શરીરને હાની ન કરવામાં આવે તેથી બચીજવા માટે જેવો બચાવ કરવો જરૂરનો હોય તે પ્રમાણે કરવા હક્ક મળેછે. તેની હદ બાંધવી મુસ્કેલ છે. કેમકે હરેક કેસમાં જેમની ઉપર આવો બીજો હુમલો કરવામાં આવે તે વખતે તે જેવી સ્થિતીમાં હોય તે પ્રમાણે હાની કરવાનો હક્ક પહોચેછે.

એક કમાડની ઓરડીમાં આપણે બેઠા હોઇએ ત્યાં આપણી ઉપર કલમ ૩૫૧ માં બતાવેલોછે તેવો સાદો હુમલો કરવા કિંવા સાપરાધ બળ વાપરવા કોઇ સખસ આવે એ વખતે આપણે ઠેલો મારી બહાર નીકળી શકીએ તેમ હોય તો ઠેલો મારી બહાર નીકળીએ તે ઠેલો મારવા સુધી ખાનગી બચાવનો હક્ક પહોચેછે. એટલથી તે આપણી

ઉપર હુમલો કરતાં અટકે નહીં અને વાંસે દોડ્યો આવે છે. તેનું મથા કરીને આપણે આપણો બચાવ કરી શકીએ છીએ. આ કલમમાં "મોત શીવાયની બીજી હાની કરતાં સુધી પહોચે છે", એવા શબ્દો છે તે ઘણા ધ્યાન ખેંચનારા છે.

"હાની કરતાં સુધી" એટલે કે જે પ્રકારની હાની કરી આપણે બચી જવા જેવું હોય તે પ્રકારની હાની કરવી જોઇએ. આપણે બેઠા હોઇએ. ત્યારે નેતરની લાકડી લઈ આપણને કોઈ મારવા આવે તો આપણે આપણી પાસે પડેલી જબરી ડાંગથી તેને મારી બેશીએ તો પ્રથમ દર્શને કાયદાસર ગણાય નહીં. પણ આપણે એમ સાબીત કરીએ કે નેતર શીવાય તેની પાસે તરવાર પણ હતી. મને એવી બીક લાગી કે જો ડાંગથી મારી તેને હેઠે બેસાડી દઈ બચી જઈ નહીં શકું તો તે તરવાર કાઢશે આવી હકીકત હોય તો ડાંગથી મારવું કાયદાસર ગણાય. મતલબ એજ છે કે હુમલાનો પ્રકાર અને હુમલો કરનારના જોર સ્થિતી, રીતીથી બચીજવા જેટલી જરૂર હોય તેટલો હક્ક અમલમાં લાવવો. વળી કલમ ૯૯ ની હદ જોવી.

## કલમ ૧૦૨ મી.

**શરીરના ખાનગી બચાવના હકની શરૂઆત અને તેનું જારી રહેવું ક્યાં સુધીછે.**

### ટીકા.

આ કલમ ઘણી ઉપયોગી છે. ઉપરની બેઉ કલમમાં શરીરના ખાનગી બચાવનો હક્ક આપી કલમ ૧૦૦ માં બતાવેલા હુમલાથી બચવા મોત આણવાસુધી અને કલમ ૧૦૧ પ્રમાણેના બીજા હુમલાથી બચવા મોત શીવાય બીજી હાની કરતાં સુધી શરીરના ખાનગી બચાવનો હક્ક પહોંચેછે એવું બતાવેલું છે. તે હકની શરૂઆત ક્યાંથી ગણવી અને તેનો છેડો ક્યારે આવેલ ગણવો તે બતાવવામાં ન આવે તો ઘણાં માઠાં પરિણામ થઈ ખરા ગુન્હેગાર આ કલમનો લાભ લઇ બચીજવા પામે એમ થવાનો અટકાવ થવા આ કલમ દાખલ થયેલી છે તે સમજવી ઘણીજ જરૂરની છે તે માટે આપણે પ્રયત્ન કરવું જોઇએ.

એક સ્ત્રિને દેખી એક સખ્સ દોડતો આવે તેને આવવાનું વલણ સ્ત્રી તરફ છે એવું દેખાય તે સ્ત્રી પાસે આવતા સુધી તે સ્ત્રિ સાથે બળાત્કાર સંભોગ કરવા આવેછે એવું ગણાય નહીં. તેને દોડતો આવતાંજ અને સ્ત્રીની લાજ લેવાં માટે હુમલ્લો કરવાની તૈયારી કરતાં અવલજ તેને તરવારવતી મારી નાખવામાં આવે તે ખાનગી બચાવનો હક્ક બજાવ્યો એવું ગણી છુટી જઇ શકાય નહીં. તે મરદ એટલો પાસે આવી ભરાય અને તે સ્ત્રીની લાજ લેવાની તૈયારી કરી હુમલ્લો કરે તો જ્યાંસુધી એ સ્ત્રિ ઉપરની આવેલી આફત દુર થાય ત્યાંસુધી ખાનગી બચાવનો હક પહોંચે છે. એક નબળા તહોમતદારથી બચવા પા કલાક લાગે તો જબરાંથી બચવા કલાક લાગે. એ ધ્યાનમાં રાખવું.

આવા હકનો અમલ કરતાં મોત કિંવા બીજી હાની કરીછે કે નહીં એ દરેક કેસની હેકીયત ઉપરછે. દરેક કેસમાં હુમલાની-શરૂઆત ક્યારે થઇ ગણાય અને અંત ક્યારે આવ્યો ગણાય તે એક નકી નિયમથી સ્થાપીત કરી શકાય નહીં એ કેસની હેકીયત ઉપર આધાર રાખેછે.

## કલમ ૧૦૩ મી.

**મિલકતના ખાનગી બચાવનો હક્ક મોત કરતાં સુધી ક્યારે પહોંચેછે.**

## ટીકા.

ઉપરની કલમ ૧૦૦ માં શરીરના ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં હુમલો વીગેરે કરનારનું જેમ મોત આણવાનો હક આપ્યોછે તેમ આ કલમમાં મિલકત સંબંધી ક્યા ક્યા ગુન્હામાં એવો હકછે તે બતાવ્યું છે.

અપહરણ કોને કહેવું તે માટે જુઓ કલમ ૩૯૦.

રાત વખતે ઘર ફોડવાની વ્યાખ્યા માટે જુઓ કલમ ૪૪૬.

રેહેવાના ઘર વીગેરેમાંથી ચોરી માટે જુઓ કલમ ૩૮૦.

ચોરી માટે જુઓ કલમ ૩૭૯, બીગાડ માટે જુઓ કલમ ૪૨૫.

ગૃહપ્રવેશ માટે જુઓ કલમ ૪૪૧.

આવો હક અમલમાં લાવતી વખતે ઘણો વીચાર કરવા જેવું છે. કલમ ૧૦૦ માં જે હકીકત બતાવીછે તેવીજ આ કલમની સમજુત પણ સમજવી. મતલબ એજ છેકે જે પ્રકારના ગુન્હામાં આવો હક

મળ્યોછે તે પ્રકારના ગુન્હા તે હતા અને જે મોત કિંવા મહાવ્યથા વીગેરે કર્યુંછે તે કર્યા શિવાય તે મિલકત બચે તેમ નહોતું એ સાબીત કરી આપવું જોઇયે.

### કલમ ૧૦૪ મી.

તે હક મોત શીવાયની બીજી કંઈ હાની કરતાં સુધી ક્યારે પહોચેછે.

### ટીકા.

ઉપરની કલમ ૧૦૧ ની ટીકામાં શરીરના ખાનગી બચાવની જે હકીકત લખીછે તેવીજ આ કલમ પણ કલમ ૧૦૩ માં બતાવેલી મિલકત સંબંધી ગુન્હા શીવાયના બીજા મિલકત સંબંધી ગુન્હા હોય તો તેથી મિલકત બચાવવા માટે હકછે તે બતાવે છે.

૧ એક માજીસ્ટ્રેટે એક જમીનના ટંટા બાબત તપાસ કરી એ જમીન એક સખસના કબજામાં છે એવું ઠરાવ્યું પણ બેઉ પક્ષકાર ઉપર આ કાયદાની કલમ ૧૪૭ પ્રમાણે તહોમત હતું તેથી તેમને બેઉને સજા કરી તેમાં ઠરાવવામાં આવ્યું કે જે સખસનો કબજો હતો તેને આ કલમ ૧૦૪ નો લાભ મળે અને તેથી તેને સજા થાય નહીં. ૧૦ વી. રી. પ્ર. ૬૪ ( ફોજદારી. )

### કલમ ૧૦૫ મી.

મિલકતના ખાનગી બચાવના હક્કની શરૂઆત અને તેનું જારી રહેવું ક્યાં સુધીછે.

### ટીકા.

જેમ કલમ ૧૦૨ માં શરીરના ખાનગી બચાવનો હક ક્યારથી શરૂ થયો ગણવો અને ક્યારથી તેનો અંત આવ્યો ગણવો બતાવ્યુંછે તેમ આ કલમમાં પણ મિલકતના ખાનગી બચાવના હકની શરૂઆત અને અંત ( છેડો ) બતાવ્યો છે. મિલકત સંબંધી જે ગુન્હામાં ખાનગી બચાવનો હક આપેલોછે તે મિલકત સંબંધીના દરેક ગુન્હામાં જુદી જુદી શરૂઆત અને જુદો જુદો અંત બતાવ્યો છે તે ખુલ્લુંછે તેથી વિવેચન કરવાની જરૂર જોવામાં આવતી નથી.

૧ ચોર ખાલીહાથે ઘરમાંથી નાશી ગયો હોય અને જે ઘરમાંથી ચોરી કરી હોય તે ઘરથી છેટે ગયો હોય તો તેને પકડવાને જરૂર હોય

તે કરતાં વધારે હાની કરવી નહીં જોઈએ—રાણી વિરૂદ્ધ ભોલાકી જોલાહાદ. બેં. લા. રી. ( સ્પેશીયલ નંબર ) પ્ર. ૮

## કલમ ૧૦૬ મી.

**કોઈ બેગુન્હા સખસને હાની થવાનું જોખમ હોય એવી વેળાએ જીવ લે એવા હુમલાથી ખાનગી બચાવનો હક્ક પહોંચેછે.**

### ટીકા.

આ કલમ ઘણી ઉપયોગી છે. ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં ગુનહેગાર શીવાય બીજા નીરઅપરાધી સખસને હાની કર્યા વગર એ હક અમલમાં લાવી શકાય તેમ નહોય તો નીરઅપરાધીને પણ હાની થાય તો પણ ખાનગી બચાવનો હક અમલમાં લાવવા છુટ આપીછે. જુઓ તે કલમ નીચેનું દ્રષ્ટાંત. એ દ્રષ્ટાંતથી આ કલમ સમજાય તેવીછે. જેથી વધારે વિવેચનથી લંબાણ કરવા જરૂર જોવામાં આવતી નથી.

## કલમ ૧૦૭ મી.

**મદદગારી એટલે શું તેની વ્યાખ્યા.**

### ટીકા.

આ કલમથી કલમ ૧૨૦ સુધીની કલમો મદદગારી માટેછે. જેમ સારા કામમાં મદદગારીની જરૂર વખતે પડેછે તેમ ભુંડા કામમાં પણ મદદગારીની જરૂર વખતે પડેછે.

આ કલમમાં મદદગારી ક્યારે કરી કહેવાય તે બતાવવામાં આવ્યુંછે. મદદગાર ત્રણ પ્રકારના હોયછે. ( ૧ ) ગુન્હો થતાં પેહેલા; ( ૨ ) ગુન્હો થતી વખતના ( ૩ ) ગુન્હો થયા પછીના આ પેનલકોડમાં ગુન્હો થયા પહેલાના અને ગુન્હો થતી વખતના મદદગારીના કૃત્યને મદદગારી ગણીછે. ગુન્હો થયા પછીની મદદગારી જેમાં પુરાવો ઉડાવવો, ગુન્હેગારને ઘરમાં રાખવો એ વીગેરે ગુન્હાને મદદગારીના ગુન્હા ગણ્યા નથી તે ગુન્હાના ને ઇનસાફ વિરૂદ્ધ ગુન્હા ગણ્યાછે.

આ કલમ ૧૦૭ માં મદદગારીના કૃત્યને નીચે લખ્યા પ્રમાણેનું કૃત્ય હોય તો ગુન્હા ભરેલી મદદગારી ગણીછે.

પેહેલું—કાંઈ ગુન્હા ભરેલું કામ કરવા માટે કોઈ સખસને ઉશ્કેરવું, અથવા,

બીજું—ગુન્હા ભરેલા કામ માટેની મસલતમાં સામીલ થવું પણ તે ક્યારે કે તે મસલત મુજબ કાંઇ ગુન્હો, અથવા કાયદા વિરૂદ્ધ કસુર કરવામાં આવે ત્યારે, અથવા,

ત્રીજું—કોઇ સખ્સ કાંઇ કૌમ અથવા કાયદા વિરૂદ્ધ કસુર કરીને કાંઇ કામ કરવામાં સાહાય કરે ( વળી જુઓ આ ત્રીજી દફ્રમનો ખુલાસો. )

૧ કાંઇ ગુન્હો બન્યોછે એ બાબત ખબર આપવાની કસુર કરવાથી જો એ કસુર કોઇ કાયદાસર ફરજનો ભંગ થયાની નહોય તો તેથી મદદગારીનો ગુન્હો બનતો નથી સરકારી માણસ શીવાય કોઇ ખાનગી માણસે કાંઇ ગુન્હો બનતાં જોયો હોય તો તે ગુન્હાની ખબર તેણે આપવી જોઇએ એવો કોઇ પણ કાયદો નથી—રાણી વિરૂદ્ધ ખાદીમસેન ૪ બેં. લા. રી. પ્ર. ૭ (ફો. અ.)

૨ કોઇ સખ્સે કાંઇ ખોટા તહોમતના ટેકામાં જુબાની આપી હોય એટલાજ કારણથી એ ખોટા તહોમત મુકવાના, કામમાં મદદગારીનો ગુન્હો તેણે કર્યો એવું ગણાય નહીં—રાણી વિરૂદ્ધ રામપોડા. ૯ બેં. લા. રી. પ્ર. ૧૯

૩ એક હેડકોનસ્ટેબલને એવા ખબર મળ્યા કે કેટલાક તહોમતદારોની જુલમ કરી કબુલાત લેવાયછે તેથી તેણે જાણી જોઇને એ પ્રમાણે થવા દઇ આંખ આડા કાના કર્યા તેમાં ઠરાવવામાં આવ્યું કે તે હેડકોનસ્ટેબલ આ કલમના ખુલાસા ૨ પ્રમાણે ગુન્હેગાર છે; ૧૧ વી. રી. પ્ર. ૧૧ (ફોજદારી)

૪ ખુન સાબીત થયાવીના ખુનની મદદગારીનો ગુન્હો સાબીત કરી શકે નહી. કો. ઇ. ડા. પ્ર. ૩૪૦

૫ એક કાયદા વિરૂદ્ધ મંડળીના કેટલાક સખ્સો પાસે લાકડી હોય (અ) નામના સખ્સ પાસે કાંઇ લાકડી ન હોય પણ કોઇ પાસેથી લાકડી લઇને તે વાપરે (બ) જે (અ) નો મુખી હોય તે મારવાનો જનરલ ઓરડર આપે તો (અ) એ કરેલા હુમલાની (બ) એ મદદગારી કરી એમ કહેવાય. રાણી વિરૂદ્ધ રોસુકોલા. ઇં. ડા. પ્ર. ૩૪૦

૬ એક કેદીએ એક સાક્ષીને પોતાના વિરૂદ્ધ જુબાની આપતી વખતે અમુક હકીકત નહીં કહેવા પુછ્યું તેમાં ઠરાવવામાં આવ્યું કે આ ખોટી જુબાની આપવાની મદદગારીનો ગુન્હો કર્યો કહેવાય. પ્ર. ડા. પ્ર. ૩૪૦

૭ એક ડાકાઇટીનો ગુન્હો થવાનો છે એવો ઇરાદો કોઇએ જાણ્યો હોય અને એ ગુન્હો સંપુર્ણ થાય એટલા માટે ઇરાદો જાણી જોઇને છુપાવ્યો હોય તો તેણે ડાકાઇટીમાં મદદગારી કરી એમ થાય નહીં—રાણી વિરૂદ્ધ જોહોગુરૂ. ઈ. ડા. પ્ર. ૩૪૦

૮ જે સખસોને મુખ્ય ગુન્હો કરનાર તરીકે શિક્ષા થઇ હોય તેઓને મદદગારી તરીકે શિક્ષા થાય નહીં—રાણી વિરૂદ્ધ જીતો ચોધરી. ઈ. ડા. પ્ર. ૩૪૦

૯ આ કલમના પેહેલા ખુલાસા પ્રમાણે એક સખસે કાંઇ ચોરી કરાવી હોય અથવા કરાવવાનું પ્રયત્ન કર્યું હોય તોજ થાય. એ ગુન્હો બન્યાની પાછળથી ખબર મળી હોય તો તેને આ કલમ પ્રમાણે શિક્ષા થાય નહીં—રાણી વિસમીરૂદીન. ઈ. ડા. પ્ર. ૩૪૦

૧૦ સમનનું ખોટું સરટીફીકેટ આપ્યાના ગુન્હામાં મદદગારી કર્યાનો તહોમતમાં તહોમતદારનો ઇરાદો એ ગુન્હાનો મુખ્ય બાગછે—રાણી વિરૂદ્ધ હીસામુદીન. ઈ. ડા. પ્ર. ૩૪૦

૧૧ એક સખસ ખુન થયું તે વખતે ખુન થશે એવું તેના જાણવામાં નહોતું તેથી તે ત્યાં ઉભો રહ્યો. તે આ ગુન્હો અટકાવવાને બીકથી વચ્ચે પડ્યો નહીં એટલુંજ નહી પણ મુડદું છુપાવવામાં ખુનીઓ ભેળો સામીલ થયો તેમાં ઠરાવવામાં આવ્યું કે તેની ઉપર ખુનની મદદગારી કર્યાનું તહોમત આવે નહીં પણ પેનલકોડની કલમ ૨૦૧ પ્રમાણે પુરાવો છુપાવવાનું તહોમત આવે.—રાણી વિરૂદ્ધ ગોવરધન બેરા. કો. ઈ. ડા. પ્ર. ૩૪૦

૧૨ જે ગુન્હામાં મદદગારી કરી હોય તે ગુન્હો થયાવીના મદદગારીની સજા થાય નહીં એમ નથી એટલે કે મદદ કરેલો ગુન્હો ન થાય તો પણ મદદગારીની સજા થાય. ૧૮. વી. રી. પ્ર. ૩૨

૧૩ (અ) એ (બ) અને (ક) ને (ડ) ને પરાણે પકડી લાવવાનું કહ્યું એ પ્રમાણે તેઓ પકડી આવ્યા. (ડ) ની ઉપર સખત

માર પડ્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે ( અ ) બુદ્ધિ પુર્વક મહાવ્યથા કરેલ્તા ગુન્હાનો મદદગાર છે—રાણી વિરૂદ્ધ દુરગેશર શરમા કો. ઈં. ડા. પ્રે. ૭૩૪૦

૧૪ એક કેદીએ એક ચોરી કરનારની પાર્ટી સાથે રહેવાનું કબુલ કર્યું. પાછળથી તેણે તેનો એ વીચાર ફેરવ્યો પણ ચોરી થતી વખતે તે ત્યાં હાજર હતો તેમાં ઠરાવવામાં આવ્યું કે તેની ઉપર આ કલમ ની રકમ બીજી પ્રમાણે તહોમત આવે નહીં પણ આ કલમની રકમ ત્રીજી પ્રમાણે અને કલમ ૧૦૯ પ્રમાણે તહોમત આવે.—રાણી વિરૂદ્ધ બુધનમુશર કો. ઈં. ડા. પ્ર. ૩૪૦

૧૫ કોઈ પારકા રાજ્યમાં રહી બ્રીટીશ કોર્ટમાં કરવાનાં ગુન્હાની મદદગારી કરે તો તે મદદગારનો ઇનસાફ બ્રીટીશ કોર્ટથી થાય નહીં—રાણી વિરૂદ્ધ પીરતાઈ. ૧૦ મું. હા. રી. પ્ર. ૩૫૬

૧૬ આ કલમમાં “ મશ્વરત ” શબ્દ છે તેનો અર્થ એ છે કે કોઈ સખસને બદદયાનતથી ઇજા કરવાના વીચારથી બે અથવા વધારે સખસો ભેળા મળે—રાણી વિરૂદ્ધ વાર બરટન. ૬. મ. જુ. પ્ર. ૧૫૫

૧૭ કોઈ સખસ બીજાના નામથી જુઠો સાક્ષી પુરવા આવે એ સખસ અમુક સખસ છે એવી કોઈ ત્રીજો સખસ ખાત્રી આપે તો એ ખાત્રી આપનાર મદદગાર ગણાય. રાણી વિરૂદ્ધ ચંદીચરણ નાથ. ૮ વી. રી. પ્ર. ૫

૧૮ આ કલમ પ્રમાણે તહોમતદારને મદદગાર ગણતી વખતે ગુન્હેગાર સાથે ગુન્હા ભરેલા કામમાં સામીલ થયો એવું બતાવવું જોઈએ જ્યાં સુધી કાયદાસર કામ ચાલતું હોય. ત્યાં સુધી તેમના સાથીયો ભેળો રહે પણ ગેરકાયદે થતાં તે તેમનાથી દુર રહે તો તેણે મદદગારી કરી કહેવાય નહી. ૨૦ વી. રી. પ્ર. ૪૧

૧૯ ( બ ) ( અ ) પાસે એમ કહે કે મારે અમુક જણને મારવા છે. આથી ( અ ) ( બ ) ને કાંઈ હથીઆર આપે તે હથીઆરે કરીને ( બ ) કાંઈ ગુનાહ ભરેલું કામ કરે તો ( અ ) એ મદદગારી કરી કહેવાય. ૧૨ વી. રી. પ્ર. ૫૨

મદદગારની તજવીજ જ્યાં બેઠે મદદગારી કરી હોય તે ઠેકાણાની કોર્ટમાં અથવા જ્યાં મદદગારીથી થયેલો ગુન્હો થયો હોય તે કોર્ટમાં થઈ શકે ( જુઓ ક્રી. પ્રો. કોડ. કલમ ૮૬ દ્રષ્ટાંત અ )

પણ મદદગારી કરનાર સખસ પારકા રાજ્યની રૈયત હોય અને એ પારકા રાજ્યમાં બેઠે બ્રાટીશ હદમાં ગુન્હો કરવાની ઉસ્કેરણી કરે તો તે મદદગારની તજવીજ બ્રીટીશ કોર્ટથી થઈ શકે નહીં. રાણી વિરૂદ્ધ પરચાઈ. ૧૦ મુ. હા. રી. પ્ર. ૩૫૬

ક્યા ક્યા ગુન્હાની મદદગારોની સંક્ષેપ રીતે તજવીજ થઈ શકે તે માટે જુઓ ક્રી. પ્રો. કોડ કલમ ૨૨૨ ની રકમ ૧૧

મદદગારની તજવીજ મુખ્ય ગુનેહ કરનાર ભેળીજ કરવી કે નહીં તે કોર્ટની મરજી ઉપર છે. (જુઓ ક્રી. પ્રો. કોડ. ની કલમ ૪૫૮).

## કલમ ૧૦૮ મી.

**મદદગારી એટલે શું-તેની વ્યાખા.**

### ટીકા.

એક સખસે એક શેઠના નોકરની મદદ લઈ શેઠની કાંઈ મિલકત ચોરવાનો ગુન્હો કર્યો. નોકરે એ ચોરને સજા થાય એવા હેતુથી એ ચોરી કરવા દીધી. ચોર ચોરી કરનાર છે એવું નોકરે શેઠને કહ્યું હતું. ચોર ઉપર ચોરીનો ગુન્હો સાબીત થયો નહીં પણ નોકર ઉપર આ કલમના ખુલાસા ૨ અને ૪ પ્રમાણે ગુન્હો ઠર્યો અને સજા થઈ. તે કેસમાં ઠરાવવામાં આવ્યું કે મદદ કરેલ ગુન્હો ખરેખરો બનેલ હોવા જોઈએ એવી કાંઈ જરૂર નથી—કેશરેહિંદ વિરૂદ્ધ ત્રોયલખોનાથ ચોધરી અને બીજાઓ. ૪ ઈં. લા. રી. ( કલકત્તા ) પ્ર. ૩૬૬

## કલમ ૧૦૯ મી.

| | | |
|---|---|---|
| મદદગારી કરેલા ગુન્હાની તજવીજ જે કોરટથી થઈ શકે તે કોરટથી. | કાંઈ ગુન્હાની મદદગારી જો તે મદદગારી ઉપરથી મદદગારી કરેલુ કામ કરવામાં આવે અને જેની મદદગારી ને માટે બીજે કેશે સાફ સિક્ષા ઠરાવી હોય નહી તો | મદદગારી કરેલો ગુન્હો વગર વારંટે પકડાય તેવો હોય તો વગર વારંટે પકડાય જમાન પણ તેજ પ્રમાણે સમન વારંટ પણ તેજ પ્રમાણે |

### સિક્ષા.

જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હા માટે જે સીક્ષા હોય તે સીક્ષા.

## ટીકા.

કલમ ૧૦૭ અને ૧૦૮ માં મદદગારી કેને કેવી તેની વ્યાખ્યા આપેલીછે; આ કલમ મદદગારી કરેલો ગુન્હો કરવામાં આવે તે માટે આ કાયદામાં કાંઈ જુદી સીક્ષા ન ફરમાવેલી હોય તે માટે છે. એટલે કે જે સીક્ષા મુળ ગુન્હો કરનારને થાય તેજ સજા મદદગારને પણ થાય. જેમકે ખુન કરવામાં મદદગારી કરી હોય અને તે પ્રમાણે ખુન થાય તો જેટલી સજા ખુનીને થાય તેટલી સજા મદદગારને થાય; કેમકે ખુન કરવાના ગુન્હાની મદદગારી માટે આ કાયદામાં ખુલી રીતે કોઈ બીજી કલમ નથી આ પ્રમાણે જે જે ગુન્હાની મદદગારી માટે આ કાયદામાં ખુલી રીતે બીજી સીક્ષા ફરમાવી ન હોય તો મુળ ગુન્હો કરનારને જેટલી સજા થાય તેટલી સજા મદદગારને થઈ શકે, પણ ધ્યાનમાં રાખવાનું છે કે જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હો કરવામાં ન આવે તો તે ગુન્હેગારને કલમ ૧૧૫ પ્રમાણે સજા થાય. આ કલમ પ્રમાણે સજા થાય નહીં

૧ મુખ્ય ગુન્હો કરનારને સજા થાય તોજ મદદગારને સજા થાય એમ નથી. મુખી છુટીજાય અને મદદગારને સજા થઈ શકેછે—રાણી વિરૂધ. મરાતીદાદા. ૧. હાઈકોર્ટ (મુંબઈ) પ્ર. ૧૫

૨. કોઈએ કોઈ સખસ ઉપર ખોટી ફરીયાદ કરી હોય તેમાં એક સાક્ષીએ સાક્ષી આપી હોય તો એ સાક્ષી આપનાર સખસ ઉપર એ ખોટી ફરીયાદ કર્યામાં મદદગારી કર્યાનું તોહોમત રખાય નહી. રાણી. વિરૂધ. રામપાંડા ૯ એ. હા. રી. (એપેનડીક્ષ) પ્ર. ૯

૩ મદદગારીના તોહોમતમાં મુળ ગુન્હાની કલમ દાખલ કરવી જોઈએ તેમજ કેવી રીતે મદદગારી કરી તે પણ બતાવવું જોઈએ ૧ વી. રી. પ્ર. ૯

## કલમ ૧૧૦ મી.

| | | |
|---|---|---|
| મદદગારી કરેલા ગુન્હાની તજવીજ જે કોરટથી થઈ શકે તે કોરટથી | કોઈ ગુન્હાની મદદગારી અગર મદદગારી કરેલો સખસ તે કામ મદદગારના ઇરાદાથી કરતાં જુદાજ ઇરાદાથી કરે તો | મદદગારી કરેલો ગુન્હો વગર વારંટે પકડી શકાય તેવો હોય તો વગર વારંટે પકડાય. જમાન પણ તેજ પ્રમાણે લેવાય. સમન વાસ્તે પણ તેજ પ્રમાણે નીકળે |

સિક્ષા.

જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જે સીક્ષા હોય તેજ સીક્ષા.

### ટીકા.

મદદગારી કરેલો ગુન્હો કરવામાં આવે પણ મદદગારના ઇરાદા કિંવા ગ્નાનથી જુદાજ ઇરાદા કિંવા ગ્નાનથી તે ગુન્હો કરવામાં આવે તેના સીક્ષા માટે આ કલમ છે. આં તફાવત ઘણોજ જાણવા જેવો છે. કેમકે ફોજદારી કેસમાં એક સખસને ગુન્હેગાર ઠરાવતી વખતે, ગુન્હા કરતી વખત ગુન્હો કરવામાં તેનો ઇરાદો કિંવા ગ્નાન કેવું હતું તે મુખ્ય કરીને જોવાયછે, એટલે કે મદદગારે અમે મુખ્ય ગુન્હો કરનારે ધારેલો ગુન્હો કર્યો હોય પણ એઉ જાણે કોઈ જુદા જુદા ઇરાદા કિંવા ગ્નાનથી કર્યો હોય તેના પ્રમાણમાં સીક્ષા વધારે ઓછી થાયછે. (અ) કોઇ ગુન્હો કરે અને તે ગુન્હો (બ)'ની મદદગારીથી કરે પણ તે ગુન્હો કરાવવામાં (બ)નો ઇરાદો શું છે તે (અ) જાણતો ન હોયતો (અ) બીન ગુન્હેગાર ઠરેછે, અને (બ) ગુન્હેગાર ઠરેછે. આ દ્રષ્ટાંત પ્રથમ દર્શને ગુચવણ ભરેલું લાગે તેવુંછે પણ આ કાયદાની કલમ ૧૦૮નો ખુલાસો ત્રીજો અને તે નીચેનાં દ્રષ્ટાંત (અ) (બ) (ક) અને (ડ) જોયાથી તે શંષય દુર થાય તેવુંછે. તે ખુલાસો ત્રીજો એવી રીત છેકે મદતગારી કરેલો ગુન્હો કરવા વાળો સખસ કાયદા પ્રમાણે ગુન્હો કરવાને શક્તિવાન હોવો જોઈએ એવી જરૂર નથી. દ્રષ્ટાંત (અ)

(ખ) (ક) (ડ)માં સાતવર્ષથી ઓછી ઉમરના બાળક પાસે, ગાંડા માણસ પાસે કોઈ ગુન્હો કરાવેતો ગાંડા માણસો અને સાત વર્ષથી ઓછી ઉમરનાં છોકરાઓ, જેઓ મુખ્ય ગુન્હો કરનારાછે તેઓ છુટી જાયછે અને મદદગારને સીક્ષા થાયછે. એવી મતલબછે.

### કલમ ૧૧૧ મી.

| મદદગારી કરેલા ગુન્હાની તજવીજ જે કોરટથી થઈ શકે તે કોરટથી | એક કામમાં મદદગારી કરી હોય અને જુદુજ કામ બને તો મદદગાર કેટલો જવાબદાર છે તે. | મદદગારી કરેલા ગુન્હામાં વગર વારંટે પકડી શકાય તો તેમ જમાન પણ તેમજ સમન વારંટ પણ તેમજ. |
|---|---|---|

**સિક્ષા.**

જે ગુન્હાની મદદગારી કરવાનો ઇરાદો કર્યો હોય તે ગુન્હાને માટે જે સીક્ષા હોય તેજ સીક્ષા.

### ટીકા.

આ કલમ મદદગારી કરેલા ગુન્હાથી જુદોજ ગુન્હો કરવામાં આવે તેવે વખતે મદદગારને કેટલી સજા કરવી તે માટેછે. આ કલમ પ્રથમ દર્શને સમજવી સેહેલીછે એમ જણાય પણ તેમ નથી તે કલમમાં મદદગારી કરેલા કૃત્યથી જુદુ કૃત્ય બને તે જુદુ કૃત્ય મદદગારી કરેલા કૃત્યનું સંભાવ્ય ફળ હોય તોજ થએલી મદદ માટે મદદગારે કોઈ મદદગારી કરી ન હોય તો પણ તે માટે તેને જવાબદાર ગણવામાં આવે છે. સંભાવ્ય ફળ એટલે શું તેનો અર્થ દરેક કેફીયત ઊપર આધાર રાખેછે. આ કલમ નીચે ત્રણ દ્રષ્ટાંત આપ્યાંછે તે ઉપરથી અમુક ગુન્હામાં સંભાવ્ય ફળ શું કેહેવાય તેનો આભાષ આપેલોછે. આ કલમની ટુંક મતલબ એટલીજ છેકે ગુન્હેગાર અમુક ગુન્હો કરવાને મદદગારી કરેતે વખતે સ્વભાવીક રીતે મારી મદદગારીથી મદદગારી કરેલા કૃત્ય સીવાય અમુક કૃત્ય પણ બનવા સંભવછે એવું તે જાણતો અથવા માનતો હોય તો મદદગારી કરેલા કૃત્ય સીવાય ભલે જુદુજ કૃત્ય બને તો પણ થએલા કૃત્ય માટે તે જવાબદારછે.

## કલમ ૧૧૨ મી.

| મદદગારી કરેલા ગુન્હાની તજવીજ જે કોરટથી થઈ શકે તે કોરટથી. | મદદગારને મદદગારી કરેલા કામની તથા બનેલા કામ એ બેઉની સજા ક્યારે થઈ શકે. | મદદગારી કરેલો ગુન્હો વગર વારંટ પકડાય તેમ હોય તો તેમ જમાન પણ મુળ ગુન્હા માફક સમન વારંટ પણ તેમજ. |
|---|---|---|

**સીક્ષા.**

મદદગારી કરેલા ગુન્હાની જે સજા હોય તે.

### ટીકા.

ઉપરની કલમ ૧૧૧ માં મદદગારી કરેલો ગુન્હો ન બને પણ બીજો જ ગુન્હો બને તેમાં મદદગારને ક્યારે જવાબદાર ગણવો તે તે કલમ ઉપરની ટીકામાં બતાવવામાં આવ્યુંછે. આ કલમ મદદગારી કરેલો ગુન્હો કરવામાં આવે અને તે સાથે બીજો પણ ગુન્હો કરવામાં આવે તે માટે મદદગારને જવાબદાર ગણવા સારૂ છે. બીજા ગુન્હાનો જવાબદાર ગણતી વખતે તે બીજો ગુન્હો જે ગુન્હાની મદદગારી કરી હોય તેનું સંભાવ્ય ફળછે કે નહી તે જોવા વિષે આ કલમ ૧૧૨ માં કાંઈ ખુલી રીતે જણાવવામાં આવ્યું નથી પણ એ કલમ નીચે જે દ્રષ્ટાંત આપ્યું છે તે ઉપરથી જણાય છે કે મદદગારી કરેલો ગુન્હો થયા ઉપરાંત બીજો પણ ગુન્હો થાય તે બીજો ગુન્હો મદદગારી કરેલા ગુન્હાથી થશે એવું મદદગારને જાણવાને કીવા માનવાને સંભવ હોય તોજ તેને એ માટે જવાબદાર ગણવો જોઈએ, નહી તો નહી.

## કલમ ૧૧૩ મી.

| | | |
|---|---|---|
| મદદગારી કરેલા ગુન્હાની તજ-વીજ જે કોરટથી થઈ શકે, તે કો-રટથી. | મદદગારી કરેલા કામથી મદદગારના ધાર્યા કરતાં જુદી અસર પેદા થાય તો તે અસરને માટે મદદગારની જવાબદારી કેટલી છે. | મદદગારી કરેલો ગુન્હો વગર વારંટ પકડાય તેમ હોય તો તેમ જમાન મા-ટે તેમજ સમન વારંટ માટે પણ તેમજ |

**સીક્ષા.**

થએલ ગુન્હા માટે જ સજા થતી હોય તે સજા.

### ટીકા.

આ કલમ ગુન્હેગારે અમુક અસર પેદા કરવાને માટે ગુન્હો કરેલો હોય અને તેથી જુદીજ અસર પેદા થાય એટલે કે જુદુજ પરીણામ થાય તો તેને જવાબદાર ક્યારે ગણવો તે માટે છે. ન્યાયનું એક માહા બ્યાક્ય છે કે દરેક માણસ તેના કરેલા કૃત્યના દરેક પરીણામ માટે જ-વાબદાર છે, આ માહા બ્યાક્ય ( કાયદાના શબ્દમાં કહેવત ) ઉપર આ કલમનો ઘણો આધાર હોય એવું જણાય છે. ધારેલી અસર સિવાય બીજી અસર થાય અને તે બીજી અસર માટે ગુન્હેગારને જવાબદાર ગણતી વખતે બીજી અસર થશે એવો સંભવ હતો કે નહી તે જોવું જોઇએ એવો આ કલમનો ભાવાર્થ છે આવો સંભવ કહેને ગણવો તે નકી થઈ શકે એવી બાબત નથી કેમકે તે માણસની શક્તિ બાહારછે દરેક કેસની જુદી જુદી હકીકત ઉપરથી અમુક પરીણામ થશે. એવું જાણવા કિંવા માનવાનો સંભવ હતો કે નહી તે જાણી શકાય એવો સંભવ જાણવા માટે તર્ક શાસ્ત્રના નિયમોનો બાહોળો અભ્યાસ કર-વા જોઇએ.

## કલમ ૧૧૪ મી.

| | | |
|---|---|---|
| મદદગારીના ગુન્હાની તજવીજ જે. કોરટથી થઈ શકે તે કોરટથી | ગુન્હો થતી વખતે મદદગાર હાજર હોય તો તેને કેવી રીતે જવાબદાર ગણવો | મદદગારી કરેલો ગુન્હો વગર વારંટે પકડાય તેવો હોય તો તેમ જમાન માટે પણ તેમજ સમન વારંટ માટે પણ તેમજ |

**સીક્ષા.**

થએલ ગુન્હા માટે જે સજા હોય તેજ સજા.

### ટીકા.

૧ આ કલમ મદદગાર ગુન્હો થતી વખતે હાજર હોય ત્યારે તેને મુળ ગુન્હો કરનાર જેટલો જવાબદાર ગણવો જોઇએ એ માટે છે. હાજર હોવું એટલે કે ગુન્હો થતી વખતે ગુન્હો બન્યાની જગ્યાએ ઉભું રેહેવું એટલોજ અર્થ થતો નથી પણ જે જગ્યોએ ગુન્હો બનતો હોય તે જગ્યોથી તે મદદગાર એટલો દુર ઉભા રેહે કે મુખ્ય ગુન્હો કરનારને તેની કાંઇ મદદ જોઇએ તો તે તુરત દોડી જઇ આપી શકે. રાણી વિરૂદ્ધ. બોર્થવીક. આર્મબોલ્ડ. પ્ર. ૮.

૨ ચોરી કરવા જનારમાંના કેટલાક અંદર ચોરી કરવા જાય અને કેટલાક બાહાર ઉભા રહે તો તે બાહાર ઉભા રેહેનાર અંદર જનાર જેટલાજ ગુન્હેગાર છે. આર્મબોલ્ડ. પ્ર. ૧૦૧૮

૩ કોઇ સખ્સ ચોર લોકો ચોરી કરી જે માલ આપે તે લઇ જવાનું માથે લે અને તે પ્રમાણે તે પોતાના ઘર બાહાર નીકળે પણ જ્યાં ગુન્હો બન્યો હોય ત્યાંથી એટલે નજીક ના હોય કે જેથી મુખ્ય ગુન્હો કરનારને કાંઇ મદદ કરી શકે તો તે આ કલમ પ્રમાણેનો ગુન્હેગાર ઠરે નહી, રાણી. વિરૂદ્ધ. કેલી. આર્મબોલ્ડ પ્ર. ૧૦૧૮

૪ ખોટા દસ્તાવેજનો અમુક ભાગ અમુક સખ્સે કરવો એવું ઠર્યું હોય અને તે પ્રમાણે જુદે જુદે, વખતે દરેક સખ્સ પોત પોતે માથે લીધેલું કામ કરે તો તેઓ સઘળા મુખ્ય ગુન્હેગાર તરીકે જવાબદાર

છે. અગર તે સઘળાએ ભેગા થઇ આ કામ પુરૂં કર્યું નથી તોપણ. રાણી વિરૂદ્ધ બીંગલી આર્મસ્ટ્રોડ પ્ર. ૧૦૧૯

૫ એ કલમ પ્રમાણે મદદગારને મુખ્ય ગુન્હો કરનાર જેટલો જવાબદાર ગણવા માટે જરૂરનું છે કે ગુન્હો શરૂ થયાથી તે પુરૂ થતાં સુધી સઘળો વખત તે પાસે રહેલો હોવો જોઈએ. પુરો થતાં દરમીયાન તે ખસી જાય તો આ કલમ પ્રમાણે જવાબદાર નથી. રાણી. વિરૂદ્ધ. અમ્રોત ૧૦. મુ. હા. રી. પ્ર. ૪૯૭

૬ કેટલાક સખસો જોરે જુલમથી માલ ઉઠાવી લઇ જાય તો સઘળા એક સરખા જવાબદાર છે અગર એ કેટલાક સખસોએ તે માલ ઉઠાવ્યો ન હોય તોપણ કેમકે સઘળા ભેગા હતા એટલે સઘળા એક સરખા જવાબદાર છે. ૮ વી. રી. પ્ર. ૫૯

કલમ ૧૧૫ મી.

| | | |
|---|---|---|
| મદદગારી કરેલા ગુન્હાની તજવીજ જે કોરટથી થઈ શકે તે કોરટથી | મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની સજા થઈ શકે એવા ગુન્હામાં મદદગારી કરવામાં આવે અને તે ગુન્હો મદદગારી પ્રમાણે ન થાય તો તેની સજા. | મદદગારી કરેલા ગુન્હામાં વગર વારંટે પકડાતા હોય તો તેમ જમાન અને સમન વારંટ પણ તેમજ. |

સીક્ષા.

૭ વર્સસુધી બેમાની ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

| | | |
|---|---|---|
| ઉપર પ્રમાણે | અગર જેથી વ્યથા થાય એવું કાંઈ કામ તે મદદગારી ઉપરથી કરવામાં આવે તો શું સજા થાય | ઉપર પ્રમાણે |

સીક્ષા.

૧૪ વર્સસુધી બેમાની ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

## કલમ ૧૧૬ મી.

| | | |
|---|---|---|
| મદદગારી કરેલા. ગુન્હાની તજવીજ જે કોરટથી થઈ શકે તે કોરટથી | કેદની સીક્ષા થઈ શકે એવા ગુન્હામા મદદગારી કરવામાં આવે અને તે ગુન્હો મદદગારી ઉપરથી ન થાતો | મુળ ગુન્હામાં વગર વારંટે પકડાય તો તેમ જમાન સમન વારંટ પણ તેમજ. |
| **સીક્ષા.** જે ગુન્હાની મદદગારી કરી તેનો ૦ ભાગ કેદ અથવા દંડ અથવા બેઉ. | | |
| ઉપર પ્રમાણે | અગર તે મદદગાર અથવા મદદગારી કરેલો સખસ સરકારી નોકર હોય અને તેની ફરજ ગુન્હો અટકાવવાની હોય | ઉપર પ્રમાણે. |
| **સીક્ષા.** એ ગુન્હા માટેની સજાની અરધ ભાગ કેદ અથવા દંડ અથવા બેઉ. | | |

### ટીકા.

એક તોહોમતદાર ઉપર આ કાયદાની કલમ ૧૬૧ પ્રમાણેના ગુન્હામાં મદદગારી કર્યાનું તોહોમત આ કલમના બીજા ભાગ પ્રમાણે આવ્યું જે સખસને મદદગારી કરી હતી તે. સખસ સીવીલસરજન હતો; આથી તે સરકારી નોકર નહોતો. તેથી ઠરાવવામાં આવ્યું કે આ કલમના બીજા ભાગ પ્રમાણે તે મદદગારને વધુ સજા થાય નહી. ૨૧. વી. રી. પ્ર. ૯

### કલમ ૧૧૭ મી.

| | | |
|---|---|---|
| મદદગારે કરેલા ગુન્હાની તજવીજ જે કોરટથી થઈ શકે તે કોરટથી | લોક પાસે, અથવા દસથી વધારે માણસો પાસે કાંઈ ગુન્હો કરાવવામાં મદદગારી કરવી. | મદદગારીના ગુન્હામાં જેમ થતું હોય તેમ |

**સીક્ષા.**

ત્રણ વર્સસુધી બેમાના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

**ટીકા.**

૧ દસ સખ્સ દસ કરાર તોડવામાં મદદગારી કરે તો સઘળા ઉપર આ કલમ પ્રમાણે એકજ તોહોમત રખાય નહી જુદી જુદી મદદગારી કહેવાય. (ક્રી. પ્ર. ૭૧)

### કલમ ૧૧૮ મી.

| | | |
|---|---|---|
| મદદગારી કરેલા ગુન્હાની તજવીજ જે કોરટથી થઈ શકે તે કોરટથી | મોતની અથવા જીવતાંસુધી સમુદ્રપારની સીક્ષા થઈ શકે એવો કાંઈ ગુન્હો કરવાની ધારણા છુપાવવી તે ગુન્હો થાય તો | મુલ ગુન્હામાં જેમ થાય તેમ |

**સીક્ષા.**

૭ વર્સસુધી બેમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ

| | | |
|---|---|---|
| ઉપર પ્રમાણે | અગર ગુન્હો ન થાય તો | ઉપર પ્રમાણે |

**સીક્ષા.**

૩ વર્સસુધી બેમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ

## ટીકા.

આ કલમની બીજી શરતમાં "કાયદા વિરૂદ્ધ કસુર કરીને" એવા શબ્દો છે તે કસુર તોહોમતદારે કાયદા વિરૂદ્ધ કરેલી હોવી જોઇએ. સાદી કસુર હોવો નહી જોઇએ (કરી૦ પ્ર. ૭૨) કાયદા વિરૂદ્ધ કેસુર કેહેને કેહેવી તે માટે જુવો કલમ ૩૩.

આ કલમમાં જે ઇરાદો કિંવા જ્ઞાન બનાવ્યુંછે તેવા ઇરાદા કિંવા જ્ઞાનવિના કાંઇ વાત છુપાવીહોય તો તે આ કલમ પ્રમાણે ગુન્હો નથી.

આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવતી વખતે જે વાત છુપાવી તે વાત કાંઇ કૃત્ય કરીને કિંવા કાંઇ કાયદા વિરૂદ્ધ કસુર કરીને છુપાવી એવું સાબીત થવું જોઇએ અને વળી કાંઇ ગુન્હો બન્યાવિષે કિંવા તે ગુન્હો બનવા સંભવ છે, કિંવા તે ગુન્હો કરવાનો ઇરાદો થયોછે એવું જાહેર કરવા તોહોમતદારની કાયદાસર ફરજ હતી એવું પણ સાબીત થવું જોઇએ.

### કલમ ૧૧૯ મી.

| | | |
|---|---|---|
| જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાની તજવીજ જ કોરટથી થાય તે કોરટથી | જે ગુન્હો અટકાવવાની પોતાની ફરજ હોય એવો કોઈ ગુન્હો કરવાની ધારણા કોઇ સરકારી નોકરે છુપાવવી | મુલ ગુન્હામાં વગર વારંટે પકડાતું હોય તો તેમ જમાન અને સમન વારંટ પણ તેમજ |

સીક્ષા.

તે ગુન્હાની જ સીક્ષા હોય તેની અરધ સીક્ષા.

| | | |
|---|---|---|
| ઉપર પ્રમાણે | અગર તે ગુન્હો મોત અથવા સમુદ્રપારની સીક્ષા થતી હોય તો | ઉપર પ્રમાણે |

સીક્ષા.

૧૦ વર્સસુધી બેમાના ગમે તે પ્રકારની કેદ.

| | | |
|---|---|---|
| ઉપર પ્રમાણે | અગર તે ગુન્હો ન થાય તો | ઉપર પ્રમાણે |

સીક્ષા.

તે ગુન્હાની જે સીક્ષા હોય તેનો પા ભાગ અથવા દંડ અથવા બેઉ.

ટીકા.

જુવો આ અકલમ નીચેનું દ્રષ્ટાંત તે ઉપરથી આ કલમનો ભાવાર્થ ખુલાશે,

ક્રી. પ્રો. કો કલમ ૪૬ ને આધારે દરેક પોલીસ અમલદાર ઉપર નીચે લખેલા ગુન્હાની ધારણા જાણવામાં આવે કે તુરત તેના ઉપરીને ખબર દેવી જોઇએ.

આ કાયદાની કલમ ૧૩૧ થી ૧૩૬, ૧૩૮ થી ૧૪૮, ૧૫૦ થી ૧૫૬, ૧૫૭, ૧૫૮, ૧૭૦, ૧૭૧, ૨૧૨, ૨૧૬, ૨૨૪, ૨૨૫, ૨૨૫અ, ૨૨૬, ૨૩૧ થી ૨૬૩, ૨૬૯, ૨૭૦, ૨૭૭, ૨૭૯ થી ૨૮૩, ૨૮૫, ૨૮૬, ૨૮૯, ૨૯૧ થી ૨૯૪, ૨૯૫ થી ૨૯૭, ૩૦૨ થી ૩૧૧, ૩૧૭ થી ૩૪૪, ૩૪૬ થી ૩૪૮, ૩૫૩, ૩૫૪, ૩૫૬, ૩૫૭, ૩૬૩ થી ૩૬૯, ૩૭૧ થી ૩૮૨, ૩૯૨ થી ૪૦૨, ૪૦૬ થી ૪૦૮, ૪૧૧ થી ૪૧૪, ૪૨૮ થી ૪૩૩, ૪૩૫ થી ૪૬૨, ૪૬૭ નો બીજો પેરેગ્રાફ, ૪૭૧ નો બીજો પેરેગ્રાફ, બીજા કાયદા વિરૂદ્ધના ગુન્હા જેમાં મોતની અથવા જીવતાંસુધી સમુદ્રપારની અથવા સાત વર્ષસુધીની કેદની કિંવા

ત્રણ વર્ષ સુધીની સજા થઈ શકતી હોય તેવા ગુન્હા તથા આ સઘળા ગુન્હાની મદદગારી તથા કોશીશ.

કલમ ૧૨૦ મી.

| | | |
|---|---|---|
| મદદગારી કરેલા ગુન્હાની તજવીજ જે કોરટથી થઈ શકે તે કોરટથી | કેદની સીક્ષા થઈ શકે એવો ગુન્હો કરવાની ધારણા છુપાવવી. અગર તે ગુન્હો થાય તો | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હા પ્રમાણે |
| **સીક્ષા.**<br>જે ગુન્હાની ધારણા છુપાવા હોય તે ગુન્હા માટે ઘણામાં ઘણી સજા થઈ શકતી હોય તેનો પા ભાગ અથવા દંડ અથવા બેઉ. | | |

| | | |
|---|---|---|
| ઉપર પ્રમાણે | અગર તે ગુન્હો ન થાય તો | ઉપર પ્રમાણે |
| **સીક્ષા.**<br>જે ગુન્હાની ધારણા છુપાવી હોય તે ગુન્હા માટે ઘણામાં ઘણી જે સજા થતી હોય તેના ૮મા ભાગસુધી કેદ અથવા દંડ અથવા બેઉ. | | |

ટીકા.

ક્રી. પ્રો. કો. કલમ. ૮૯ અને ૯૦ પ્રમાણે સાધારણ લોકો ઉપર અને જમીનદારો વગેરે ઉપર કેટલાક ગુન્હા બન્યા જાણવામાં આવે તેની તુરત ખબર દેવી એવો ફરજ છે. પરંતુ આવા ગુન્હાની ધારણાની ખબર દેવી એ બાબત કાંઈ નિયમ નથી.

ઘણો વરસાદ, વગેરે અનીવાર્ય કારણથી આવી ધારણાની ખબર તુરત ન પોહોચાડી શકાય તો તે અનિવાર્ય કારણ ધ્યાનમાં લેવાં જોઇએ.

## કલમ ૧૨૧ મી.

| | | |
|---|---|---|
| સેશન કોરટથી | રાણીની સામે લડાઈ કરવી અથવા લડાઇ કરવાની કોશીશ કરવી અથવા લડાઈ કરવામાં મદદગારી કરવી | વગર વારંટે પકડાય નહીં વારંટ નીકલે જમાન ન લેવાય |

**સીક્ષા.**

મોત અથવા જીવતાંસુધી સમુદ્રપાર અને મિલકત સરકાર જપ્ત.

### ટીકા.

"જે માણસ રાણીની સામે લડાઇ કરે" એ શબ્દોનો અર્થ એવો છે કે જે માણસો રાણીની પ્રજા હોય અથવા રાણીની રૈયત ન હોય પણ રાણીના મુલકમાં રહેતી હોય તેઓ. બીજી પારકી સ્વતંત્ર રાજાની રૈયત એ પારકા રાજા સાથે રહીને લડાઇ કરે તેઓને આ કલમ લાગુ પડે નહી. રાણીની સાથે કોઇ સ્વતંત્ર રાજ્ય તેની રૈયતને લઇને લડતું હોય તો તેઓ આ કલમ પ્રમાણે ગુન્હો કરતા નથી.

"લડાઇ કરે" તેનો અર્થ એછે કે બલવો ઉઠાવે, લડાઇ કરવા માટે હથીયાર લઇ તૈયાર થાય, અને બદમાણસોની મતલબ રાજ્ય કરતા રાજાને પદભ્રષ્ટ કરવો, તેને કેદ કરવો, કિંવા બે રાજાએ જે કૃત્ય કર્યાં હોય તે પરાણે તેની પાસે ફેરાવવાં, કિંવા તેની પાસે જે બદ સલાહકારો હોય તેમને બેસાવવા, એ વગેરે મતલબ હોય, તે છે. હંગામો કરવો અથવા હથીયાર વગર અથવા હથીયાર સહીત કાયદા વિરૂદ્ધ મંડળી ભેળી કરવી એ રાણી સામે લડાઇ કરવી કહેવાય નહી. એતો રૈયતના આખા ભાગ કિંવા અમુક ભાગ સામે લડાઇ કરવી કહેવાય. આવા ગુન્હેગાર માટે આ કાયદામાં આગળ જુદી જુદી કલમ આવે છે.

રાણીની સામે લડાઇ કરવામાં લડાઈ કરનાર સખ્સોની કાંઇ અમુક સંખ્યા હોવી જોઇએ એવી કાંઇ જરૂરીયાત નથી. હજારી માણસો મળે કે પાંચ દસ માણસો મળે તોપણ તેમનો સામાન્ય હેતુ રાજ્ય સામે લડાઇ કરવાનો હોયતો તે રાણી સામે લડાઇ કરવી કેહેવાય, તેમજ વળી લડાઇ કરનારા સખ્સો નગારાં નીશાન વગેરે રાજ્ય ચીન્હ સાથે લઇ લડાઇ ઉઠાવે તોજ રાણી સામે લડાઇ કરી કેહેવાય એમ કાંઇ નથી. તેમના સામાન્ય હેતુ ઉપરજ ધ્યાન આપવું.

૧ એક દિવાની કોરટનું હુકમનામું બજાવવા માટે પ્રતીવાદીની મિલકત જપ્ત કરવામાં આવી જપ્તી થયા પછી પ્રતીવાદીને આ કલમ પ્રમાણે સજા થઇ અને તેથી સરકારની ટાંચ પણ એ મિલકત ઉપર ગઇ તેમાં ઠરાવવામાં આવ્યું કે સરકારની જપ્તી સજા થયાની તારીખથી નહી પણ ગુન્હો બન્યાની તારીખથી ગણાય અને તેથી સઘળી મિલકત સરકાર જપ્તી થાય. ગણેશલાલ વિરૂદ્ધ અમીરખાન. ૮. બે. લા. રી. પ્ર. ૮૩

૨ આ કલમ વિરૂદ્ધના ગુન્હાની તજવીજ ગમે તેટલે વર્ષે થાય. કાંઇ મુદત નહી. ૧૫. વી. રી. પ્ર. ૨૫ ( ફોજદારી )

## કલમ ૧૨૧ મી. એ

| | | |
|---|---|---|
| શેશન કોરટથી | રાજ્ય વિરૂધ કેટલાએક ગુન્હા કરવા સારૂ સંપ કરવો વગેરે | વગર વારંટે પકડાય નહી વારંટ નીકલે જમાન ન લેવાય |

**સીક્ષા.**

જીવતાંસુધી અથવા હરકોઈ થોડી મુદતસધી સમુદ્રપાર અથવા દસ વર્સસુધી બેમાની ગમે તે પ્રકારની કેદ.

### ટીકા.

આ કલમ સને ૧૮૭૦ ના આક્ટ ૨૭ માની કલમ ૪ થી વધારેવામાં આવીછે.

કલમ ૧૨૨ મી.

| | | |
|---|---|---|
| સેશન કોરટથી. | રાણીની સામે લડાઈ કરવાના ઇરાદાથી હથીયારો વગેરે એકઠાં કરવાં. | વગર વારંટે પકડાય નહી વારંટ નીકલે જમાન ન લેવાય |

સીક્ષા.

જીવતાં સુધી સમુદ્રપાર કિંવા દસ વર્સસુધી બેમાના ગમે તે પ્રકારની કેદ તથા મિલકત સરકાર જપ્ત.

ટીકા.

આ કલમ અને કલમ ૧૨૧ ૧૨૧ એ પ્રમાણેના ગુન્હામાં ગુન્હેગારની મિલકત સરકાર જપ્ત કરવી જોઇએજ એવી કોરટ ઉપર ફરજ છે કોરટની મરજી ઉપર નથી ( ક્રી. પ્ર. ૭૯-૮૦)

કલમ ૧૨૩ મી.

| | | |
|---|---|---|
| સેશન કોરટથી | લડાઇનું કામ સેહેલ કરવાના ઇરાદાથી લડાઇની ધારણા છુપાવવી | વગર વારંટે પકડાય નહી વારંટ નીકલે જમાન ન લેવાય |

સીક્ષા.

દસ વર્સસુધી બેમાની ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

કલમ ૧૨૪ મી.

| | | |
|---|---|---|
| સેશન કોરટથી | કાંઇ કાયદેસર અખ્તીયાર અમલમાં આણાવવા અથવા ન આણાવવાના ઇરાદાથી ગવરનર જનરલ, ગવરનર વગેરેપર હુમલો | વગર વારંટે પકડાય નહી વારંટ નીકલે જમાન ન લેવાય |

સીક્ષા.

૭ વર્સસુધી બેમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

## કલમ ૧૨૪ મી. અ.

| | | |
|---|---|---|
| શેશન કોરટથી | બેદીલી ઉતપન્ન કરવી અથવા ઉતપન્ન કરવાની કોશીશ કરવી | વગર વારંટે પકડાય નહી વારંટ નીકલે જમાન ન લેવાય |

**સીક્ષા.**

જીવતાંસુધી અથવા કોઈ પણ મુદતસુધી સમુદ્રપાર અને દંડ અથવા ત્રણ વર્સસુધી બેમાના ગેમ તે પ્રકારની કેદ તથા દંડ અથવા દંડ એકલો.

### ટીકા.

આ કલમ સને ૧૮૭૮ના આક્ટ ૨૭ માની કલમ ૧૩–૧૪ થી વધારવામાં આવીછે.

## કલમ ૧૨૫ મી.

| | | |
|---|---|---|
| શેશન કોરટ | રાણીની સાથે મૈત્રી અથવા સલાહ રાખનાર એશિયાના કોઈ રાજા ઉપર લડાઈ કરવી અથવા એવી લડાઈ કરવામાં મદદગારી કરવી. | વગર વારંટે પકડાય નહી વારંટ નીકલે જમાન લેવાય નહી |

**સીક્ષા.**

જીવતાં સુધી સમુદ્રપાર અને દંડ અથવા સાત વર્સસુધી બેમાનાગેમ તે પ્રકારની કેદ તથા દંડ અથવા એકલો દંડ.

## કલમ ૧૨૬ મી.

| | | |
|---|---|---|
| સેશન કોરટથી | રાણીની સાથે મૈત્રી રાખનાર અથવા સલાહ રાખનાર કોઈ રાજાના મુલકપર લુટ કરવી | વગર વારંટે પકડાય નહીં વારંટ નીકલે જમાન ન લેવાય |

સીક્ષા.

૭ વર્સ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ તથા કાંઈ અમુક મિલકત સરકાર જપ્ત કરવી.

## કલમ ૧૨૭ મી.

| | | |
|---|---|---|
| સેશન કોરટથી | કલમ ૧૨૫ તથા ૧૨૬ મી માં બ્યાન કર્યા પ્રમાણેના ગુન્હા કરી લીધેલી મિલકત લેવી. | વગર વારંટે પકડાય નહી વારંટ નીકલે જમાન ન લેવાય. |

સીક્ષા.

૭ વર્સ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ તથા કાંઈ અમુક મિલકત સરકાર જપ્ત કરવી.

### કલમ ૧૨૮ મી.

| | | |
|---|---|---|
| શેશન કોરટથી | સરકારી નોકર બુદ્ધિપુર્વક પોતાના હવાલામાના કોઈ રાજકીય અથવા લડાઈના કેદીને નાશી જવા દે | વગર વારંટે પકડાય નહીં વારંટ નીકલે જમાન ન લેવાય |

સીક્ષા.

જીવતાંસુધી સમુદ્રપાર અથવા દશ વર્સ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

### કલમ ૧૨૯ મી.

| | | |
|---|---|---|
| શેશન કોરટથી અગર પેહેલા વર્ગના માજીસ્ટ્રેટથી | સરકારી નોકર ગફલતાથી પોતાના હવાલામાંના કોઈ રાજકીય અથવા લડાઈના કેદીને નાશી જવા દે | વગર વારંટે પકડાય નહી વારંટ નીકલે જમાન લેવાય |

સીક્ષા.

ત્રણ વર્સ સુધી આસાન કેદ તથા દંડ.

### કલમ ૧૩૦ મી.

| | | |
|---|---|---|
| શેશન કોરટથી | તેવા કેદીને નાશી જવામાં સહાય કરવી છોડાવવો; અથવા ઘરમાં રાખવો અથવા તેને પાછો પકડે તેમાં સામા થવું | વગર વારંટે પકડાય નહી વારંટ નીકલે જમાન ન લેવાય |

સીક્ષા.

જીવતાંસુધી સમુદ્રપાર અથવા દસ વર્સસુધી બેમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

## કલમ ૧૩૧ મી.

| | | |
|---|---|---|
| શેશન કોરટથી | બંડમાં મદદગારી કરવી અથવા કોઈ ઓફીસરને અથવા સોલજરને કે ખલાસીને પોતાની નોકરીથી અથવા પ્રજાધર્મથી ભ્રષ્ટ કરવાની કોશીશ કરવી | વગર વારંટે પકડાય. વારંટ નીકળે જમાન ન લેવાય. |

સીક્ષા.

જીવતાં સુધી સમુદ્રપાર અથવા દશ વર્ષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

## કલમ ૧૩૨ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટથી | બંડ કરવામાં મદદગારી કરવાથી જો બંડ થાયતો. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમાન નલઈ શકાય |

સીક્ષા.

મોત અથવા જીવતાં સુધી સમુદ્રપાર અથવા દસ વર્ષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ

## કલમ ૧૩૩ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટથી અથવા પેહેલાવર્ગના માજીસ્ટ્રેટથી. | કોઈ ઉપરી અમલદાર પોતાનો હોદ્દો ચલાવતો હોય તે દરમીયાન તેની ઉપર કોઈ ઓફીસરે સોલજરે અથવા ખલાસીએ હુમલો કરવામાં મદદગારી કરવી | વગર વારંટે પકડી શકાય. વારંટ નીકળે જમાન ન લેવાય. |

સીક્ષા.

ત્રણ વર્સસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ

## કલમ ૧૩૪ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટથી. | અગર તે મદદગારી કરેથી ગુન્હો થાયતો. | વગર વારંટે પકડાય. વારંટ નીકળે જમાન નલઈશકાય. |

સીક્ષા.

૭ વર્સસુધી બેમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ

## કલમ ૧૩૫ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનામા જીસ્ટ્રેટથી. | કોઈ ઑફીસર સોલજર અથવા ખલાસીને નાસી જવામાં મદદગારી કરવી. | વગર વારંટે પકડી શકાય. વારંટ નીકળે જમાન લેવાય. |

સીક્ષા.

બે વર્સસુધી બેમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ અથવા બેઉ.

## કલમ ૧૩૬ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનામા જીસ્ટ્રેટથી. | નાશી આવેલા સહરહુ પ્રકારના કોઈ ઑફીસર, શોલજર અથવા ખલાસીને ઘરમાં રાખવો. | વગર વારંટે પકડી શકાય. વારંટ નીકળે જમાન લેવાય. |

સીક્ષા.

બે વર્સસુધી બેમાના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

### ટીકા.

આવો આસરો ગુન્હેગારની સ્ત્રી આપે તો, તે સ્ત્રી ગુન્હેગાર, નથી

એવું આ કલમ નીચેના ખુલાસાથી જણાય છે. એના આસરા માટે આ કાયદાની કલમ ૨૧૬ નીચે જે ટીકાછે તે જોવી.

કલમ ૧૩૭ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનામા જીસ્ટ્રેટથી. | કોઈ વેપારીના વાહાણમા માસ્તરની અથવા જેનાં હવાલામાં તે વાહાણ હોય તેની ગફલતીથી કોઈ નાશી જનારા સંતાયા હોય. | વગર વારંટે પકડાય નહી સમન નીકળે જમાન લેવાય. |

સીક્ષા.

રૂપૈયા ૫૦૦સુધી દંડ.

કલમ ૧૩૮ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનામા જીસ્ટ્રેટથી. | કોઈ આફીસર સોલજર અથવા ખલાસી નેના ફરમાનીનું કાંઈ કામ કરવામાં મદદગારી કરવી તે ગુન્હો થાયતો. | વગર વારંટે પકડી સકાય વારંટ નીકળે જમાન લેવાય. |

સીક્ષા.

૬ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

કલમ ૧૩૯ મી.

લશકરી કાયદાને તાબે હોય એવા સખસોને આ કાયદા પ્રમાણે સજા થઈ શકે નહી.

### કલમ ૧૪૦ મી.

| | | |
|---|---|---|
| કોઈ પણ માજી સ્ટ્રેટ. | સોલજરમાં ખપવાના ઈરાદાથી સોલજરનો પોશાક પેહેરવો અથવા સોલજરનું કાંઇ ચીન્હ ધારણ કરવું. | વગર વૉરંટે પકડાય. સમન. નીકળે જમાન લેવાય. |

**સીક્ષા.**

૩ મહીના સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂપૈયા ૫૦૦ સુધીનો દંડ અથવા બેઉ.

### ટીકા.

આવા પોશાક પેહેરી બદદાનતથી કાંઈ મિલકત મેળવે તેણે ઠગાઈનો ગુન્હો કર્યો કેહેવાય.

### કલમ ૧૪૧ મી.

### કાયદા વિરૂદ્ધ મંડળી એટલે શું.

### ટીકા.

આ કલમ પ્રમાણેનો ગુન્હો બનવા માટે નીચેની હકીકત સાબીત થવી જોઈએ.

૧ ભેલું મળવું (૨) પાંચ અથવા વધારે માણસે મળવું. (૩) એક સાધારણ મતલબથી મળવું.

પાંચ માણસોની મંડળી થાય પણ તેમાના ચારની કાંઈ કાયદા વિરૂધ્ધ સાધારણ મતલબ હોય તો આ કલમમાં બતાવેલી શરત મુજબ તે મંડળી કાયદા વિરૂધ કહેવાય નહીં. બીજો ગુન્હો કહેવાય.

આ કલમમાં સામાન્ય હેતુ ડરાવવાનો હોવો જોઈએ એમકે ડરાવવાનો અર્થ એછે કે ડરાવવાનો કાંઈ પણ હક નહી છતાં ડર દેખાડવો.

મંડળીનો પ્રથમ સામાન્ય હેતુ કાયદાસર હોય પણ પાછળથી કાયદા વિરૂધ હેતુ થાય તો જોકે પ્રથમ હેતુ કાયદાસર હતો તો પણ ભેળાય-

નાર સખ્સોએ કાયદા વિરૂધ મંડળી ભેળી કરી ઠરે જેમકે કોઈ કાયદા વિષે અથવા કર વિષે સરકારને અરજી કરવા લોકો ભેળા થાય તે અરજી કરવાના સંબંધમાં એવું પણ ઠરે કે સરકાર અરજી ધ્યાનમાં ન લેતો આપણે અમુક કામ કરી દીવા તે અમલમાં લાવનારને અમુક ડર દેખાડી તેનો અમલ થવા ન દેવો આ ઠેકાણે મંડળી પ્રથમ કાયદાસર હતી તે પાછળથી કાયદા વિરૂધ થઈ ગઈ ગણાય.

૧ કોઈ પક્ષકારનો ઇરાદો કાંઈ હક પરાણે અમલમાં લાવવાનો ન હોય પણ જે કબજો હોય તેમાં કોઈ હરકત કરે નહી એવો હોય તો તેની ઉપર કાયદા વિરૂધ મંડળીના અંગભુત હોવાનું તોહોમત આવે નહી. ૨૦ વી. રી. પ્ર. ૨૫ ( ફોજદારી. )

૨ કોઈ ખેડુ પાસે જમીનના માલીકનું કાંઈ લેણું ન હોય તે છતાં તેને જમીન ઉપરથી હાંકી કાઢવાની તજવીજ કરવામાં આવે તેમાં ખેડુ લોકો વગર કપટે સામા થાય તો આ કલમ પ્રમાણે ગુન્હેગાર નથી. ૮ મ. હા. રી. પ્ર. ૧૧

૩ કોઈ વરઘોડાને પરાણે અટકાવવો એ આ કલમની ચોથી રકમ પ્રમાણે ગુન્હોછે. ૭ મ. હા. રી. પ્ર. ૩૫

૪ આ કલમની પેહેલી રકમ પ્રમાણે ગુન્હેગારને ગુન્હાહીત ઠરાવતી વખતે તેમની ધારણા મતલબ સરકાર વગેરેને ડરાવવાની હતી એવું સાબીત થવું જોઇએ. તેમના કૃત્યથી સરકારને ડર લગાડ્યો એવું ગણાય નહી મતલબજ એવીછે એ ગુન્હાનો જરૂરનો ભાગછે (ક્રી. પ્ર.૯૦

## કલમ ૧૪૨ મી.

## કાયદા વિરૂધ મંડળીનો અંગભુત એટલે શું.

### ટીકા.

જ્યારે માણસને પરાણે કોઈ કાયદા વિરૂધ મંડળીમાં દાખલ કરવામાં આવે કિંવા અકસ્માત તેને સામીલ કરવામાં આવે, કિંવા તે સામીલ થાય પરંતુ તેનો સામાન્ય હેતુ કાયદા વિરૂધ મંડળી સાથે મળતો નહોય તો તે કાયદા વિરૂધ મંડળીનો અંગભુત કહેવાય નહી. જે સખ્સ ઠ•

રાદા પુર્વક સામીલ થાય તેજ અંગભુત કહેવાય.

૧ કાયદા વિરૂધ મંડળીના આવા અંગભુતને સીક્ષા કરતી વખતે તેણે બીજા અંગભુત સાથે કાયદા વિરૂધ કૃત્યમાં ભાગ લીધો એવું સાબીત થવું જોઈએ. ૧. વી. રી. પ્ર. ૨૦

૨ કોઈ કાયદા વિરૂધ મંડળી પોતાની જમીન ઉપર મળી હોય જમીન ઉપરના પાક વગેરેનો બચાવ કરવા તે તેની જમીન ઉપર જાય અને તે મંડળી ત્યાંથી ખસે ત્યાં સુધી ત્યાં રહેતો તે કાયદા વિરૂધ મંડળીમાં સામીલ થયો અથવા જારી રહ્યો ગણાય નહી. ૧૯. વી. રી. પ્ર. ૬૬

## કલમ ૧૪૩ મી.

| | | |
|---|---|---|
| કોઇ પણ માજીસ્ટ્રેટ | કાયદા વિરૂધ મંડળીના અંગભુત હોવાની શીક્ષા. | વગર વારંટે પકડાય સમન નીકળે. જામીન લેવાય. |
| સીક્ષા. ૬ મહીના સુધી બેમાંના ગમે તે પકારની કેદ અથવા દંડ અથવા બેઉ. | | |

### ટીકા.

કાયદા વિરૂધ મંડળીની વ્યાખ્યા માટે જુવો કલમ ૧૪૧.

૧ એક પોલીસ સ્ટેશનનો અમલદાર બીજા પોલીસ સ્ટેશનના અમલદારને તેની હદના એક ઘરનો ઝાડો લેવાનું વારંટ મોકલે. તે અમલદાર પોતાના તાબાના માણસને મોકલે પણ તેને કાંઈ વારંટ આપે નહી તેથી ઘરના માલીકો સામા થાય તો એ ઘરધણીઓ ઉપર આ કલમ પ્રમાણે કે કલમ ૩૫૩ પ્રમાણે તોહોમત આવે નહી. રાણી વિરૂધ નારાયણ. ૭. અ. હા. રી. પ્ર. ૩૦૯.

૨ કાયદાસર મંડળી મળી હોય તેમાં મારા મારી થાય તો તેઓએ હંગામાનો ગુન્હો કર્યો કહેવાય ૧ વી. રી. પ્ર. ૧૯.

### કલમ ૧૪૪ મી.

| | | |
|---|---|---|
| કોઇ પણ માજીસ્ટ્રેટ | જીવ લે એવું કાંઇ હથીઆર પાસે છતાં કોઇ કાયદા વિરૂધ મંડળીમાં સામીલ થવું. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમાન લેવાય. |

સીક્ષા.

બે વર્ષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

ટીકા.

૧ આ કલમ પ્રમાણે જે સખસો ઉપર તોહોમત આવ્યું હોય તેમની ઉપર વળી કલમ ૪૪૮-૪૨૭ ના તોહોમત લાગી શકે નહી અને જુદી જુદી સીક્ષા પણ થાય નહી. ડ. વી. રી. પ્ર. ૫૪ (ફોજદારી.)

### કલમ ૧૪૫ મી.

| | | |
|---|---|---|
| કોઇ પણ માજીસ્ટ્રેટ | કોઇ કાયદા વિરૂધ મંડળીને વિખરાઇ જવાનો હુકમ થયો છે એમ જાણવા છતાં તેમાં સામીલ થવું. અથવા જારી રેવું. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમાન લેવાય. |

સીક્ષા.

બે વર્ષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

ટીકા.

કાયદા વિરૂધ મંડળીને વિખેરી નાખવાનો હુકમ કરવા માજીસ્ટ્રેટોને અધીકાર છે જુવો ક્રી. પ્રો. કો. કલમ ૪૮૦-૪૮૧.

૧. પોતાની મિલકત ઉપર કોઈ કાયદા વિરૂધ મંડળી મળી હોય તે

મિલકત બચાવવી એ તેના માલીકનું ખાસ કામછે તેથી તે એ મિલકત ઉપર જાયછે તે મંડળીનો ભય દુર થતા સુધી તે ત્યાં રહેતો તેથી તે કાયદા વિરૂધ મંડળીમાં સામીલ થયો અથવા જારી રહ્યો ગણાય નહી. ૧૯. વી. રી. ક્રિ. ૬૬

## કલમ ૧૪૬ મી.

સામાન્ય હેતું પાર પાડવામાં કાયદા વિરૂધ મંડળીના અંગભુતે વાપરેલા બળ માટે તે મંડળીનો દરેક અંગભુત જવાબદાર છે.

### ટીકા.

આ કલમમાં હંગામો કોને કહેવો તેની વ્યાખ્યાછે.

આ ગુન્હો સ્થાપીત થવા માટે નીચેની હકીકત સાબીત થવી જોઇએ.

૧ બળ વાપરવા વાળી મંડળી કાયદા વિરૂધ છે.

૨ તે બળ વાપરેલું હોવું જોઇએ ( બળ દેખાડે તો કાયદા વિરૂધ મંડળી થાય આ ગુન્હો ન થાય )

૩ તે બળ અથવા જુલમ મંડળીના સામાન્ય હેતુ પાર પાડવા માટે વાપરેલાં હોવા જોઇએ.

ઉપરની ત્રણ બાબતમાની એકની પણ ગેર હાજરી હોય તો હંગામાનો ગુન્હો પુરો થતો નથી જેમકે—એક ટોળુ લડાઇ કરતું ઉભું હોય તેમાંથી એક સખસ પોતાનો મારગ કરી જાય અને તે મારગ કરતાં કોઇને જખમી કરે આથી હંગામો પુર જોર ઉપર આવે પણ કાયદા વિરૂધ મંડળીના સામાન્ય હેતુ માહેલી એ બાબત નહી હોવાથી તે કાયદા વિરૂધ મંડળીનો દરેક અંગભુત એ કૃત્ય માટે જવાબદાર થાય નહી વળી જુવો કલમ ૧૪૯.

## કલમ ૧૪૭ મી.

| | | |
|---|---|---|
| કોઇ પણ માજીસ્ટ્રેટ | હંગામો કરવો: | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમાન લેવાય |
| સીક્ષા. બે વર્ષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ. | | |

## ટીકા.

૧ જે સખ્સ ઉપર હંગામાનો ગુન્હો સાબીત થાય તે સખ્સને પોતાને કાંઈ વ્યથા અથવા મોહા વ્યથા થાય તો તે માટે તેને પોતાને સજા થવી નહી જોઈએ રાણી વિરૂધ અજગર.

૨ કોઈ સખ્સને હંગામાનો અને કાયદા વિરૂધ મંડળીનો અંગભુત હોવાની એમ બે ગુન્હાની સજા થાય નહી. મોટા ગુન્હામાં નાનો ગુન્હો લખાઈ જાય છે એ નિયમ પ્રમાણે એકજ તોહોમત આવે ૧. વી. રી. પ્ર. ૭

૩ જે સખ્સો ઉપર હંગામામો ગુન્હો ઠરાવવામાં આવે તે સખ્સોએ જીવ લે એવાં હથીઆર પાસે રાખીને હંગામો કર્યો હોય હંગામો કરતાં ખુન, મહાવ્યથાના ગુન્હાપણ કર્યા હોય તો તે ગુન્હાની પણ તજવીજ કરવી જોઈએ. ૩. હા. રી. પ્ર. ૧૭૪.

૪ હંગામાનો ગુન્હો કરતાં એક સખ્સ ઘણોજ જખમી થાયતે વખતે પેહેલો હુમલો કેની બાજુ તરફથી થયો તે વિચાર્યા વગર પોલીસને વચે પડવાનો અધીકાર છે. પોલીસ તેના અધીકાર બાહાર ગઈ એવો પુરાવો ન હોય તો પોલીસને કોરટનો આશરો મળવો જોઇએ. ૮. વી. રી. પ્ર. ૩.

## કલમ ૧૪૮ મી.

| | | |
|---|---|---|
| શેશન કોરટ અથવા પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ. | જીવ લે એવું હથીઆર પાસે રાખીને હંગામો કરવો. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમાન લેવાય |

**સીક્ષા.**

૩ વર્ષ સુધી બેમાંના એમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

## ટીકા.

૧ એક તડનાં માણસોનો મોટો જથો આવી બીજા તડના માણસોના રસ્તામાં આવી અડંગો નાંખી બેઠા તેથી કજીઓ સળગ્યો, આ

કજીઆમાં પ્રેહેલા તડનું એક માણુસ જખમી થયું તેથી તે માણ-સ અળગુ જઈ ઉભું. અને આ કજીઆમાં કાંઈ ભાગ લીધો નહી. તે માણસ ખસી ગયા પછી બીજા તડનું એક માણસ મરણ ગયું તેમાં ઠરાવવામાં આવ્યું કે ઘાયલ થએલો સખ્સ જ્યારથી અલગ ઉભો ત્યારથી કાયદા વિરૂધ મંડળીના અંગભુત તરીકે બંધ પડ્યો અને તેથી તે પછી જે કૃત્ય થયું. તે માટે તે જવાબદાર નથી. રાણી. વિરૂધ કબીબકાજી બં. લા રી. પ્ર. ૧ (ફોજદારી)

૨ એક સખ્સની માને ભગવી લઈ જવાના કામ માટે એક કાય-દા વિરૂધ મંડળી ભેગી થઈ અને એ કામ પાર પાડતાં એ માનો દી-કરો મરણ ગયો તેમાં ઠરાવવામાં આવ્યું કે જેટલા સખ્સો આ મં-ડળીના અંગભુત હોય તેટલા સખ્સો આ ખુન માટે જવાબદાર છે. ગુલામઅરફીનના કામમાં ૪ બે. લા. રી. પ્ર. ૪૭.

૩ એક તકરારી જમીનના કડકા ઉપરથી કેટલાક સખ્સને હાંકી કા-ઢવાના હેતુથી એક કાયદા વિરૂધ મંડળી મળી. એ મંડળીમાંના એક અંગભુતે બંધુક ફોડી એમાંના એકને મારી નાંખ્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કૃત્ય અકસમાત થયું છે ધારી રાખેલું થયું નથી માટે સઘળા ખુનના નહી પણ આ કલમ પ્રમાણેના ગુનેહગાર છે. રાણી. વિરૂધ. સાબતઅલી. ૧૧ બે લા. રી. પ્ર. ૩૪૭.

૪ આવાં હથીઆર પાસે રાખી કાંઈ ગુન્હો કરવામાં આવે તો થ-એલ ગુન્હાની જવાબદારી એ મંડળીના અંગભુત ઉપર આવે છે. ૭. વી. રી. પ્ર. ૬૦.

### કલમ ૧૪૯ મી.

| | | |
|---|---|---|
| જે ગુન્હો અંગભુતે કર્યો હોય તે ગુન્હાની તજવીજ જેથી થાય તે કોરટથી. | કોઈ કાયદા વિરૂધ મંડળીનો અંગભુત કાંઈ ગુન્હો કરે તો એ મંડળીના દરેક અંગભુતને તે ગુન્હા માટે જવાબદાર ગણવો. | જે ગુન્હો થયો તેમાં જેમ થતું હોય તેમ. |

**સીક્ષા.**

તે ગુન્હા માટે જે સજા હોય તે સજા.

## ટીકા.

આ કલમ પ્રમાણે ગુન્હેગારને ગુન્હેગાર ઠરાવતી વખતે નીચેની હકીકત શાબીત થવી જોઇએ.

(૧) જે ગુન્હો કર્યો હોય તે તે મંડળીનો સામાન્ય હેતુ પારપાડતાં થએલો હોવો જોઇએ.

(૨) થએલ ગુન્હો એવો હોવો જોઇએ કે જે સામાન્ય હેતુ પારપાડતાં એ ગુન્હો થશે એવું તે મંડળી જાણતી હતી.

આ કલમ સમજવા માટે નીચેના ફેસલા ધ્યાનમાં લેવા જોઇએ.

૧ આઠવા સખ્સો કાંઈ ગુન્હો કરવા નીકળે રસ્તામાં તેમની વાંસે પોલીશનાં માણસો થાય જેથી સઘળા જુદે જુદે રસ્તે ભાગે તેમાના એકની વાંસે પોલીશનું માણસ લાગે તેથી તે પોલીશના માણસને તે નાશી જનાર મારી નાંખે તો સઘળા અંગભુતો આ ખુન માટે જવાબદાર નથી. રાણી વિરૂદ્ધ વાહાઇટ આર્મ. પ્ર. ૧૦

૨ કાયદા વિરૂદ્ધ મંડળીના અંગભુતને એ કાયદા વિરૂદ્ધ મંડળીની હયાતી રહે ત્યાંસુધી એ કાયદા વિરૂદ્ધ મંડળીના એક માણસે કાંઈ ગુન્હો કર્યો હોય તે દરેક ગુન્હા માટે જવાબદાર ગણવો નહિ જોઇએ; પણ તેમનો સાધારણ હેતુ પારપાડવાને માટે જે કૃત્ય કરવામાં આવ્યાં હોય તે માટે કિંવા તે સાધારણ હેતુ પારપાડતાં અમુક કૃત્ય થશે એવું તે અંગભુત જાણતા હોય તેવા કૃત્ય માટે તેને જવાબદાર ગણવો જોઇએ. ૨૦ વી. રી. પ્ર. ૫ (ફોજદારી)ફુલબેંચ.

૩ બે પારટી ઉપર હંગામો કર્યાનો ગુન્હો સાબીત થયો હોય તેમાંની એક પારટીમાં પાંચથી વધારે માણસ હતાં તેઓને કજીયો થયો તે કરવાને માટે ભેળાં થએલાં માલમ પડ્યાં હતાં અને એવું પણ માલમ પડ્યું હતું કે તેઓને તેમના સામેવાળો લડવાની તૈયારીમાં હોઇને લાકડીબંધ આવ્યા હતા અને લડ્યા હતા તેમાં ઠરાવવામાં આવ્યું કે તેમને આ કલમ પ્રમાણે હંગામો કર્યાના ગુન્હેગાર ઠરાવ્યા છે તે બરોબર કહ્યુંછે કેમકે તેમની સાધારણ મતલબ તેમના સામેવાળા ઉપર હુમલો કરવાની હતી.

બીજી-પારટીમાં ચાર માણસ હતાં. પેલી પારટી સાથે લડવામાં

તેમની શું મતલબ હતી તે જણાયું નહોતું. જે કજીયો થયો તે જાહેર જગ્યામાં થયો નહોતો તેમાં ઠરાવવામાં આવ્યું કે તેમને સજા થયછે તે આજબી નથી. અને વળી એવું પણ ઠરાવવામાં આવ્યું કે જે કજીયો થયો તે જાહેર જગ્યામાં થયો હતતો એ બે ફિરકાના સાધારણ હેતુ કાંઈ હુલડ કરવાનો હતો એવું ગણાત. રાણી વિરૂદ્ધ મુજાફર હુસેન ૫. અ. હા. રી. પ્ર. ૨૦૮

૪ એ કાયદા વિરૂદ્ધ મંડળીના કેટલાક માણસો (અ) નું હરણ કરવાને ગયા તેમાં એક સખસનું ખુન થયું તેથી ઠરાવવામાં આવ્યું કે સઘળા એ ખુન માટે જવાબદારછે. ૪ બે. લા. રી. પ્ર. ૪૭

## કલમ ૧૫૦ મી.

| | | |
|---|---|---|
| તે ગુન્હાનો ઇનસાફ જે કોરટથી થઇ શકતો હોય તે કોરટથી | કોઈ કાયદા વિરૂધ મંડળીમાં સામીલ થવાને પૈસા આપવા કરીને અથવા બીજી રીતે કોઈ સખસોને રાખવા. | વગર વારંટે પકડાય સમન વારંટ ગુન્હા મુજબ નીકળે જમાન પણ તેજ પ્રમાણે. |

**સીક્ષા.**

તે મંડળીના અંગ ભુતની સીક્ષા તથા તે મંડળીનો અંગ ભુત જે ગુન્હો કરે તે ગુન્હાની જે સીક્ષા હોય તે સીક્ષા.

## ટીકા.

પૈસા આપવાનું કામ પુરૂ થાય તોજ આ કલમ પ્રમાણે તોહોમત આવે પૈસા આપવાની કોશીશ કરવામાં આવે તો કલમ ૧૫૮,૫૧૧ પ્રમાણે સજા થાય.

## કલમ ૧૫૧ મી.

| | | |
|---|---|---|
| કોઈ પણ માજીસ્ટ્રેટ. | પાંચ અથવા વધારે સખસોની કોઈ મંડળીને વિખરાઈ જવાનો હુકમ થયા પછી જાણી બુઝીને તે મંડળીમાં સામીલ થવું અથવા જારી રેહવું. | વગર વારંટે પકડાય સમન નીકળે જમાન લેવાય. |

**સીક્ષા.**

છ મહીના સુધી બેમાંના ગમેતે પકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

### ટીકા.

આવી મંડળીને વિખરાઈ જવાનો હુકમ કરવા માજીસ્ટ્રેટને અધિકાર છે જુવો ક્રી. પ્રો. સી. કલમ ૪૮૦,૪૮૧

"જાણીબુઝીને તે મંડળીમાં સામીલ થવું અથવા જારી રેહેવું" એટલે કે નીચેની હકીકત તોહોમતદાર જાણતો હતો.

૧ તોહોમતદાર સદરહુ મંડળી પાંચ અથવા વધારે માણસોની હતી એવું જાણતો હતો.

૨ તે મંડળીનો ઇરાદો આણું કરીને સુલેહનોભંગ કરવાનો હતો એવું તે જાણતો હતો.

૩ તે મંડળીને વિખરાઈ જવાનો કાયદાસર હુકમ થયો હતો એવું તે જાણતો હતો.

આ કલમમાં વળી કાયદા વિરુદ્ધ મંડળીમાં સામીલ થવું કિંવા જારી રહેવું એનો અર્થ શું છે તે માટે કલમ ૧૪૫ નીચે પહેલો ફેસલો છે તે જોવો.

## કલમ ૧૫૨ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ અથવા પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ. | હંગામો બંધ પાડવા વગેરનું કામ કરતો હોય તેવામાં કોઇ સરકારી નોકર ઉપર હુમલો કરવો અથવા તેને હરકત કરવી. | વગર વારંટે પકડી શકાય વારંટ નીકળે જમાન લેવાય. |
| સીક્ષા. | | |
| ૩ વર્ષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ. | | |

### ટીકા.

સરકારી નોકરની વાખ્યા માટે જુવો કલમ ૨૧

કાયદા વિરૂદ્ધ મંડળીની વાખ્યા માટે જુવો કલમ ૧૪૧

હંગામાંની વાખ્યા માટે જુવો કલમ ૧૪૬

બખેડાની વાખ્યા માટે જુવો કલમ ૧૫૯

હુમલાની વાખ્યા માટે જુવો કલમ ૩૫૧

હંગામો કિંવા બખેડો વગેરે બેસારી દેવાનું પ્રયત્ન કરવું એટલે જેમ થોડી હાની થાય તેવી યુક્તિથી બેસાડી દેવાનું કામ પાર ઉતારવું.

આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત થવા માટે નીચેની હકીકત શાબીત થવી જોઇએ.

૧ જેની ઉપર હુમલો વીગેરે કરવામાં આવે તે સરકારી નોકર હતો અને તેમ કરવા તેની સતા હતી,

૨ તેની ઉપર હુમલો કર્યો અથવા,

૩ હુમલો કરવાનો ડર દેખાડ્યો, અથવા,

૪ તેને હરકત કરી, અથવા,

૫ હરકત કરવાને કોશીશ કરી, અથવા,

૬ તેની ઉપર સાપરાધ બળ વાપર્યું, અથવા,

૭ તે વાપરવીનો ડર દેખાડ્યો, અથવા,

૮ તે વાપરવાની કોશીશ કરી.

## કલમ ૧૫૩ મી.

| | | |
|---|---|---|
| કોઈ પણ માજી સ્ટ્રેટ. | હંગામો કરાવવાના ઈરાદાથી, દુષ્ટતાથી કોઈના મનમાં ક્રોધ ઉત્પન્ન કરવો તેથી અગર હંગામો થાય તો | વગર વારંટે પકડાય. વારંટ નીકળે જમાન લઈ શકાય. |

**સીક્ષા.**

એક વર્ષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

| | | |
|---|---|---|
| એજ | અગર હંગામો નથાય તો | વગર વારંટે પકડાય સમન નીકળે જમાન લઈ શકાય |

**સીક્ષા.**

૬ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

### ટીકા.

આ કલમમાં "દુષ્ટતા" થી, એવા શબ્દો છે તેનો અર્થ એ છે કે મનના કાંઈ ઘાતકી કિંવા ઉછાછલા ઈરાદાથી કાંઈ વસ્તુ કરવી (કરી પ્ર. ૯૮.

દુષ્ટતાથી એટલે કાંઈ નિયમ અથવા બંધન વગર કાંઈ કૃત્ય કરવામાં આવે કિંવા રમત કરતો હોય • તેવી રીતે કાંઈ કૃત્ય કરવામાં આવે કિંવા જંગલી ખુશીમાં આવી કાંઈ કૃત્ય કરે તો તે કૃત્ય દુષ્ટતાથી કર્યું ગણાય.

આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત થવા નીચેની હકીકત સાબીત

થવી જોઇએ.

૧ કરેલું કૃત્ય કાયદા વિરૂદ્ધ હતું.

૨ તે દ્વેષબુધ્ધિથી અથવા દુષ્ટતાથી કર્યું અને તેથી અમુક શખ્સને ક્રોધ ઉત્પન્ન કર્યો.

૩ એ ક્રોધ ઉત્પન્ન કરવાથી હંગામાનો ગુન્હો થશે એવું તહોમતદાર જાણતો હતો કિંવા માનતો હતો.

## કલમ ૧૫૪ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજાવર્ગનો માજીસ્ટ્રેટ | જમીનનો માલીક અથવા કબજેદાર હંગામા વગેરેની ખબર ન આપેતો. | વગર વારંટે પકડાય નહીં સમન નીકળે જમાન લેવાય. |
| સીક્ષા.<br>રૂપૈયા ૧૦૦૦ સુધી દંડ. | | |

### ટીકા.

આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત થવા માટે નીચેની હકીકત સાબીત થવી જોઇએ.

૧ તેની જમીન ઉપર મળેલી મંડળી કાયદા વિરૂદ્ધ હતી, કિંવા હંગામાનો ગુન્હો હોય તો એવો હંગામો તેના જમીન ઉપર થયો.

૨ એવો ગુન્હો થાયછે અથવા થયોછે એવું તે જમીનદાર અથવા તેનો મુખ્ત્યાર જાણતો હતો, અથવા, માનતો હતો.

૩ એવું જાણ્યા છતાં પાસેમાં પાસેના પોલીસ સ્ટેસનમાં તે વિષે તુરત ખબર ન આપી.

૪ એવો ગુન્હો થશે એવું તે જાણતો નહોય પણ માત્ર માનતો હોય તોપણ તે અટકાવવાને માટે સઘળા બનતા ઉપાય તેણે લીધા નહીં.

## કલમ ૧૫૫ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનોમાં ગુન્હેગાર. | જે સખસના ફાયદા સારૂ અથવા જેની વતી કાંઇ હંગામો કરવામાં આવે તે સખસ. અગર તે અટકાવવા માટે કાંઈ કાયદાસર ઈલાજ નહી લેતો. | વગર વારંટે પકડાય નહી<br>સમન નીકળે<br>જમાન લેવાય. |
| સીક્ષા.<br>યોગ્ય સીક્ષા કરવામાં આવે. | | |

### ટીકા.

૧ કોઇ જમીનદારની હદમાં કાંઇ અકસ્માત અથવા અગમ્ય હુલડ થાય તો એ હુલડ થશે એવું માનવાને તેને કારણ નહોય તો અથવા એ હુલડ થશે એવું સાધારણ રીતે તે ધારતો નહોય તો એ હુલડ માટે તે જમીનદાર જવાબદાર નથી. રાણી વિરૂદ્ધ. હરનાથ રાય. ૩. વી. રી. પ્ર. ૫૪

૨ અમુક સખસ અમુક જમીનનો માલીક છે અને એ જમીનના સંબંધમાં અગર એ જમીન ઉપર આ કલમ પ્રમાણેનો ગુન્હો થાય તો તે ગુન્હા માટે એટલાજ કારણથી તેને જવાબદાર ગણવો નહી જોઇએ. તે અથવા તેનો વહીવટદાર આ કલમ પ્રમાણેનો ગુન્હો થવાનો છે એવું જાણતા અથવા માનતા હોય તેછતાં એ ગુન્હો થતો અટકાવવા અને થયો હોય તો બેસારી દેવા બનતા ઇલાજ લીધા નહી એવું ખુલી રીતે સાબીત થવું જોઇએ. ૧૨. વી. રી. પ્ર. ૭૫

૩ જમીનદારે અનઘડ વહીવટદારી રાખવી હોય અને તેની ગેરઆવડતથી કાંઇ આવો ગુનહો થાય તો જમીનદાર પણ જવાબદાર થાયછે. જમીનદાર ઘણે દુર પલે રહેતો હોય અને હંગામો વગેરે એકાએક થાય તો તે જવાબદારીથી છુટો થઇ શકેછે. (ક્રી. પ્ર. ૧૦૭)

આ કલમ પ્રમાણેનો ગુન્હો સાબીત થવા માટે નીચેની હકીકત

સાબીત થવી. જોઇએ.

૧ થએલો હુંગામો જમીનદાર વીગેરેના લાભ માટે કિંવા તેમની તરફથી થયો હતો.

૨ તે જમીનદાર વિગેરેને તે હુંગામાથી ફાયદો થયો કિંવા ફાયદો થવાનો હતો.

૩ તેને વીખેરી દેવા માટે દાબી દેવા માટે કિંવા અટકાવવા માટે સઘળા કાયદાસર ઇલાજો વાપર્યા નહીં.

### કલમ ૧૫૬ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગના માજીસ્ટ્રેટ. | જે માલીક અથવા કબજેદારના ફાયદાને સારૂ કાંઇ હુંગામો કરવામાંઆવે તે શખસના મુકતીયારની જવાબદારી: | વગર વારંટે પકડાય નહી સમન નીકળે, જમાન લેવાય |

સીક્ષા.

યોગ્ય દંડ કરવો જોઇએ.

### કલમ ૧૫૭ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગના માજીસ્ટ્રેટ. | કોઈ કાયદા વિરૂધ મંડળીને સારૂ પૈસા આપવા કરીને રાખેલા સખસોને ઘરમાં રાખવા. | વગર વારંટે પકડાય સમન નીકળે જમાન લેવાય. |

સીક્ષા.

૬ માસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

## કલમ ૧૫૮ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનો માજીસ્ટ્રેટ. | કોઈ કાયદા વિરૂધ મંડળી અથવા હુંગામામાં સામીલ થવા પૈસા લેવા કરીને રેહવું. | વગર વારંટે પકડાય સમન નીકળે જમાન લેવાય. |
| **સીક્ષા.** ૬ માસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા એઉ. | | |
| એજ. | અથવા હથીયાર બંધ થઈને ફરવું. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમાન લેવાય. |
| **સીક્ષા.** ૨ વર્ષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા એઉ. | | |

## કલમ ૧૫૯ મી.

બે અથવા વધારે સખસો જાહેર જગ્યામાં સામસામી મારા મારી કરીને લોકોની સુલેહમાં ગડબડ કરે તેને બખેડાનો ગુન્હો કેહેછે.

### ટીકા.

કોઇ જગ્યો કોઇએ જાહેર જગ્યો તરીકે વાપરવા રાખી હોય તે જગ્યોમાં જે આવો ગુન્હો કરે તેણે બખેડો કર્યો કેહેવાય, આગળ એક એવો વિચીત્ર મુકદમો મુક્યોછે કે જેમાં બે સખસો તેમનાં ખાનગિ ખેતરમાં લડ્યા. લોકો તેમાં ઘુસી ગયા તે લોકો ઉપર પ્રવેશનું તોહોમત આવ્યું તોપણ જે જગ્યોએ તેઓ લડતા હતા તે જગ્યો ઉપર લોકો

આળી પડ્યાથી તે જાહેર જગ્યો થઇ ગઇ અને તેથી બેઉજણા ઉપર બખેડાનું તોહોમત આવ્યું.

આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત થવા માટે નીચેની હકીકત સાબીત થવી જોઇએ.

૧ બખેડો કિંવા મારામારી થઇ.

૨ તે ગુન્હો જાહેર જગ્યોમાં થયો.

૩ તેથી લોકોની સુલેહમાં ગભરાટ થઇ.

૪ એ કૃત્ય બે અથવા વધારે સખસોએ કર્યું.

બખેડા અને હંગામાં વચ્ચે તફાવત એજછે કે હંગામો આગળથી ધારી રાખેલા ઇરાદા પ્રમાણે થાયછે. બખેડો એકાએક થાયછે. લોકો બજારમાં લડી પડે તો બખેડો કર્યો કહેવાય. ખાનગી જગ્યોમાં મારામારી કરે તો હુમલો કહેવાય.

કલમ ૧૬૦ મી.

| | | |
|---|---|---|
| કોઇ પણ માજીસ્ત્રેટ | બખેડાની સીક્ષા | વગર વારંટે પકડાય નહીં સમનની કેસ જમાન લેવાય. |

સીક્ષા.

૧ માસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂ૧૦૦ સુધી દંડ કિંવા બેઉ.

ટીકા.

જુવો આગલી કલમ ૧૫૯ ઉપરની ટીકા.

બખેડો અટકાવવા માજીસ્ત્રેટના અધિકાર માટે જુવો ક્રી. પ્રો. કો. કલમ ૫૧૮.

## કલમ ૧૬૧ મી.

| | | |
|---|---|---|
| સેશન કોરટ અથવા પેહેલા વર્ગનો માજીસ્ટ્રેટ. | સરકારી નોકર છતાં અથવા થવાની ઉમેદ છતાં સરકારી નોકરના કામ સબંધી કાયદાસર મેહેનતાણા સીવાય કાંઈ બીજો અવેજ લેવો. | વગર વારંટે પકડાય નહી સમન નીકળે જમાન લેવાય |

**સીક્ષા.**

ત્રણ વર્ષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

### ટીકા.

આ કલમ કોઈ સરકારી નોકર તેના પગાર ઉપર સંતોષ ન રાખી કાંઈ લાંચ રૂશવત લે અથવા લેવાની કોશીસ કરે તે માટે છે.

સરકારી નોકર કેને કેહેવો તે માટે જુવો કલમ ૨૧.

સરકારી નોકર સરકારી નાણાં ઉચાપત કરી જાય તો તે માટે કલમ ૪૦૯ પ્રમાણે સજા થાય.

સરકારી કામમાં નાણા વાપર્યા વગર વાપર્યાછે એમ કહી નાણાં લેતો તે ઠગાઈનો ગુન્હો કહેવાય તેને કલમ ૪૧૭ પ્રમાણે સજા થાય.

સરકારી નાણાં મુજરે લેવા ખોટો હીસાબ તૈયાર કરે તો તેણે જુઠું દસ્તાવેજ બનાવ્યું કહેવાય.

આ કલમ પ્રમાણે જુઠું તોહોમત સાબીત થવા નીચેની હકીકત સાબીત થવી જોઈએ.

૧ તોહોમતદાર સરકારી નોકર હતો અથવા સરકારી નોકર થવાની ઉમેદમાં હતો.

૨ તેણે કાયદાસર મેહેનતાણા શિવાય કાંઈ વધારે અવેજ લીધો. (અવેજની બાબત માટે જુવો આ કલમનો ખુલાસો.)

૩ એવો અવેજ મેળવ્યો, મંજુર રાખ્યો, કિંવા મેળવવાનું કિંવા મંજુર રાખવાનું પ્રયત્ન (કોશીશ) કર્યું.

૪ એ અવેજ કાંઈ કૃત્ય કરવા કિંવા ન કરવાના બદલાના હેતુથી લીધો.

"આમાંની એક પણ બાબતની ગેરહાજરી હોય તો આ કલમ પ્રમાણેનું તોહોમત સાબીત થાય નહી.

સરકારની મંજુરી વગર પોતાના હોદા ઉપરથી ખસેડી ન શકાય એવા કોઈ સરકારી નોકર ઉપર આ કલમ પ્રમાણેનું તોહોમત આવ્યું હોય તો સરકારની મંજુરી વગર અથવા સરકારે એવી મંજુરી આપવા અધિકાર આપ્યો હોય એવા સખ્સની મંજુરી વગર આ તોહોમતનું કામ રાખી શકે નહી. જુવો ક્રી. પ્રો. કો. કલમ. ૪૬૬.

રોકડા પૈસાની લાંચ લીધી હોય અને તે લાંચ લેવાનો ગુન્હો સાબીત થાય તો લાંચ લીધેલાં નાણાં તેની પાસેથી પાછા લેવાં કે નહી એ વિશે કાંઈ ખુલ્લો નિયમ નથી પરંતુ સને ૧૮૩૭ માં આ કાયદો ઘડનાર કમીશનરો કહે છે કે--

"આવા પ્રકારના કેસોમાં જડજોએ તેમના અધિકાર પ્રમાણે તો"
"હોમતદારોના દંડ કરી ગેરવ્યાજબી રીતે મેળવેલાં સઘળાં નાણાં પાછાં"
"લેવાં જોઈએ એ રીત અમે ધારીએ છીએ કે ઘણી ફાયદા ભરેલી છે."

આ કલમથી કલમ ૧૬૧ સુધીની સઘળી કલમો લાંચ લેનારદેનાર વગેરેને સજા કરવા માટેની છે તેમાં જે જે હકીકતને ગુન્હા ભરેલી ગણી છે તે હકીકત હોય ત્યારે ગુન્હેગારને સજા થાયછે પરંતુ કોઈ સરકારી નોકર, બાપ તરીકે, દીકરા તરીકે કિંવા ધણી તરીકે, તેમના ઉપર આવી પડેલ નાણાં સંબધી આફતથી બચવા કાંઈ બક્ષીસ લેતો તે ગુન્હો ગણાય કે નહી એ વાંધા ભરેલું છે. ગુન્હાની મતલબ ખરાબ ઈરાદાથી તે લાંચ લીધી, ઈચ્છી, હોય તેજછે. પૈસા સંબંધી કાંઈ દુઃખ આવી પડયું હોય તેમાંથી છોડાવવા માટે કાંઈપણ ખરાબ ઈરાદા વગર કોઈ સખ્સ સરકારી નોકર હોઈએ અને યોગ્ય હદમાં રહીને તેનેજ જેટલાં નાણાની અડચણ આવી પડી હોય તેના પ્રમા-

ણમાં કોઈ નાણાં બક્ષીસ દાખલ લેતો, કિંવા આપે, તો તેને આ કલમ પ્રમાણે ગુન્હો ગણવા અચકાવું જોઇએ. ઉપર બતાવેલો સંબંધ ન હોવાછતાં કાંઈ રકમ બક્ષીસ દાખલ આપવા લેવામાં આવે કિંવા તેવી કોશીશ કરૂંવામાં આવે તો તે ગુન્હો છે. એવો સંબંધ ન હોય તેવે વખતે પણ નારંગી, ફુલના ગજરા પાન સોપારી અતર વગેરે મિજલસ વખતે લેવા દેવામાં આવે તો તેને આ દેશમાં ગુન્હો ગણવો નહીં જોઇએ કેમકે એવી ન્હાની બક્ષીસની ચીજથી માણસનું મન બગડે એવો સંભવ નથી. કોઈ સરકારી નોકર તેના દોસ્તભાઈઓને સાં વારંવાર જાય અને ચાહ વગેરેમાં હજારો રૂપૈયા ઉડાવી દેવામાં આવે તો તેને પણ લાંચનો ગુન્હો ગણવા અચકાવું જોઇએ.

હવે આ કલમ ઉપર થયેલા ફેસલા જાણવાથી આ કલમ વધારે સમજાશે.

૧ (ક) નામના એક પોલીસ અમલદારને એક ફોજદારી કોરટમાં પોલીસે તપાસ કરેલા કેસની ડાયરી વાંચવાને અને તજવીજ થતી વખતે તોહોમતદારોને અને સાક્ષીઓને હાજર રાખવા નીમેલો હતો. એક ચોરીના કેસમાં તોહોમતદારોને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા અને મુદામાલ ફરીયાદીને સોંપી દેવાનો હુકમ કરવામાં આવ્યો. એ મુદાના માલમાંથી એ પોલીસ અમલદારે કાંઈ પૈસા માગીને લીધા તે કાંઈ આ કલમ ૧૬૧ પ્રમાણે ઇનામ તરીકે નહી પણ એક દસ્તુરી તરીકે લીધા તેમાં ઠરાવવામાં આવ્યું કે (ક) આ કલમ પ્રમાણે ગુન્હેગાર નથી. કલમ ૧૬૫ પ્રમાણે ગુન્હેગાર છે. કેસરેહિંદ. વિરૂધ, કાલતાપ્રસાદ ૧ ઇ. લા રી. (અલાહબાદ) પ્ર. ૫૩૦

૨. એક કાનસ્ટેબલ અને બીજા સખસો જુગારીને પકડવા એક ઘરમાં પેસે. જુગારીને પકડી તેમની પાસેથી કાંઇ નાણાં લઇ તેમને છુટા મુકે તો તેગણે ગ્રહપ્રવેશ અને જબરાઇથી કઢાવવાનો ગુન્હો કર્યો કેહેવાય નહી. કાનસ્ટેબલે આ કલમ પ્રમાણે અને બીજા સખસોએ તેમાં મદદગારીનો ગુન્હો કર્યો ગણાય. સરકાર વિરૂધ મહમદ હુશેન કો. ઇ. ડા. પ્ર. ૩૪૧

૩ પ્રીનસીપાલ સદરઅમીન જે ફેસલા કરે તેમાં પોતાનો વગ ચલાવવા માટે કોઈ સીરસ્તેદાર કાંઇ લાંચ લેતો આ કલમ પ્રમાણે ગુન્હો પુરણ થઇ ચુકયો ગણાય. શીરસ્તેદારે વગ ચલાવ્યો કે નહી તે અગત્યનું નથી કેમકે આ કલમ ૧૬૧માં ખુલી રીતે બતાવ્યુંછે કે—

કોઈ સખસ કાંઇ કામ કરવાનો ઇરાદો રાખતો ન હોય તે કામે કરવા માટે કાંઇ કાયદા વિરૂધ મેહેનતાણું લે કિંવા જે કામ પોતે કર્યું ન હોય તે માટે કાંઇ ઇનામ લેતો તે ગુન્હેગાર છે. રાણી. વિરૂધ કાલીચરણ સીરસ્તેદાર કો. ઇ. ડી. પ્ર. ૩૪૧,

૪ આ કલમ વિરૂધનો ગુન્હો માંહોમાંહે માંડી વાળી શકાય નહી કો. ઇ. ઇ. ડા. પ્ર. ૩૪૨

૫ કોઇ સીપાઇને પ્રોસેસ ફીમાંથી કાંઇ દર પ્રમાણે પગાર હોય. સરકાર તરફથી કાંઇ પગાર નહોય તોપણ જો તે લાંચ લે તો તેણે સરકારી નોકર તરીકે લાંચ લીધી કેહેવાય અને કલમ ૨૧ ની રકમ ૯ મી પ્રમાણે તે સરકારી નોકર કેહેવાય. રાણી વિરૂદ્ધ રામક્રીસનદાસ કો. ઇ. ડા. પ્ર. ૩૪૨

૬ આ કલમ પ્રમાણેના લાંચનો ગુન્હો સાબીત થાય ત્યારે લીધેલા પૈસા પાછા આપવાનો હુકમ કરવામાં આવે એ કાંઇ આ ગુન્હાની મહત્તા પ્રમાણે યોગ્ય સજા નથી—મોતીલાલ છે તોપા દીવાન કો. ઇ. ડા. પ્ર. ૩૪૨

૭ જુરીના માણસને એકજણે લાંચ આપવાનું કહ્યું તેથી તેના રૂપૈયા ૧૦૦૦ દંડ કર્યા તે વ્યાજબી ગણવામાં આવ્યુંછે રાણી વિરૂદ્ધ બાવાલચંદર બીલવાળ. કો. ઇ. ડા. પ્ર. ૩૪૧

૮ એક જોઇંટ માજીસ્ત્રેટે પોતાના તાબાના નોકરને આ કલમ પ્રમાણે સજા ઠરાવી હોય તેમજ તેને બરતરફ પણ કર્યા હોય તો તે વ્યાજબી છે એવું ઠર્યુંછે. સરકાર. વિરૂદ્ધ. ચંદરકુમારસેન કો. ઇ. ડા. પ્ર. ૩૪૧

૯. એક પેનસન ખાતાના નોકરે એકજણને પેનસન આપવાનો વીચાર ચાલતો હતો અને જે વીચારમાં તેને નોકર રાખ્યો હતો તેણે એ પેનસન લેનારને ગુપ્ત ભાષામાં એવું કહ્યું કે.મને કાંઈ આપો તો

પેનસનનો આંકડો વધારે ઠરાવી આપું. આમ કરવા પેનસન લેનારે ના પાડી જેથી ઠરાવવામાં આવ્યું કે આ નોકરે લાંચ લેવાની કોશીસ કરી કેહેવાય વળી એવું પણ ઠરાવવામાં આવ્યું કે લાંચ લેવાની વાત ખુલા શબ્દોમાં કરવાની અગત્ય નથી. ગુપ્ત ભાષામાં થઇ હોય તોપણ ગુન્હો સંપુર્ણ થાયછે. કેસરેહિંદ વિરૂધ. ખાલ. ઈમ્પ્રેસ હાઈ. રે. ૪. ઇ. રી. (અલાહબાદ) પ્ર. ૨૫૨.

### કલમ ૧૬૨ મી.

| | | |
|---|---|---|
| શેશન કોરટ અથવા પેહેલા વર્ગનો માજીસ્ટ્રેટ | કોઈ સરકારી નોકરની સાથે લાંચના અથવા કાયદા વિરૂધ ઉપાયથી વગ ચલાવવા માટે કાંઈ અવેજ લેવો. | વગર વારંટે પકડાય નહી. સમન નીકળે જમાન લેવાય. |

**સીક્ષા.**

૩ વર્ષ સુધી એ માંના એકે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

### ટીકા.

૧ જે અવેજ લીધાનું કિંવા લેવાની કોશીસ કર્યાનું તોહોમત હોય તે અવેજ કયા સખસ કિંવા સખસો પાસેથી લીધો અને કયા સરકારી નોકર પાસે વગ ચલાવવા માટે તે લીધો એવો પુરાવો ન હોયતો તોહોમતદારને આ કલમ પ્રમાણે સજા થઈ શકે નહી. ૩ વી. રી. પ્ર. ૬૯.

૨ જે સખસ પોતા માટે કિંવા બીજા કોઈ સખસો માટે કોઈ સરકારી નોકરને કાંઈ સરકારી કામ કરવા માટે ગેરવાજબી કિંવા ખરાબ ઇલાજથી એ સરકારી નોકરને લલચાવવા માટે કાંઈ અવેજ લે તો તણે આ કલમ ૧૬૧ પ્રમાણે સજા થાય નહી. પણ આ કલમ ૧૬૨ પ્રમાણે સજા થાય. ૩ વી. રી. પ્ર. ૧૦

વળી જુવો કલમ ૧૬૧ ની ટીકા.

## કલમ ૧૬૩ મી.

| | | |
|---|---|---|
| પેહેલા વર્ગનો માજીસ્ટ્રેટ. | કોઈ સરકારી નોકરની સાથે પોતાનો વગ ચલાવવા સારૂ કાંઇ અવેજ લેવો. | વગર વારંટે પકડાય નહી. સમન નીકળે જમાન લેવાય. |
| સીક્ષા. | | |
| ૧ વર્ષ સુધી આસાન કેદ અથવા દંડ અથવા બેઉ. | | |

### ટીકા.

સરકારી નોકરના મારફતીયા જેઓ તેના આડતીયા તરીકે લાંચ લેવાનું કામ કરેછે તેમને માટે આ કલમ છે, અવેજની વાખ્યા માટે જુવો કલમ ૧૬૧

## કલમ ૧૬૪ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ અથવા પેહેલા વર્ગનો માજીસ્ટ્રેટ. | સરકારી નોકર ઉપર બ્યાન કરેલા ગુન્હામાં મદદગારી કરે. | વગર વારંટે પકડાય નહીં સમન નીકળે જમાન લેવાય. |
| સીક્ષા. | | |
| ૩ વર્ષ સુધી બેમાના એક તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ. | | |

### કલમ ૧૬૫ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનોમા જીસ્ટ્રેટ. | કોઈ સરકારી નોકરની આગળ કોઈ મુકદમો અથવા મામલો ચાલતો હોય તે મધ્યે નિસબત રાખનારા કોઈ સખસ પાસેથી તે સરકારી નોકરે વગર કિમત આપે કાંઈ કિમતદાર વસ્તુ લેવી. | વગર વારંટે પકડાય નહી સમન નીકળે જમાન લેવાય. |
| સીક્ષા. ૨ વર્ષ સુધી આસાન કેદ અથવા દંડ અથવા બેઉ. | | |

### ટીકા.

વકીલો, વૈદો અને ધર્મ ગુરૂઓ પોતાનું ધંધાનું કામ કરી કોઈ ઈનામ મેળવે તેઓ આ કલમ નીચે આવતા નથી.

### કલમ ૧૬૬ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનોમા જીસ્ટ્રેટ. | કોઈ સખસને નુકશાન કરવાના ઈરાદાથી સરકારી નોકરે કાંઈ કાયદાનો હુકમ નહી માનવો. | વગર વારંટે પકડાય નહી સમન નીકળે જમાન લેવાય. |
| સીક્ષા. ૧ વર્ષ સુધી આસાન કેદ અથવા દંડ અથવા બેઉ. | | |

### ટીકા.

૧ આ કલમ પ્રમાણેનું તોહોમત મુકતી વખતે કયો કાયદો કિંવા રૂલ નમાન્યો તે તોહોમતમાં બતાવવું જોઈએ. ર. વી. રી. પ્ર. ૧૦૯

૨ એક ડેપ્યુટી કમીશનરે (બ) નામના એક સખસને લુટારો કિંવા બદમાસ માન્યો. એમ કરવાને કાંઈ કાયદો નથી એવું એ ડેપ્યુટી કમીશનરે જાણ્યાછતાં (બ) ને પોતાના જીલામાંથી કાઢી મુકયો અને

ગંગાપાર મોકલી દીધો તેમાં ઠરાવવામાં આવ્યું કે ડેપ્યુટી કમીશનરે આ કલમ પ્રમાણે ગુન્હો કર્યો. ઇનસાફ ખાતાના અમલદારો નિષકપટ પણે જે કામ કરે તે માટે તેનો બચાવ થાયછે પણ તોરમાં આવી જોઇતી સંભાળ લીધા વગર કાંઇ કર્મ કરે તો તેના પરીણામ માટે તેઓ જવાબદાર છે. ( કરી. પૃ. ૧૦૯

આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત થવા માટે નીચેની હકીકત સાબીત થવી જોઇએ.

૧ તહોમતદાર સરકારી નોકર છે.

૨ તેણે પોતાના સરકારી હોદ્દાસર કામ ચલાવવું એ બાબત કાંઇ કાયદાનો હુકમ તેણે જાણી બુઝીને તોડયો, ( જાણી બુઝીને એટલે ઇરાદા પુર્વક ધારીને વગેરે )

૩ એમ કરવાથી અમુક સખસને નુકશાન થશે એવું તે જાણતો હતો અથવા માનતો હતો ( નુકશાન કરવાનો ઇરાદો કર્યો હોય પણ ખરેખર નુકશાન થયું ન હોય તોપણ આ ગુન્હો સંપુર્ણ થવા માટે નુકશાન કરવાનો ઇરાદો એ પુરતું છે. )

ઉપરની ત્રણે હકીકતમાંની એક પણ હકીકત સાબીત નથાય તો આ ગુન્હો બનતો નથી.

## કલમ ૧૬૭ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ અથવા પેહેલા વર્ગનો માજીસ્ટ્રેટ. | નુકશાન કરવાના ઇરાદાથી કોઇ સરકારી નોકરે કાંઈ ખોટો લેખ બનાવવો. | વગર વારંટે પકડાય નહી સમન નીકળે જામીન લેવાય. |

**સીક્ષા.**

**૩ વર્ષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.**

## ટીકા.

૧ એ કોરટના તરજુમો કરનારે એક ફોજદારી કેસમાં કેદી છુટી જાય તે માટે સબળા દસ્તાવેજનો ખોટો તરજુમો કર્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે તેને આ કલમ પ્રમાણે સજા થાય નહી પણ કલમ ૨૧૮ પ્રમાણે સજા થાય. ખરોખર તરજુમો કરવા તેણે સોગન લીધા હોય તો તેને કલમ ૧૯૩ પ્રમાણે સજા થાય ( ક્રી. પ્ર. ૧૧૦

૨ આવો તરજુમો કરવાથી નુકશાન થશે એવું એ સરકારી નોકર આગળથી જાણતો હતો કિંવા એવો તેનો ઇરાદો હતો એવું સાબીત થતાં સુધી તોહોમતદારને આ કલમ પ્રમાણે સજા થાય નહી. ૫ મું. હા. રી. પ્ર. ૧૨૫

### કલમ ૧૬૮ મી.

| | | |
|---|---|---|
| પેહેલા વર્ગનો માજીસ્ટ્રેટ. | સરકારી નોકરે કાયદાવિરૂધ વેપાર કરવો. | વગરવારંટે પકડાય નહી સમન નીકળે જમાન લેવાય. |
| સીક્ષા. 1 વર્ષ સુધી આસાન કેદ અથવા દંડ અથવા બેઉ. | | |

### કલમ ૧૬૯ મી.

| | | |
|---|---|---|
| પેહેલા વર્ગનો માજીસ્ટ્રેટ. | સરકારી નોકરે કાયદા વિરૂધ કાંઇ મિલકતની ખરીદી અથવા માગણી કરવી. | વગર વારંટે પકડાય નહી સમન નીકળે જમાન લેવાય. |
| સીક્ષા. બે વર્ષ સુધી આશાન કેદ અથવા દંડ અથવા બેઉ. તથા ખરીદ કરેલા મિલકત સરકાર જપ્ત. | | |

### કલમ ૧૭૦ મી.

| | | |
|---|---|---|
| કોઈ પણ માજી સ્ટ્રેટ. | કોઈ સરકારી નોકરનો વેસ લેવો. | વગરવારંટે પકડાય વારંટ નીકળે જમાનં લઈ શકાય. |

**સીક્ષા.**

બે વર્ષ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

### ટીકા.

આવો વેશ લઈ કાંઈ કૃત્ય કરેલું હોવું જોઈએ કિંવા કરવાની કોશીસ કરેલી હોવી જોઈએ.

### કલમ ૧૭૧ મી.

| | | |
|---|---|---|
| કોઈ પણ માજી સ્ટ્રેટ. | કોઈ સરકારી નોકર જેવો પોશાક પેહેરતો હોય કિંવા જેવી નીશાની સાથે રાખતો હોય તેવો પોશાક અથવા નિશાની દગલબાજીના ઈરાદાથી પેહેરવા અથવા સાથે રાખવા. | વગર વારંટે પકડાય. સમન્સ નીકળે જામીન લેવાય. |

**સાક્ષા.**

૩ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂપૈયા ૨૦૦ સુધી દંડ અથવા બેઉ.

### ટીકા.

આ કલમ પ્રમાણેનો ગુનોહ સ્થાપીત થવા માટે નીચેની હકીકત સાબીત થવી જોઈએ.

૧ તહોમતદારે સરકારી નોકરના પોશાક જેવો પોશાક પહેર્યો હતો

અથવા તેઓના જેવી નીશાની સાથે રાખી હતી.

૨ એમ કરવાથી કોઈ ઠગાશે એવો તેણે ઈરાદો રાખ્યો હતો અથવા એવો સંભવ હતો એવું તે જાણતો હતો.

### કલમ ૧૭૨ મો.

| | | |
|---|---|---|
| કોઇ પણ માજીસ્ટ્રેટ. | કોઈ સરકારી નોકરની તરફથી થયેલો સમન કે હુકમ નહી પોચે એટલામાટે નાશી જવું. | વગર વારંટે પકડાય નહી, સમન નીકળે જામીન લઈ શકાય |
| **સીક્ષા.** ૧ મહીના સુધી આસાન કેદ, અથવા ૫૦૦ રૂપીઆનો દંડ અથવા બંને. | | |
| એજ | અગર તે સમન અથવા નોટીસમાં કોઈ સખસને કોઈ ઈનસાફની કોર્ટમાંજાતે હાજર થવા વીગેરે ફરમાવ્યું હોયતો. | એજ. |
| **સીક્ષા.** ૬ મહીના સુધી આસાન કેદ, અથવા ૧૦૦૦ રૂપીઆ સુધી દંડ, અથવા બંને. | | |

### ટીકા.

આ કલમ કોઈ સરકારી નોકર જેને સમન, કિંવા નોટીસ કાઢવાનો અધિકાર હોય તેવા સરકારી નોકરોએ કાઢેલા સમન કિંવા નોટીસનો અનાદર કરી નાશી જાય તો તેને શિક્ષા કરવા માટેની છે. "નાશી-જવું" એટલે ક્યાંઈ ભરાઈ બેસવું; કોઈને ખબર ન પડે તેવી રીતે છાનું રહેવું એ છે. સમન કિંવા નોટીસ કોઈ સખસ ઉપર નીકળી

હોય તે સમન્સ કિંવા નોટીસ પોતા ઉપર ન બજે એવા હેતુથી અને ઇરાદાથી તે નાશી જાય તોજ તે નાશી જવું મનાય. એવા સમન, કિંવા નોટીસ નીકળેલ હોય તે વખતે તહોમતદાર દુર પરજ હોય, કિંવા આવા સમન્સ, કિંવા નોટીસ નીકળતી વખતે પોતાના ધંધાના અગત્યના કારણથી કિંવા બીજા કોઇ અગત્યનાં કારણથી તે કોરટની હકુમત છોડે તો તે નાશી ગયો કહેવાય નહી.

આ બાબ પ્રમાણેની ફરીઆદ સાંભળવા માટે જે અમલદારે કાઢેલી સમન, નોટીસ વીગરેનો અનાદર કરવામાં આવ્યો હોય તેની અગર તેના ઉપરીની મંજુરી જોઇએ એમ ક્રી. પ્રો. કોડ. કલમ ૪૬૭ વગેરેમાં કહે છે જેથી એ કલમો બતાવવામાં આવે છે.

સરકારી નોકરના અધિકારના તિરસ્કાર બાબત ફરીઆદનું કામ ચલાવવા બાબત.

૪૬૭. હિંદુસ્તાનના ફોજદારી કાયદાના ૧૦ મા બાબમાં કહેલા જે ગુન્હાઓને આ આક્ટની ૪૩૫ મી અથવા ૪૩૬મી કલમ લાગુ નહી હોય તેવા કોઇપણ ગુન્હાની ફરીઆદ કોઈ પણ ફોજદારી કોર્ટમાં સાંભળવી નહીં પણ જેનું લાગતું વળગતું હોય તે સરકારી નોકર અથવા તેના ઉપરી અમલદાર મંજુરી આપે અથવા ફરીઆદ કરે તો તે ગુન્હાની ફરીઆદ કોઈ પણ ફોજદારી કોર્ટ સાંભળવી.

આ કલમમાં લખેલી મનાઇ હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૮૯ તથા ૧૯૦મી કલમોમાં બયાન કરેલા ગુન્હાને લાગુ નથી.

આવી મંજુરી કેવી જોઇએ તેનો પ્રકાર ક્રી. પ્રો. કોડ. કલમ ૪૭૦ માં છે.

મંજુરીઅત જરૂર છે તેનો પ્રકાર.

૪૭૦ કલમ ૪૬૭-૪૬૮ અને ૪૬૯મીમાં કહેલી મંજુરીઅત મોઘમ રીતે આપવાનો અધિકાર છે: અને તેમાં તહોમતવાળા સખસનું નામ લખવાની જરૂર નથી. સદરહુ પ્રકારની મંજુરીઅત કોઈ પણ વખતે આપી શકાય. અને ઉપરની છેલી ત્રણે કલમો મધેની કોઇ એક પણ કલમ પ્રમાણે મંજુરીઅત આપી હશે તે બાકી રહેલી બેઉ કલમોમાંની જે કલમ લાગુ હોય એવા ગુ-

ન્હો બન્યો છે એવું હકીકત ઉપરથી જણાય તો તહોમત ફેરવીને તે ગુન્હનું તહોમત મુકવાને કોરટને પુરો આધાર છે એવું સમજવું.

ખુલાસો—આ બાબ પ્રમાણે કામ બન્યું હોય તેમાં સરકારી નોકરનો અથવા કોર્ટનો રાપોર્ટ, અથવા અરજી હોય તે બરાબર ફરીઆદ છે એવું સમજવું.

પણ આ આખા બાબ પ્રમાણે ફો. પો. કોડની કલમ ૪૩૮ નીચે પ્રમાણે કહે છે.

ગુન્હેગાર રાણીની રઈયત હોય તો કેમ કરવું.

૪૩૮. હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૭૫–૧૭૮–૧૭૯–૧૮૦ અને ૨૨૮ મી કલમો શીવાય ૧૦ મા બાબ મધ્યે બયાન કરેલો કોઇ ગુન્હો કરીને રાણીની કોઇ વીલાયતી રૈયત[૧] કોઈ પણ દિવાની, ફોજદારી, અથવા રેવીન્યુ કોર્ટના કાયદાસર અધિકારનો તારસ્કાર કરે તો પેહેલા વર્ગનો જે માજીસ્ટ્રેટ જસટીસ ઓફધીપીસ, અને રાણીની વિલાયતી રૈયત હશે એવા માજીસ્ટ્રેટથીજ તે ગુન્હાની તજવીજ થઈ શકશે અને ગુન્હો સાબીત થએથી એવા કામમાં ફો. પો. કોડ કલમ ૭૪માં જે રીત કહી છે તે રીતે તે ગુન્હેગારની ઉપર અમલ કરવાને તે માજીસ્ટ્રેટ મુખ્તીઆર છે.

આ આખા ૧૦ મા બાબ માટે જે કલમ બાતલ કરી છે તે શીવાયની કલમ પ્રમાણેના ગુન્હા માટે મંજુરીઅતની જરૂરીઆત વીગરે માટે ફો. પ્રો. કોડ (શન ૧૮૭૨ના આકટ ૧૦)ની કલમ ૪૬૭–૪૭૦ અને ૪૩૮નો જે ઉતારો લીધો છે તે ઉતારો સંપૂર્ણ સમજવા માટે એ કલમો ઉપર હાઇકોર્ટોએ જે જે ઠરાવ કર્યા છે તે પણ આપણે ધ્યાનમાં રાખવા જોઇએ જેથી તે નીચે પ્રમાણે બતાવવામાં આવે છે.

**કલમ ૪૬૭ ઉપર.**

૧ કોઈ કાનસ્ટેબલનું સરકારી કામ કરતાં અપમાન કરવામાં આવ્યું હોય તે બાબતની ફરીઆદ તેનો ઉપરી પોલીસ ઇન્સ્પેકટર કરે તો તે ગેરવાજબી નથી. એવી ફરીઆદ લઈ કામ ચાલી શકે છે. ૧૧ની. રી. પ્ર. ૨૨. રામ ગુલામસીંગના કામમાં.

---

૧ રાણીની વિલાયતી રઈઅત કોને કેહવી તે માટે જુઓ ફો. પો. કોડ. ક. ૭૨

૨ એક સખ્સ કલેકટરનો તથા માજીસ્ટ્રેટનો એમ બે અધિકાર ભોગવતો હતો. જ્યારે કલેકટરનો હોદો ચલાવતો હતો ત્યારે તેનું અપમાન કરવામાં આવ્યું. કલેકટર તરીકે જે તહોમતદાર ઉપર કામ ચલાવવાની મંજુરી આપી ત્યારે કલેકટરના હોદ્દાને બદલે માજીસ્ટ્રેટનો હોદો લખાઇ ગયો તેમાં ઠરાવવામાં આવ્યું કે એવી ભુલથી ફરીઆદની મંજુરી આપી તે ગેરવાજબી નથી. ૨વી. રી. પ. ૫૨ ગુરૂ ચરણ મજમુદાર.

## કલમ ૪૭૦ ઉપર.

૧ મંજુરી આપ્યા વગર કામ ચલાવવું નહીં તેની મતલબ એજ છે કે ગુન્હો બન્યો છે કે નહીં તે મંજુરી આપવાવાળી કોર્ટ, અથવા જે કોર્ટ વિરૂદ્ધ એવો ગુન્હો થયો તે કોર્ટ સારી પેઠે વિચાર કરી જુએ, અને એટલા માટે જ્યાં એ પ્રમાણે સારી પેઠે વિચાર થયો હોય પણ માત્ર મંજુરીનો હુકમ કર્યો ન હોય તો એટલા ઉપરથીજ એ મંજુરી આપી નથી એવું ગણાય નહીં. ૧૯ વી. રી. પ્ર. ૩૭ મહમદહુસેન.

૨ એવી મંજુરી વગર કામ ચલાવવું નહીં તેની બીજી અને મુખ્ય મતલબ એજ છે કે લોકો તેમના દુશમનને ખોટા તહોમત મુકી હેરાન કરી કોર્ટમાં ઘસડે નહીં. માર્સ. રી. પ્ર. ૪૦૭ રાધાનાથબેનરજી.

૩ આ કલમ પ્રમાણે જે મંજુરી આપવી તેમાં કહી કોર્ટ વિરૂદ્ધ ક્યારે કોણે કયો ગુન્હો કર્યો તે બતાવવું જોઇએ. કયો ગુન્હો થયો છે તેની સાધારણ વ્યાખ્યા આપવી. એવી વ્યાખ્યા ન આપી હોય તો મંજુરી ગેરવાજબી થતી નથી. ૧૧. મુ. હા. રી. પ્ર. ૩૪. બાલા-સીતામામના ફરી તપાસના કામમાં.

૪ મંજુરી આપતાં પહેલાં તહોમતદાર વિરૂદ્ધ સારો પ્રાઇમાફેશી આ કેસ સાબીત થયો છે કે નહીં તે કોર્ટે જોવું જોઇએ. ૨ અ. હા. રી. પ્ર. ૩૧૮ નવાબ અહમદ અલીખાનના કામમાં.

૫ આ કલમમાં આવેલો અધિકાર ઘણીજ સાવચેતીથી વાપરવો જોઇએ. તુહોમતદાર જે હકીકત કહે તે સામટી લેતાં તેને ખરી ગણવામાં આવે તેમાંની થોડી ખોટી માનવામાં આવે તો તેટલા માટે તેણે ગુન્હો કર્યો કહેવાય નહીં, ૬. વી. રી. પ્ર. ૧૧. પુ-

શારામૂના કામમાં.

૬ કોર્ટ પોતાની મેળે ફરીઆદ નકરે તો જે પક્ષકારને નુકશાનથયું હોય તે મંજુરી મળવા માટે અરજ કરે અને મંજુરી મળી શકે. ૮ વી. રી. પ્ર. ૭૯. ઉત્તમ નારાયણસીંગના કામમાં.

૭ આવી મંજુરી જે અમલદારની હજુર ગુન્હો થઇ ગયો હોય તેની બદલી થયા પછી તેની જગ્યોએ આવનાર અમલદાર આપી શકે છે. ૭ મ. હા. રી. પ્ર. ૧૨ એપેન્ડીકસ.

૮ મંજુરી આપવાનો ઇરાદો હોય પણ એવી મંજુરી આપી ન હોય તો માત્ર મંજુરી આપવાનો ઇરાદો હતો એવું સાબીત કરી ક- રેલી ફરીઆદ મજબુત કરી શકાય નહીં. એટલે ફરીઆદ અને ચાલેલું કામ રદ થાય. ૨ જી અકટોબર સને ૧૮૭૩ મું. હા. રી. ૫૨ ગલબાન ભીમજીના કામમાં.

૯ સબોર્ડિનેટ જજે મંજુરી આપવાનું નામંજુર કર્યું હોય તો પ- ક્ષકારની અરજ ઉપરથી તેનો ઉપરી જીલા જજ એવી મંજુરી આ- પી શકે છે. ૫ વી. રી. પ્ર. ૬ દીનોબંધુ ચકરબતીના કામમાં.

૧૦ માજીસ્ટ્રેટે આવી કાંઈ ફરીઆદ મંજુરીથી કરી હોય તો એવી ફરીઆદ ખેંચી લેવા શેશનજજ તેને હુકમ કરી શકતો નથી. ૧૬ વી. રી. પ્ર. ૬૯ ગોપાલ મજમુદારના કામમાં. વળી જુઓ નીચેના ફેસલા.

૧ કોઈ દીવાની કોર્ટે હુકમનામાની બજાવણીમાં પ્રતીવાદીને પકડવા માટે કાંઈ વારંટ કાઢ્યું હોય તો તે આ કલમના અર્થ પ્રમાણે નોટીસ, સમન, અથવા, હુકમ નથી. અ. હા. રી. પ્ર. ૯૭

૨ પકડવાનુ વારંટ એ આ કલમના અર્થ પ્રમાણે સમન, નોટીસ અથવા હુકમ નથી. માટે કોઈ તહોમતદારને પકડવાનું વારંટ નીકળ્યું હોય તે તહોમતદાર પોતે ન પકડાય એવા હેતુથી નાશી જાય તો તેણે આ કલમ પ્રમાણે ગુન્હો કર્યો એવું ગણાય નહીં. રાણી વિરૂદ્ધ ફુએ- શચંદર ઘોલકો. ઈ. ડા. પ્ર. ૩૪૩ ( આમ થવાનું કારણ એટલુંજછે કે વારંટ કાઢેલું હોય છે તે અમુક અમલદાર ઉપર કાઢેલું હોય છે. તોહોમ તદાર ઉપર કાઢેલું હોતુ નથી. વારંટ નીકળેલો સખ્સ નાશી જાય તો ક્રી. પ્રો. કોડની કલમ ૧૮૩-૧૮૪ પ્રમાણે અમલ કરવો. અને એમાંની

કલમ ૧૮૩ પ્રમાણે કાઢેલા જાહેરનામાનો અનાદર થાય તો આ કાયદાની કલમ ૧૪૭ પ્રમાણે તહોમતદારને સજા થાય. (મેનપ્ર. ૧૪૧ આવૃતીૡ.)

### કલમ ૧૭૩ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનો માજીસ્ત્રેટ. | સમન અથવા નોટીસ પહોચતી કે ચહોડતી અટકાવવી, અથવા ચોહોડ્યા પછી કાઢી નાખવી, અથવા જાહેરનામું નહી થવા દેવું. | વગર વારંટે પકડાય નહી સમન નીકળે જામીન લઈ શકાય. |
| સીક્ષા. | | |
| ૧ મહીનાસુધી આસાન કેદ, અથવા ૫૦૦ રૂપીઆનો દંડ, અથવા બંને. | | |
| એજ | અગર તે સમન વીગેરેમાં કોઇ સખસને કોઇ ઇનસાફની કોર્ટમાં જાત હાજર થવા વીગેરે ફરમાવ્યું હોય, તો. | એજ. |
| શિક્ષા. | | |
| ૬ મહીના સુધી આસાન કેદ, અથવા ૧૦૦૦ રૂપીઆ સુધી દંડ, અથવા બંને. | | |

### ટીકા.

સમન નોટીસ પહોચાડતાં અટકાવવી, ચોહોડેલી કાઢી નાખવી એ વીગેરે ગુન્હા કરનાર માટે આ કલમ છે.

સમન્સ કિંવા નોટીસ વીગેરે બીજા સખસને પહોચતાં અ-

ટકાવવા વીગેરેનો ગુન્હો સ્થાપીત કરતી વખતે નીચેની હકીકત સાબીત થવી જોઇએ.

૧ સમન કિંવા નોટીસ અમુક સખસ ઉપર નીકળી છે, કિંવા નીકળવાની છે એવું તહોમતદાર જાણતો હતો.

૨ જે સખસ ઉપર તે સમન્સ કિંવા નોટીસ નીકળી હોય તેને તે ન પહોચે એવું કાંઈ પણ કૃત્ય ઇરાદા પુર્વક તહોમતદારે કર્યું હતું.

સમન કિંવા નોટીસ કોઇ જગ્યે ચોઢતાં અટકાવવામાં તથા ચોટેલી ખશેડવામાં તેમજ જાહેરનામું જાહેર થતું અટકાવવામાં પણ એવીજ હકીકત સાબીત થવી જોઇએ.

કરજદારો ફરીયાદ થતીવેળા નાશી જાયછે તેમની મતલબ પણ સમન્સ ન પહોચે એવી હોયછે, પણ તેઓ કોર્ટનો તીરસ્કાર કરવા નાસતા નથી માટે નાણાં આપવાં પડશે એવા હેતુથી નાસેછે.

નાશી જાય એટલે સાચું કબુલ છે નહીં તો શા માટે નાસે એવું ગણાય નહીં.

ઉપરની કલમ ૧૭૨ નીચે ક્રી. પ્રો. કોડની કલમ ૪૬૭–૪૭૦ અને ૪૩૮ ટાંકીછે તે અને તે નીચેના ફેસલા જુઓ.

૧ સમન્સની પોહોચ આપવાની ના કહેવામાં આવે તો તે આ [illegible]ણે ગુન્હો નથી—જુલમેસ્વર દત. ૩ ઇં. લા. રી. ( કલકત્તા) પ્ર. ૬૨૧. રાણી વિરૂદ્ધ કાલીયા ફકીર. ૫ મું. હા. રી. પ્ર. ૩૪ ( ફોજ ).

૨ આ કલમના અર્થ પ્રમાણે કોઇ સરકારી નોકર જેને સમન કિંવા નોટીસ બજાવવાનો અધીકાર હોય તે એ સમન્સ કિંવા નોટીસની નકલ કોઇને બારણે ચોઢતો હોય તેમાં કોઈ હરકત કરે તો જો એ હરકત કરવાની મતલબ ઇનસાફને હરકત કરવાની હોય તો હરકત કરનાર ઉપર આ કલમ પ્રમાણે તહોમત આવે ( ક્રી. પ્રે. ૧૧૫.

## કલમ ૧૭૪ મો.

| | | |
|---|---|---|
| કોઈ પણ માજી સ્ટેટ. | કોઈ ઠેકાણે જાતે અથવા મુખ્તીઆરની મારફતે હાજર થવાનો કાયદાસર હુકમ થયો હોય તે નહીં માનવો, અગર તે ઠેકાણેથી વગર રજાએ જવું. | વગર વારંટે પકડાય નહીં, સમન ની કળ, જામીન લઈ શકાય. |

### શિક્ષા.

૧ મહીના સુધી આસાન કેદ, અથવા ૫૦૦ રૂપીયાનો દંડ અથવા બંને.

| | | |
|---|---|---|
| એજ | અગર તે લેખ કોઈ ઈનસાફની કોર્ટે હાજર કે સ્વાધીન કરવા ફરમાવ્યું હોય તો. | એજ |

### શિક્ષા.

૬ મહીના સુધી આસાન કેદ, અથવા ૧૦૦૦ રૂપીઆનો દંડ, અથવા બંને.

### ટીકા.

સરકારી નોકરે કરેલા હુકમ મુજબ હાજર નથાય તેને શિક્ષા કરવા માટે આ કલમ છે.

આ કલમ અને કલમ ૧૭૫-૧૭૬ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત થવા માટે નીચેની કેટલી હકીકતે સાબીત થવી જોઈએ. એ નીચેની હકીક

કોર્ટના ફેસલા ઉપરથી જણાશે.

વળી જુઓ ઉપરની કલમ ૧૭૨ નીચેની ટીકા.

૧ કોઇ તાબાના માજીસ્ટ્રેટની કોર્ટ વિરુદ્ધ આ કલમ પ્રમાણે ગુનોહ કરવામાં આવે તો તેનો તે ઇનસાફ કરી શકે નહીં, પણ ગુનોહ બન્યો છે એવી તેની ખાત્રી થાય તો તેણે સને ૧૮૭૨ ના આક્ટ ૧૦ (ક્રી. પ્રો. કોડ) ની કલમ ૧૭૧ પ્રમાણે જે માજીસ્ટ્રેટને તેનો ઇનસાફ કરવા, અથવા ઇનસાફ થવા માટે કમીટ કરવાનો અધીકાર હોય તેની પાસે મોકલી દેવા જોઇએ.—રાણી વિરુદ્ધ ચંદ્ર સેખરરાય. ૫ બં. લા. રી. પ્ર. ૧૦૦

૨ એક માજીસ્ટ્રેટ પોતાના જીલ્લામાં સરકીટે ગયો હતો. એક કેસની થોડી તજવીજ એક મુકામે ચલાવી બાકી રહેલી તજવીજ બીજા મુકામે રવીવારના બારબજે ચલાવવા ઠરાવ્યું. સાક્ષીઓ ત્રણ કલાક મોડા આવ્યા તેથી માજીસ્ટ્રેટે તે સાક્ષીઓ જાણી જોઇને હાજર ન થયા એવું આ કલમ ૧૭૪ પ્રમાણે તહોમત મુકી સજા કરી તેમાં ઠરાવવામાં આવ્યું કે આ પ્રમાણે રવીવારે તજવીજ ચલાવવાનું ઠરાવાય નહીં. સાક્ષીઓનો હક્ક છે કે રવિવાર જે મંજુર થયેલ તહેવાર છે તે દીવસ હાજર રહેવા નાપાડે. રાણી વિરુદ્ધ હરગોવીંદ દાતા સીરકાર. ૮ બં. લા. રી. પ્ર. ૧૨

૩ એક ભાગી ગયેલા તહોમતદારની મીલકત ક્રી. પ્રો. કોડ કલમ ૧૮૪ પ્રમાણે જપ્ત કરી સરકાર સ્વાધીન થઈ હોય, તહોમતદારને આ કલમ પ્રમાણે શિક્ષા થાય અને તે અપીલમાં બહાલ રહે તો હાઇકોર્ટ એ મીલકત સંબંધી કાંઈ હુકમ કરી શકે નહીં. ૯ બં. લા. પ્ર. ૩૪૨

૪ આ કલમ પ્રમાણે તહોમતદારને ગુન્હેગાર ઠરાવતી અવલ અમુક જગ્યાએ અને અમુક વખતે " તેણે "હાજર રહેવું એવો હુકમ તેને થયો હતો અને તે તેણે માન્યો નહીં એ સાબીત થવું જરૂરનું છે—સાહેબ પ્રસાદ ચકરબત્તી ક્રો. ઈ. ડા. પ્ર. ૩૪૪

૫ આ કલમ પ્રમાણે જે સખ્સ હાજર થયો નહોય તે સખ્સની હાજર રહેવાં કાયદા પ્રમાણે ફરજ હતી અને એ પ્રમાણે હાજર રહેવા તેણે નાપાડી, અથવા ઇરાદા પુર્વક કસુર કરી એવું સાબીત

થવું જોઈએ, ૧૦ બી. રી. પ્ર. ૩૩

૬ દિવાની કોર્ટના વારંટથી પકડેલો સખ્સ નાશી જાય તેને આ કલમ પ્રમાણે સજા થાય નહીં—રાણી વિરૂદ્ધ સરદાર પાકુ. ૧ મું. હા. રી. પ્ર. ૩૮

૭ હાજર રહેવા મોઢાનો હુકમ કર્યો હોય તો તે પ્રમાણે હાજર નહીં થવાથી આ કલમ પ્રમાણે ગુન્હો ઠરેછે. ૬ મ. હા. રી. પ્ર. ૬૫

૮ વળી એવું પણ ઠર્યુંછે કે મંદ્રાસના ગામડાના માજીસ્ટ્રેટનો મોઢાનો હુકમ નહીં માનવાથી આ કલમ પ્રમાણે સજા થાય. ૭. મ. હા. રી. એપે. ૩

૯ આ કલમ પ્રમાણેનો ગુન્હો સંપુર્ણ થવા માટે સમન્સની નકલ તહોમતદારના ઘરના કમાડ ઉપર ચોઢવામાં આવી હતી એવું સાબીત કરવું એ પુરતું નથી. સમન્સની ખબર તહોમતદારને બરોબર આપી હતી તેમછતાં ઇરાદાથી તે હાજર થયો નહીં એવું સાબીત થવું જોઇએ. ૭ મ. હા. રી. એપે. ૨૯

૧૦ કઈ જગ્યોએ હાજર થવું એવું સમન્સમાં બતાવ્યું નહોય તો તે સમન્સ નહીં માનવા માટે ગુન્હો ઠરી શકે નહીં. ૭ મ. હા. રી. એપે. ૧૮

૧૧ બથા કુંડના શીપાઇને પ્રતીવાદીને પકડવાનું વારંટ આપ્યું હોય તે પ્રતીવાદીને બતાવી પોતાની વાંસે ચાલ્યો આવવા તેને કહે અને પ્રતીવાદી નાશી જાય તો તેને આ કલમ પ્રમાણે સજા થાય નહીં. ૭ મં. હા. રી. એપે. ૪૮

૧૨ આ કલમ પ્રમાણેના તહોમતમાં જે અમલદારે હુકમ મજકુર કાઢ્યો તેને તે હુકમ કાઢવા અધીકાર હતો એવું મુખ્ય કરીને સાબીત થવું જોઇએ.—રાણી વિરૂદ્ધ પરશોતમ વહાલજી. ૫ મું. હા. રી. પ્ર. ૩૩ ( ફોજદારી ). રાણી વિરૂદ્ધ જગનનાથ ભટ. ૫. મું. હા. રી. પ્ર. ૧૦૩ ( ફોજદારી ).

કલમ ૧૭૫ મી.

| | | |
|---|---|---|
| જે કોર્ટમાં જે ગુનોહ થયો હોય તે કોર્ટ; સને ૧૮૭૨ના ૧૦મા આક્ટના ૩૨મા બાબના ઠરાવો લાગુ પડશે, અને અગર તે ગુન્હો કંઈ કોર્ટમાં નહીં થયો હોય, તો ૧ લા, અથવા ૨ જા વર્ગનો મેજીસ્ટ્રેટ | કોઈ સરકારી, નોકરની આગળ કાંઈ લખ હાજર કરવાની, અથવા સ્વાધીન કરવાની જે શખસની કાયદા મુજબ ફરજ હોયતે સખસે તે લખ હાજર કરવા ઇરાદાથી કસુર કરવી. | વગર વારંટે પકડાય નહીં, સમન નીકળે, જામીન લઈ શકાય. |

શિક્ષા.

૧ મહિના સુધી આસાન કેદ, અથવાં ૫૦૦ રૂપીઆ સુધી દંડ, અથવા બેઉ.

| | | |
|---|---|---|
| એજ. | અગર તે લખ કોઈ ઇનસાફ કોર્ટે હાજર કે સ્વાધીન કરવાનું ફરમાવ્યું હોય, તો. | એજ. |

શિક્ષા.

૬ મહીના સુધી આસાન કેદ અથવા ૧૦૦૦ રૂપીઆ સુધી દંડ, અથવા બંને.

ટીકા.

જુઓ કલમ ૧૭૪ ઉપરની ટીકા.

આમાં દસ્તાવેજનો નાશ કરવામાં આવે તો કલમ ૨૦૧ પ્રમાણે સજા થાય.

સને. ૧૮૭૨ ના આકટ ૧ ( પુરાવાના ) ની કલમ ૧૬૨ પ્રમાણે કેટલાક એવાં દસ્તાવેજ છે કે રજુ કરવાની ફરજ છે એવું ઠરાવતાં સુધી તે નહીં કરનારને સજા થઈ શકતી નથી એ કલમ ૧૬૨ નીચે પ્રમાણે છે.

દસ્તાવેજ હાજર કરવા બાબત | ૧૬૨. કોઈ સાહેબને કાંઈ દસ્તાવેજ રજુ કરવા-નો સમન્સ થયો હોય તે દસ્તાવેજ રજુ કરવાને અથવા પુરાવામાં લેવા યોગ્ય ગણવાને હરકોઈ હરકત હોય તોપણ તે જો તેના કબુજા-માં અથવા સત્તામાં હોય, તો તેણે કોર્ટમાં હાજર કરવો. એવી કાંઈ હરકત કાયદાસર બરાબર છે કે શીરીતે બાબત કોર્ટે ઠરાવ કરવો × × ×

કલમ ૧૭૬ મી.

| | | |
|---|---|---|
| ૧ લા અથવા ૨ જા વર્ગનો મા-જીસ્ટ્રેટ. | કોઈ સરકારી નોકરને નોટીસ અથવા ખબર આપવાની જે સખસની કાયદા મુજબ ફરજ હોય, તે સખસે તે નોટીસ અથવા ખબર નહીં આપવી. | વગર વારંટે પકડાય નહીં, સમન નીકળે જામીન લઈ શકાય. |

શિક્ષા.

૬ મહીના સુધી આસાન કેદ, અથવા ૫૦૦ રૂપીઆ સુધી દંડ, અથવા બંને.

| | | |
|---|---|---|
| એજ. | અગર જે નોટીસ અથવા ખબર આપવી જોઈએ તે કાંઈ ગુનોહ થયા વીગેરેની હોય, તો. | એજ. |

સીક્ષા.

૬ મહીના સુધી આસાન કેદ, અથવા ૧૦૦૦ રૂપીઆ સુધી દંડ, અથવા બંને.

## ટીકા.

સરકારી નોકરને જે ખબર આપવી જોઈએ તે ખબર ઇરાદા પુર્વક ન આપે તેને સજા માટે આ કલમ છે.'

ક્રી. પ્રો. કોડ (સને ૧૮૭૨ ના આકટ ૧૦) ની કલમ ૮૯ પ્રમાણે દરેક માણસ નીચે લખેલા ગુન્હામાંનો કોઈ ગુન્હો થવાની ખબર જાણતો હોય તે બાબત વાજબી કારણ ન હોય તો પાસેમાં પાસેના માજીસ્ટ્રેટને કિંવા પોલીસના અમલદારને ખબર આપવાને બધાએલો છે. માજીસ્ટ્રેટના કિંવા પોલીસ અમલદારના કોઈ તાબાના નોકરને એવી ખબર આપવાથી તે ખબર આપી ગણાય કે નહીં તે ખુલ્લું જણાતું નથી.

કલમ.

૧૨૧—રાણીની સામે લડાઈ કરવી, કિંવા લડાઈ કરવાની કોશીશ કરવી, અથવા લડાઈ કરવામાં મદદગારી કરવી.

૧૨૧અ-કલમ ૧૨૧ માં બ્યાન કરેલો ગુન્હો કરવા માટે એક સંપ કરવો.

૧૨૨—રાણીની સામે લડાઈ કરવાના ઇરાદાથી હથીઆરો વગેરે એકઠાં કરવાં.

૧૨૩—લડાઈનું કામ સહેલ કરવાના ઇરાદાથી લડાઈની ધારણા છુપાવવી.

૧૨૪—કોઈ કાયદેસર અધિકાર અમલમાં અણાવવા અથવા અણાવવાના ઇરાદાથી ગવરનર જનરલ, ગવરનર વગેરે ઉપર હુમલો કરવો.

૧૨૪અ-બેદીલી ઉત્પન્ન કરવી, અથવા ઉત્પન્ન કરવાની કોશીશ કરવી.

૧૨૫—રાણીના સાથે મૈત્રી અથવા સલાહ રાખનારા એશીઆના કોઈ રાજા ઉપર લડાઈ કરવી અથવા તેવી લડાઈ કરવામાં મદદગારી કરવી.

૧૨૬—રાણીની સાથે મૈત્રી રાખનારા અથવા સલાહ રાખનારા કોઈ રાજાના મુલક ઉપર લુટ કરવી.

૧૩૦—રાજકીય કિંવા લડાઈના કેદીને નાશી જવામાં મદદગારી કરવી, છોડાવવો, અથવા ઘરમાં રાખવો, અથવા તે પાછો પકડે તેમાં સામા થવું.

૩૦૨—ખુન.
૩૦૩—જન્મ ટીપના કેદીએ કરેલું ખુન.
૩૦૪—ખુનથી ઉતરતા દરજાનું મનુષ્ય વધ.
૩૮૨—મોત અથવા બ્યથા વીગેરે કરવાની તૈયારી કરીને ચોરી કરવી.
૩૯૨—અપહરણ.
૩૯૩—અપહરણ કરવાની કોશીશ.
૩૯૪—અપહરણ કરવામાં અથવા અપહરણની કોશીશમાં બુદ્ધિપુર્વક બ્યથા કરવી અથવા અપહરણ કરવામાં સામીલ રહેવું.
૩૯૫—ડાકાઈટી.
૩૯૬—ખુન સાથે ડાકાઈટી.
૩૯૭—ખુન અથવા માહાબ્યથા કરવાની કોશીશ સાથે અપહરણ અથવા ડાકાઈટી.
૩૯૮—કાંઈ ભયંકર શસ્ત્ર ધારણ કર્યું હોય તે વખતે અપહરણ અગર ડાકાઈટી કરવાની કોશીશ.
૩૯૯—ડાકાઈટી કરવાની તૈયારી કરવી.
૪૦૨—ડાકાઈટી કરવાના કારણસર મળેલા પાંચ અથવા વધારે સખ્સોમાં હોવું.
૪૩૫—૧૦૦ રૂપીઆની કે વધારે નુકશાની કરવાના ઇરાદાથી અગ્નીવડે અથવા અવાજ સાથે ફુટે એવા કાંઈ પદાર્થવડે બીગાડ કરવો.
૪૪૯—મોતની શિક્ષા થઈ શકે એવો કોઈ ગુનોહ કરવા સાર ગૃહ પ્રવેશ કરવો.
૪૫૦—જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઈ શકે એવો કોઈ ગુનોહ કરવાસાર ગૃહપ્રવેશ કરવો.
૪૫૬—રાત્રિગૃહપ્રવેશ કરવો, અથવા ઘર ફોડવું.
૪૫૭—કેદની શિક્ષા થઈ શકતી હોય એવો ગુનોહ કરવા સાર રાત્રે ગુપ્ત ગૃહપ્રવેશ કરવો, અથવા ઘર ફોડવું.
૪૫૮—બ્યથા વીગેરે કરવાની તૈયારી કરીને રાત્રે ગુપ્ત ગૃહપ્રવેશ કરવો, અથવા ઘર ફોડવું.
૪૫૯—ગુપ્ત ગૃહપ્રવેશ અથવા ઘર ફોડવાનો ગુનોહ કરતાં કોઈને માહા બ્યથા કરવી.

૪૯૦—ઘણા સખસો રાત્રે ઘર ફોડવા વીગેરેમાં સામીલ હોય અને તેઓમાંનો કોઈ મોત અથવા મહાબ્યથા કરે, તો.

વળી ક્રી. પ્રો. કોડ કલમ ૯૦ પ્રમાણે જમીનદાર વીગેરે ઉપર કેટલીક વાતની ખબર આપવા ફરજ નાંખીછે તે કલમ ૯૦ કહે છેકે.

જમીનદાર વીગેરેએ કેટલી એક વાતની ખબર આપવી જોઈએ.

૯૦ દરેક ગામના મુખીએ, તથા ગામના રખેવાળે, તથા જમીનના ધણીએ, અથવા ભોગવટો કરનારે, તથા તે ધણીના, અથવા ભોગવટો કરનારના મુખતીયારે, તથા સરકારની તરફથી, અથવા [1]કોર્ટ ઓફ વોર્ડની તરફથી મેહેસુલ અથવા જમીનનું ગણોત વસુલ કરવાના કામ ઉપર જે એતદ્દેશ્ય અમલદારોને નીમ્યા હોય તે સઘળા એતદ્દેશ્ય અમલદારોને હેઠળ લખેલી વાતો બાબત જે ખબર મળે તે, તેઓએ પાસેમાં પાસેના માજીસ્ત્રેટને, અથવા પાસેમાં પાસેની પોલીસ ચોકી જે અમલદારના હવાલામાં હોય તે અમલદારને તાબડતોબ આપવી જોઈએ.

(અ) ચોરીનો માલ લેનારા અથવા વેચનારા હરકોઈ મહસુર માણસનું રેહેવાનું ઠેકાણું, પોતે જે ગામનો મુખી અથવા રખવાળ હોય, અથવા જે ગામનાં પોતાની જમીન હોય, અથવા જમીનનો ભોગવટો કરતો હોય, અથવા ગણોત અથવા મેહેસુલ વસુલ કરતો હોય તે ગામમાં હોય તે ઠેકાણા બાબત તાબડતોબ ખબર આપવી જોઈએ.

(બ) ફલાણું માણસ અથવા માણસો ઠગ અથવા અપહરણ કરવાવાળા છે એવું માલુમ હોય, અથવા બાજબી રીતે શક હોય તે માણસો સદરહુ ગામની હદમાંની કોઈ જગોએ આવતાં જતાં હોય તે બાબત તાબડતોબ ખબર આપવી જોઈએ.

(ક) સદરહુ ગામમાં અથવા ગામની પાસે સતી થયાની વાત, અથવા સતી થવાનો ઇરાદો હોય તે વાત, અથવા જામીન ન લઈ શકાય તેવો બીજો ગુનેહ કર્યાની વાત, અથવા કરવાનો ઇરાદો હોય તે વાત બાબત તાબડતોબ ખબર આપવી જોઈએ.

[1] કોરટ ઓફ વોર્ડસ એટલે નાનાં નીરાધાર છોકરાંને મુકી તેમના માબાપ ગુજરી ગયાં હોય ત્યારે તેઓ મોટાં થતાં સુધી કોરટ તેમના મરાસ વગેરે મીલકત પોતાને હસ્તક લઈ જે અમલદારને વહીવટદાર ઠરાવે તે.

(૬) આકસ્મીક અથવા અસ્વભાવીક મોતે કોઈ મરી ગયાની વાત બાબત તાબડતોબ ખબર આપવી જોઈએ.

આ કલમ ૯૦ ની રકમ (૬) માં જમીનદારો ઉપર જામીન ન લઈ શકાય તેવા ગુન્હાની પણ ખબર આપવા ફરજ નાખી છે. આ કાયદાના નીચે લખેલી કલમના ગુન્હા જમાનત લઈ શકાય તેવા છે.

હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૨૧ થી ૧૨૮, ૧૩૦, ૧૩૨ થી ૧૩૪, ૧૯૪, ૧૯૫, ૨૨૨, ૨૨૫ નો બીજો, ત્રીજો, ચોથો, અને પાંચમો ભાગ, ૨૨૬, ૨૨૭, ૨૩૧ થી ૨૫૪, ૩૦૨ થી ૩૦૭, ૩૧૧ ૩૧૩ થા ૩૧૬, ૩૨૬ થી ૩૨૯, ૩૩૧, ૩૩૩, ૩૫૬, ૩૭૧ થી ૩૭૩, ૩૯૬ થી ૩૮૨, ૩૮૬ થી ૪૦૨, ૪૦૬ થી ૪૧૪, ૪૩૬ થી ૪૪૦, ૪૪૯, ૪૫૦, ૪૫૧ ના બીજા ભાગથી ૪૬૦, ૪૬૬ થી ૪૭૭, ૪૯૩, ૪૯૫, ૫૦૫

સને ૧૮૭૧ ના આક્ટ ૨૭ મા ( ગુન્હો કરનારી જાતો બાબત ) ને આધારે દરેક ગામના મુખી વીગેરે ઉપર એવી જાતના ખબર આપવા માટે ફરજ નાખી છે.

૧ એક સખસે કોઈ ડેકાઈટીનો ગુન્હો કરવામાં ભેલો મળવા ના પાડી હોય તો પોતે એ ગુન્હો થવાનું જાણતો હતો એવો અર્થ થતો નથી. તેમજ એ ગુન્હો અટકાવવાને માટે તેણે ખબર ન આપ્યા એવું પણ ઠરતું નથી. ૭ વી. રી. પ્ર. ૨૯

૨ જે સખસ ઉપર ખબર આપવાને કાયદાએ ફરજ નાખી હોય તે ફરજ પ્રમાણે કોઈ ખબર ન આપે તેને સજા માટે આ કલમ છે. ઈરાદા પુર્વક આ ખબર ન આપે તેને સજા થાયછે. ૧૬ વી. રી. પ્ર. ૩૫.

## કલમ ૧૭૭ મી.

| | | |
|---|---|---|
| ૧ લા અથવા ૨ જા વર્ગનો માજી સ્ટ્રેટ. | જાણી બુઝીને કોઈ સરકારી નોકરને ખોટી ખબર આપવી. | વગરવારંટે પકડાય નહીં. સમન નીકળે જામીન લઈ શકાય. |

**શિક્ષા.**

૬ મહીના સુધી આસાન કેદ, અથવા ૧૦૦૦ રૂપીઆનો દંડ, અથવા બંને.

| | | |
|---|---|---|
| એજ. | અગર જે ખબર આપવી જોઈએ તે કાંઈ ગુનોહ થયા વીગેરેની હોય, તો. | એજ. |

**શિક્ષા.**

૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને.

### ટીકા

૧ આ કલમ કોઈ સખ્સ પોલીસ પાસે કાંઈ ખોટી હકીકત કહે તેને માટે નથી, પણ જમીનદારો અને ગામડાના મુખીઓ જેઓ કાયદાથી ખબર આપવાને બંધાએલા છે તેઓ માટે, અને એવા બીજા કેસો માટેછે.—રાણી વિરૂદ્ધ લક્ષ્મીસીંગ. ૧૨ વી. રી. પ્ર. ૨૩

૨ કોઈ ખાનગી સખ્સે કાંઈ ગુન્હો બનતાં જોયાં હોય તે બાબતની ખબર આપવાને તે કોઈ કાયદાથી બંધાયેલો નથી. ૪ બેં. બા. રી. પ્ર. ૭

૩ શીળી કાઢવા વાળાઓ પોતાના ઉપરીને ખોટો રીપોટ કરે તો તેઓ આ કલમ પ્રમાણે ગુન્હો કરેછે—૬ મ. હા. રી. પ્ર. ૪૮

## કલમ ૧૭૮ મી.

| | | |
|---|---|---|
| જે કોર્ટમાં તે ગુનોહ થયો હોયતે કોર્ટ; સન૧૮૭૨ના ૧૦ મા આક્ટના ૩૨ મા બાબના ઠરાવો લાગુ પડશે, અને અગર તે ગુનોહ કોઇ કોર્ટમાં નહીંથયો હોયતો ૧લા અથવા ૨જા વર્ગનો માજીસ્ટ્રેટ. | કોઇ સરકારી નોકરે કાયદા મુજબ સોગંદ ખાવાનું ફરમાવ્યા છતાં સોગંદ ખાવાની ના કહેવી. | વગર વારંટે પકડાય નહીં, સમન નીકળે, જામીન લઇ શકાય. |

### શિક્ષા.

૬ મહીના સુધી આસાન કેદ, અથવા ૧૦૦૦ રૂપીઆનો દંડ, અથવા બંને.

### ટીકા

કોઇ સરકારી નોકર કોઇ સખસને સામુ બોલવાને સોગન ખાવાનું કહે, તે સખસ તે સોગન ખાવા ના કહે તેને સજા માટે આ કલમ છે.

આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત કરતો વખતે નીચેની હકીકત હોવી જોઇએ.

૧ સોગન આપનાર સરકારી નોકર હોવો જોઇએ.

૨ જે સોગન તહોમતદારને આપવા માંડ્યા તેવા સોગન લેવાને તે કાયદાસર રીતે બંધાએલો હોવો જોઇએ એટલે કે જે વર્ગના લોકોને જે જાતના સોગન અપાતા હોય તેવા સોગન ખાવા તહોમતદારને કહેલું હોવું જોઇએ.

કલમ ૫૧ ની ટીકામાં સોગનના આકટની જે કલમો ટાંકી છે તે જોવી.

સને ૧૮૭૩ નાં સોગન બાબુતના આકટ ૧૦ ની કલમ ૧૫ થી પ્રતીસા કરવાની ના કહે તેને પણ આ કલમ લાગુ પડેછે.

## કલમ ૧૭૯ મી.

| | | |
|---|---|---|
| જે કોર્ટમાં તે ગુનોહ થયો હોયતે કોર્ટ; સને ૧૮૭૨ ના ૧૦મા આક્ટના ઠરમા બાબના ઠરાવ લાગુ પડશે, અને અગર તે ગુનોહ કોઇ કોર્ટમાં નહીં થયો હોયતો ૧લા અથવા બીજા વર્ગનો માજીસ્ટ્રેટ. | સાચું બોલવાને "કાયદા પ્રમાણ બંધાયા છતાં કોઇ સવાલોના જવાબ દેવાની ના કેહવી. | વગર વારંટે પકડાય નહીં. સમન નીકળે, જામીન લઇ શકાય. |

### શિક્ષા.

૬ મહીના સુધી આસાન કેદ, અથવા ૧૦૦૦ રૂપીઆનો દંડ, અથવા બેન.

### ટીકા.

આ કલમ સોગન લીધા પછી સવાલનો જવાબ નહીં દેનારને સજા માટેની છે.

આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત કરતી વખતે નીચેની હકીકત સાબીત થવા જોઇએ.

૧ જે સવાલનો જવાબ દેવાની ના કેહેવામાં આવી તે સવાલની બાબત એવી હતી કે એનો સાચો જવાબ માગવા સરકારી નોકરનો અધીકાર હતો.

૨ પુછેલો સવાલ એજ બાબત ઉપરનો હતો. બીજી બાબત ઉપરનો નહોતો.

આ કલમના સંબંધમાં ક્રી. પ્રો કોડ કલમ ૪૩ જોવી.

## કલમ ૧૮૦ મી:

| | | |
|---|---|---|
| જે કોર્ટમાં તે ગુનોહ થયો હોય તે કોર્ટ; સને ૧૮૯૨ના ૧૦મા આકટનાઉરમા બાબના ઠરાવો લાગુ પડશે. અને અગર તે ગુનોહ કોઈ કોર્ટમાં નહીં થયો હોયતો ૧લા અથવા ૨જા વર્ગનો માજીસ્ટ્રેટ. | કોઈ સરકારી નોકરની આગળ કહેલા કાંઇ મજકુર ઉપર સહી કરવાને કાયદા મુજબ ફરમાવ્યાછતાં તેમ કરવાની ના કહેવી. | વગર વારંટે પકડાય નહીં, સમીનનો કેળ, જામીન લઈ શકાય. |
| સીક્ષા. 3 મહીના સુધી આસાન કેદ, અથવા ૫૦૦રૂપીઆ દંડ, અથવા બેન. | | |

### ટીકા.

સરકારી નોકર કાંઇ મજકુર ઉપર સહી કરવાનું ફરમાવે તે સહી કરવાની ના કહેનારને સજા માટે આ કલમ છે. એમાં પણ સહી લેનાર અધીકારીને એવી સહી લેવા અધીકાર હોવો જોઇએ.

વળી જુઓ ક્રી. પ્રો. કોડ કલમ ૪૭૬

## કલમ ૧૯૧ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. | કોઇ સરકારી નોકરની આગળ સોગંદ ખાઇને જુઠો મજકુર જાણી બુજીને કહેવો. | વગર વારંટે પકડાય નહીં, સમન નીકળે, જામીન લઇ શકાય. |

**સીક્ષા.**

૩ વરશ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને.

## ટીકા.

જે અધીકારી પાસે જુઠો મજકુર કહ્યો હોય તે અધીકારીને તે કામ ચલાવવાનો અધીકાર હોવો જોઇએ.

૧ કોઇ અમલદાર અધીકાર વગર કાંઇ કામ ચલાવતો હોય તો તેની હજુર સાચું બોલવાને સોગન લીધાં છતાં ખોટી હકીકત તે સખસ કહે તો આ કલમ પ્રમાણે તેણે ગુન્હો કર્યો કહેવાય નહી. ૨ મ. હા. રી. પ્ર. ૪૩૮

૨ ઇનકમ ટેક્સ કમીશનર પાસે ખોટી હકીકત કહે તો આ કલમ પ્રમાણે નહી પણ ૧૯૩ કલમ પ્રમાણે ગુન્હો બન્યો કહેવાય— રાણી વિરૂદ્ધ દયાલ જી ઇંદરજી ૮ મું. હા. રી. પ્ર. ૨૧ ( ફોજ. )

સને ૧૮૭૩ ના સોગન બાબતના આક્ટ ૧૦ ની કલમ ૧૫ થી પ્રતીસ્રા કરવાની નાકહે તેને પણ આ કલમ લાગુ પડેછે.

## કલમ ૧૮૨ મી.

| | | |
|---|---|---|
| ૧લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. | કોઇ સરકારી નોકર પાસે તેનો કાયદાસર અખત્યાર અમલમાં આણાવીને બીજા સખસને નુકશાન અથવા ઇજા કરાવવાના ઇરાદાથી ખોટી ખબર આપવી. | વગર વારંટે પકડાય નહીં, સમન નીકળે, જામીન લઈ શકાય. |

**સીક્ષા.**

૬ મહીના સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૧૦૦૦ રૂપીઆનો દંડ, અથવા બંને.

### ટીકા.

૧ આ કલમ પ્રમાણેની ફરીયાદ સરકારી અમલદારજ કરી શકેછે. રાણી વિરૂદ્ધ હરારામ ૩ અ. હા. રી. પ્ર. ૧૯૪

૨ આ કલમ પ્રમાણેનો ગુનોહ સંપૂર્ણ થવા માટે તહોમતદારે જે ખબર આપ્યાથી ખબર ખોટીછે એવું તે જાણતો હતો અથવા એવું માનવાને કારણ હતું એવું સાબીત થવું જોઇએ. અને વળી એવું પણ સાબીત થવું જોઇએ કે તેણે એવા જ્ઞાનથીજ એ ખબર આપ્યા. ૯ વી. રી. પ્ર. ૩૧

૩ કેદી પોતાના બચાવની ખાતર જે હકીકત કહે તે ખોટી પડે તો તે આ કલમ પ્રમાણે ખોટી ખબર આપનાર ઠરતો નથી. ૨ અ. હા. રી. પ્ર. ૧૨૮

૪ પોલીસ અમલદારને ખોટી ખબર આપનારને આ કલમ પ્રમાણે નહી પણ કલમ ૨૧૧ પ્રમાણે સજા થાય. ૮ વી. રી. પ્ર. ૯૭

## કલમ ૧૮૩ મી.

| | | |
|---|---|---|
| ૧ લા અથવા ૨ જા વર્ગનો મોજીસ્ટ્રેટ. | કોઈ સરકારી નોકરના કાયદેસર અખ્તીયારથી કાંઈ મીલકત જપ્ત થતી હોય તેમાં સામા થવું | વગર વારંટે પકડાય નહીં. સમન નીકળે, જામીન લઈ સકાય. |

શિક્ષા.

૬ મહીના સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૧૦૦૦ રૂપીઆનો દંડ અથવા બંને.

### ટીકા.

આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત થવા નીચેની હકીકત સાબીત થવી જોઈએ.

૧ તહોમતદાર જપ્તી કરવામાં સામો થયો; સામો થયો એટલે સામો થાય છે એવું તેણે દેખાડયું, અથવા સામો થવાના કૃત્યમાંનું કાંઈ કૃત્ય કર્યું.

૨ સરકારી નોકર મિલકતની જપ્તી કરતો હતો. કિંવા જપ્તી કરી હતી.

૩ જેની સામો થાઈએ તે સરકારી નોકર છે એવું તહોમતદાર જાણતો હતો, કિંવા માનતો હતો.

૪ જે જપ્તી થતી હતી તે કાયદાસર જપ્તી થતી હતી.

કોઈ તહોમતદાર આવી રીતે સામો થવામાં પોતાનો ખાનગી બચાવનો હક્ક વાપરે તો તે ખાનગી બચાવનો હક્ક કહેવાય નહી. જુઓ આ કાયદાની કલમ ૯૧-૯૯.

૧ કાંઈ ફોજદારી કેસનું પ્રોસેસ બજાવવામાં કિંવા સ્થાવર મિલકતનો કબજો સોંપવાનું વારંટ બજાવતાં કોર્ટના અમલદારો હમેશાં બારણાં ફોડી હુકમ બજાવવાને અધીકાર ધરાવેછે. ૭ મું. હા. રી. પ્ર. ૫.

## કલમ ૧૮૪ મી.

| | | |
|---|---|---|
| ૧લા અથવા બીજા વર્ગનો માજીસ્ટ્રેટ. | કોઈ સરકારી નોકરના અખ્તીઆરથી વેચવા કહાડેલી મીલકતના વેચાણમાં અડચણ કરવી. | વરંટ વારટે પકડાય નહીં, સમન નીકળે જામીન લઈ શકાય. |
| શિક્ષા. ૧ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૫૦૦ રૂપીઆનો દંડ, અથવા બંને. | | |

### ટીકા.

આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત થવા માટે નીચેની હકીકત સાબીત થવી જોઈએ.

૧ મીલકત વેચવા કાઢેલી હતી.

૨ વેચવા કાઢનાર સરકારી નોકર હતો, કિંવા તેના હુકમથી કાઢીહતી

૩ વેચાણ કરવામાં તહોમતદારે ઈરાદા પુર્વક હરકત કરી.

બીજા ઉપર થએલ હુકમનામું બજાવવામાં ત્રીજા સખસની મીલકત વેચવા કાઢે તેમાં એ ત્રીજો સખસ સામો થાય તો તેને આ કલમ પ્રમાણે સજા થાય નહી.

## કલમ ૧૮૫ મી.

| | | |
|---|---|---|
| ૧લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. | કોઈ સરકારી નોકરનાઅખ્ત્યારથી વેચવા કહાડેલી મીલકત ખરીદ કરવાને જે સખસ કાયદા પ્રમાણે અશકત હોય તે સખસે તેની માગણી કરવી. અથવા માગણી કર્યાથી જે ફરજ પોતાની ઉપર આવતી હોય તે અદા કરવાનો ઈરાદો નહી છતાં માગણી કરવી. | વગર વારંટે પકડાય નહીં, સમન. નીકળે જામીન લઈ શકાય. |

**સીક્ષા.**

૧ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા ૨૦૦ રૂપીઆનો દંડ, અથવા બંને.

### ટીકા.

આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત થવા નીચેની હકીકત સાબીત થવી જોઈએ.

૧ મિલકતનું વેચાણ થતું હોવું જોઈએ.

૨ તે વેચાણ સરકારી નોકર કરતો હોવો જોઈએ, કિંવા તેના હુકમથી થતું હોવું જોઈએ.

૩ કાયદા પ્રમાણે અશકત હોય એવા સખસે, અથવા એવા સખસ તરફથી, કિંવા જેનો ખરીદ કરવા વીચાર નહોય એવા સખસે માગણી કરેલી હોવી જોઈએ.

૧ કોઇ મશકરીથી માગણી કરે તો તે આ કલમના બંધનમાં આવેછે ( મેન પ્ર. ૧૫૩.

## કલમ ૧૮૬ મી.

| | | |
|---|---|---|
| ૧લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. | કોઈ સરકારી નોકરને તેહેના સરકારી કામ કરવામાં અડચણ કરવા. | વગર વારંટે પકડાય નહીં, સમન નીકળે, જામીન લઈ શકાય. |

**સીક્ષા.**

૩ મહીના સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૫૦૦ રૂપીઆનો દંડ, અથવા બંને.

### ટીકા.

૧ મુંબાઇના સને ૧૮૬૫ના આક્ટ ૧લા પ્રમાણે નીમાએલા કોઈ સરવે ખાતાના ક્લાર્કને કોઈ શખ્સ પોતાનું ઘર માપવા ન દેતો તેણે આ કલમ પ્રમાણેનો ગુન્હો કર્યો એમ થતું નથી—રાણી વિરૂદ્ધ ભગવતી દાસ ભગવાનદાસ ૫ મું. હા. રી. ૫૧ (ફોજદારી).

૨ કોઈ સખ્સના ખાનગી ઘરમાં કોઈ પેસવા જાય તે પ્રમાણે પેસવાનો પેસનાર કાંઈ અધિકાર બતાવે નહીં અને તેથી તે ઘરધણી તેને ઘરમાં પેસવા દે નહીં તો તેણે આ કલમ પ્રમાણે ગુન્હો કર્યો ગણાય નહીં—કેશરહિંદ વિરૂધ એફમેકલા કંટ્રાકટર. કલકત્તા હાઈકોર્ટ તા૰ ૨૨ મી મે સને ૧૮૭૮.

૩ દિવાની કોર્ટનું હુકમનામું બજાવતાં નાજર કોઈ ત્રીજા સખ્સનું ઘર ફોડે. એ ત્રીજા સખ્સના ઘરમાં પ્રતીવાદીની કાંઈ મિલકત ન હોય એવું સાબીત થાય તો એ ત્રીજો સખ્સ નાજરની સામો થાય તો તેની ઉપર આ કલમ પ્રમાણે તહોમત આવે નહીં—રાણી વિરૂદ્ધ ગાજીડોર. ૭. મું. હા. રી. પ્ર. ૮૩ (ફોજદારી.)

૪ કેદી કાયદાસર કેદમાંથી નાસે તો તેણે સરકારી નોકરને સરકારી કામ કરતાં હરકત કરી એવું આ કલમ પ્રમાણે તેની ઉપર તોહોમત આવે નહી—રાણી વિરૂદ્ધ ગોધુ. ૧ મું. હા. રી. પ્ર. ૧૨૮.

૫ કોઇ સરકારી નોકરને કોઇ ગાડાવાળો ગાડું ભાડે આપવા ના કહેતો તેથી તેણે આ કલમ પ્રમાણે સરકારી નોકરને સરકારી કામમાં હરકત કરી એવું તહોમત આવે નહીં.—રાણી વિરૂદ્ધ વીરી કલ્યાણ. ૯ મું. હા. રી. પ્ર. ૧૯૫

## કલમ ૧૮૭ મી.

| | | |
|---|---|---|
| ૧લા અથવા ૨ જા વર્ગનો માજી સ્ટ્રેટ. | કાયદા મુજબ મદદ કરવાની ફરજ છતાં કોઈ સરકારી નોકરને મદદ કરવામાં કસુર કરવી. | વગર વારંટે પકડાય નહીં, સમન નીકળે જામીન લઈ શકાય |

**સીક્ષા.**

૧ મહીના સુધી આસાન કેદ, અથવા ૨૦૦ રૂપીઆનો દંડ, અથવા બંને

| | | |
|---|---|---|
| એજ. | કાંઈ હુકમ બજાવવામાં ગુનાહો અટકાવવામાં વીગેરે કામોમાં કોઇ સરકારી નોકરે મદદ માગ્યા છતાં તેને જાણી જોઇને મદદ કરવામાં કસુર કરવી | એજ. |

**સીક્ષા.**

૬ મહીના સુધી આસાન કેદ, અથવા ૫૦૦ રૂપીઆનો દંડ, અથવા બંને.

## ટીકા.

આ કલમ પ્રમાણેના તહોમતમાં નીચેની હકીકત સાબીત થવી જોઇએ.

૧ સરકારી નોકરને મદદ કરવાની, કિંવા, મદદ આપવાની તહો-

મદદારની કાયદાસર ફરજ હતી.

૨ જેમાં મદદ ન કરી તે સરકારી કામ હતું; અને તે કામ સરકારી નોકર કરતો હતો.

૩ મદદ માગ્યા છતાં એવી મદદ આપવાને ઇરાદા પુરવક કસુર કરી ક્યા. કામમાં દરેક માણસે મદદ માગેથી આપવી એ ક્રી. પ્રો. કોડ કલમ ૯૧માં બતાવ્યું છે તે કલમ એ છે કે.

કેટલેએક પ્રસંગે સઘળા માણસોએ માજીસ્ટરને તથા પોલીસને મદદકરવી

૯૧ માજીસ્ટ્રેટ અથવા પોલીસ અમલદાર સુલેહનો ભંગ થતો અટકાવવાને સારૂ. અથવા હંગામો, અથવા બખેડો બંધ પાડવા સારૂ, અથવા જે બીજા માણસને પકડવાનો પોતાને અધિકાર હોય તે માણસને પકડવા સારૂ જે માણસની મદદ માગે તે સઘળા માણસોએ તેને મદદ કરવી જોઇએ.

## કલમ ૧૮૮ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગના માજીસ્ટ્રેટ | કોઇ સરકારી નોકરે કાયદા મુજબ જાહેર કરેલો હુકમ નહીં માનવો, અગર તે નહીં માનવાથી કાયદા સર રેહેલા સખસોને અડચણ, દુખ, કે નુકશાન થાયતો. | વગર વારંટે પકડાય નહીં સમન નીકલે જામીન લઇ શકાય. |

સીક્ષા.

૧ મહીના સુધી આસાન કેદ, અથવા ૨૦૦ રૂપીઆનો દંડ અથવા બંને.

| | | |
|---|---|---|
| એજ. | અગર તે નહીં માનવાથી માણસની જીંદગીને, તન દુરસ્તી, અથવા સલામતી વીગેરેને જોખમ થાયતો. | એજ |

| |
|---|
| શિક્ષા. |
| ૬ મહીના સુધી કેદ અથવા ૧૦૦૦ રૂપીઆનો દંડ, અથવા બંને. |

ટીકા.

આ કલમ પ્રમાણેના તહોમતમાં નીચેની હકીકત સાબીત થવી જોઇએ.

૧ અમુક સખ્સ ઉપર તે હુકમ સરકારી નોકરે કરેલો હોવો જોઇએ.

૨ એ હુકમ જાહેર કરેલો હોવો જોઇએ એટલે કે તે હુકમ નીકળીને જાહેર થવો જોઇએ.

૩ અમુક કામથી દુર રેહેવું એવું તે હુકમમાં લખેલું હોવું જોઇએ.

૪ એ હુકમનો અનાદર કરેલો હોવો જોઇએ.

૫ એ અનાદરથી કાયદાસર રહેલા કોઇ સખ્સોને કાંઇ અડચણ, દુઃખ, કે નુકશાન થાય અથવા થશે એવું થયે, અથવા કાંઇ અડચણ, દુઃખ, કે નુકશાનનું જોખમ થાય અથવા થશે એવું થાય.

૧ એક માજીસ્ટ્રેટે ઢોરોના માલીકને પોતાના ઢોર સંભાળમાં રાખવાની ચેતવણી આપી તેમાં એવું જણાવવામાં આવ્યું કે એ પ્રમાણે સંભાળ રાખવામાં નહી આવે તો તેમને કાયદા પ્રમાણે સજા થશે એ પ્રમાણે તેઓ નહીં ચાલવાથી તેણે આ કલમ પ્રમાણે તેમને સજા કરી તેમાં ઠરાવવામાં આવ્યું કે આ શિક્ષા ગેર કાયદે છે. અમીરૂદી. ૩એ. લા. રી. પ્રઃ ૪૫ ( ક્રી. અ. )

૨ એક માજીસ્ટ્રેટે એવું જાહેરનામું કાઢ્યું કે જે સખ્સોને હથીઆર રાખવાની મરજી હોય તેઓએ સને ૧૮૬૦ના આકટ ૩૧માની

કલમ ૨૬ પ્રમાણે પરવાનો લેવો જોઇએ. કેટલાક સખસોને આવો પરવાનો લીધા વગર હથીઆર રાખવાના તહોમતથી પોલીસની રીપોર્ટને આધારે પકડવામાં આવ્યા. પોલીસના અમલદારે કાંઇ સમન અથવા વારંટ માગ્યું નહોતું તેમ તહોમતદારો પકડાયા અવલ માજીસ્ટ્રેટ આગળ કાંઇ ફરીઆદ પણ થઇ નહોતી. ક્રી. પ્રો. કોડ કલમ ૨૫૦-૨૫૧ પ્રમાણે કાંઇ લખેલું તહોમત મુકવામાં આવ્યું નહોતું, કાંઇ પુરાવો લેવામાં આવ્યો નહોતો, પણ તહોમતદારોએ હથીઆર રાખવાનું કબુલ કરવાથી માજીસ્ટ્રેટે એક સરકારી નોકરના જાહેર કરેલા હુકમની અમાન્યતા ગણી આ કલમ ૧૮૮ પ્રમાણે સજા કરી. આ અમાન્યતાથી માણસની જીંદગી, તંદુરસ્તી, અથવા સલામતીને હરકત થાય એવો કાંઇ પુરાવો નહોતો તેમાં ઠરાવવામાં આવ્યું કે શિક્ષા રદ કરવી જોઇએ. ક્રીમીનલ પ્રોસીજર કોડમાં જે રૂલ બતાવ્યો છે તે ધ્યાનમાં રાખવાની ભલામણ કરવામાં આવી. રાણી વિરૂદ્ધ નંદ કુમાર ઘોશ. ૩બે. લાં. રી. પ્ર. ૧૪૯ ( એપેન્ડીકસ )

૩ આ કલમ પ્રમાણે તહોમતદારોને ગુન્હેગાર ઠરાવતાં અવલ અમુક કામથી તહોમતદારે દુર રહેવું એવો હુકમ બહાર પડ્યો છે એવું તહોમતદાર જાણતો હતો એવું સાબીત થવું જોઇએ. રાણી વિરૂદ્ધ રામતનુંસીંગ. કો. ઈ. ડા. પ્ર. ૩૪૩

૪ આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવતી વખતે તહોમતદારને જે હુકમ કરેલો તે લખેલો કરેલો હતો એ જરૂરનું છે. કો. ઈ. ડા. પ્ર. ૩૪૩

૫ જે સરકારી નોકરે હુકમ કાઢ્યો હોય તેને તેવો હુકમ કાઢવા અધીકાર ન હોય તો તે હુકમ ન માનનાર ગુન્હેગાર નથી. રાણી વિરૂદ્ધ ભાઉ વીઠુ ૩ મું. હા. રી. ૫૩. રાણી વિરૂદ્ધ ખેડાજી તાનાજી. ૫મું. હા. રી. પ્ર. ૨૧. રાણી વિરૂધ વીઠલ લક્ષ્મણ. ૫મું. હા. રી. પ્ર. ૧૩ ( ફોજ. )

૬ કરેલા હુકમ ઉપર અપીલ થઇ હોય તો અપીલનો ઠરાવ બહાર પડતાં સુધી તે હુકમ ન માન્યા એવું ગણી આ કલમ પ્રમાણે તહોમત લેવાય નહી. રાણી વિરૂદ્ધ દલસુખરામ હરીભાઈ. ૨મું. હા. રી. પ્ર. ૩૮૪

૭ આવાં કામ જે માજીસ્ટ્રેટનો હુકમ તોડ્યો હોય તે પોતે ચલાવી શકે નહીં. રાણી વિરૂધ રણછોડ દયાળ. ૧૦મું. હા. રી. ૪૨૪ ક્રી. પ્રો. કોડ કલમ ૪૭૩

૮ આવો હુકમ નહી માનવાથી કાયદાસર રહેલા સખસને દુખ, અડચણ, કે નુકશાન થવું જોઇએ. અથવા થશે એવું જોઇએ. નહી તો ગુન્હો બનતો નથી. ૪ મ, હા. રી. એ. ૯

કલમ ૧૮૯ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનોમા જીસ્ટ્રેટ | કોઇ સરકારી નોકરને તે નોકરને નુકશાન કરવાનો ડર દેખાડવો અથવા જેની સાથે તેનો સંબંધ હોય તે ને નુકશાન કરવાનો ડરદે ખાડવો એટલા સારૂ કે તે પોતાના હોદ્દાનું કામ કરે અથવા ન કરે. | વગર વારંટે પકડા યનહી. સમન નીક ળે જમાન લેવાય. |

સીક્ષા.

બે વર્સસુધી બેમાના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બન્ને.

ટીકા.

આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત થવા માટે નાચેની હકીકત સાબીત થવી જોઇએ.

૧ જે સખસને નુકશાન કરવાનો ડર દેખાડવામાં આવ્યો છે તે સખસ સરકારી નોકર છે અથવા સરકારી નોકર સાથે સંબંધ રાખનારો સખસ છે.

૨ એ ડર દેખાડવાની મતલબ એ સરકારી નોકરના અમલ સંબંધી કાંઇ કામ કરવાને અથવા ન કરવાને અથવા કાંઇ કામમાં ઢીલ કરવાને લલચાવાના કારણસર દેખાડ્યો હતો.

કલમ ૧૯૦ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનો માજીસ્ટ્રેટ. | કોઇ સરકારી નોકર પાસે આસરો માગવાની અરજ કરવાથી દુર રહેવા તે કોઈ સખસને લલચાવવા સારૂ તેને ડર દેખાડવો. | વગર વારંટે પકડાય નહી. સમન નીકળે. જમાન લેવાય. |

સીક્ષા.

૧ વર્સસુધી બેમાના એક તે પ્રકારની કેદ તથા દંડ અથવા બેઉ.

ટીકા.

કોઇ સખસ સરકારી નોકરપાસે દાદ પોચવા જવાનું કરે તેને તેમ કરવા ડર બતાવી અટકાવવામાં આવે તે અટકાવનારે સખસને શિક્ષા માટે આ કલમછે.

કલમ ૧૯૧ મી.

ખોટો પુરાવો આપવો એટલે શું.

ટીકા.

જુવો કલમ ૫૧ તે નીચે સોગનની વાખ્યાછે.

ખોટો પુરાવો પારખવા માટે "બેરન પાર્ક" નીચેનો નિયમ આપેછે.

"ખોટો પુરાવો બેમાની એક પારટીએ આપેલો હોય ત્યારે કઈ વાત તો સંશય વગર માનવા જેવીછે અને કહી વાતે સાધારણ નિયમ પ્રમાણે માનવા જેવો નથી એ તપાસવું".

વળી જુવો કલમ ૧૯૩ ઉપરની ટીકા.

કલમ ૧૯૨ મી.

ખોટો પુરાવો બનાવવો એટલે શું.

ટીકા.

જુવો કલમ ૧૯૩ ઉપરની ટીકા.

## કલમ ૧૯૩ મી.

| | | |
|---|---|---|
| શેશન કોરટ અથવા પ્હેલા વર્ગનો માજીસ્ત્રેટ. | કોઇ ઇનસાફી કામમાં ખોટી શાહેદી આપવી, અથવા ખોટો પુરાવો બનાવવો | વગર વારંટે પકડાય નહીં, વારંટ નીકળે જામીન લઇ શકાય. |

**સીક્ષા.**

૭ વર્ષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. આવો ગુનોહ તહોમતદારે આગળ કર્યો હોય તો વળી આ સજા શીવાય ફટકાની સજા પણ થાય છે. સને ૧૮૬૪ ના આકટ ૬ની કલમ ૪

| | | |
|---|---|---|
| એજ | બીજા કોઇ કામમાં ખોટી શાહેદી આપવી. અથવા ખોટો પુરાવો બનાવવો. | એજ |

**સીક્ષા.**

૩ વર્ષસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ આવો ગુનોહ તહોમતદારે આગળ કર્યો હોયતો વળી આ સજા સીવાય ફટકાની સજા પણ થાયછે. સને ૧૮૬૪ના આકટ ૬ની કલમ ૪

**ટીકા.**

૧ આ કલમ પ્રમાણે ખોટો પુરાવો આપવાના કામમાં જે હકીકત તહોમતદાર પોતે ખોટી જાણતો હતો તે જાણી જોઇને ખરા દાખલ કહી એવું બતાવવું જોઇએ—રાણી, વિરૂદ્ધ મહારાજા મીસર ૭ બં. લા. રી. એ. પ્ર. ૬૬

२ આ કલમ પ્રમાણેનું તહોમત સ્થાપીત કરવા માટે જે કામમાં તેણે જુબાની આપી તે ઇનસાફી કામ હતું અને તે કામ ચાલતી વખતેજ તેણે ખોટી હકીકત કહી એવું સાબીત થવું જોઇએ—રાણી વિરૂદ્ધ ફતીક બીસવાસ. ૧ બે. લા. રી. પ્ર. ૧૩ ( ફે. બે. )

૩ એક જણે બુદ્ધિપુર્વક રેલવેનો કેટલોક સામાન કોઇ સખ્સના ઘરમાં અને ખેતરમાં છુપાવવામાં મદદ કરી, એવા ઇરાદાથી કે એ ઘરના અને ખેતરના ધણીને શિક્ષા થાય તેમાં ઠરાવવામાં આવ્યું કે તહોમતદાર ઉપર આ કલમ પ્રમાણે ખોટો પુરાવો બનાવ્યાનું, અને કલમ ૪૧૪ પ્રમાણે ચોરેલી મીલકત જાણી જોઇને છુપાવવામાં મદદ કર્યાનું એવા બે તહોમત લાવી શકાય—કેશરેહિંદ વિરૂદ્ધ રામેશરરાય. ૧ ઇ. લા. રી. પ્ર. ૩૭૯ ( અલાહબાદ ).

૪ આ કલમ પ્રમાણેનો ગુન્હો ક્રી. પ્રો. કોડની કલમ ૪૭૩ પ્રમાણે કોર્ટના તીરસ્કારનો છે તેથી એ કલમ પ્રમાણે જે માજીસ્ટ્રેટ હજુર એ ગુન્હો કરવામાં આવ્યો હોય તે માજીસ્ટ્રેટ ઇનસાફ કરી શકે નહિ—રાણી વિરૂદ્ધ કુલતારામસીંગ. ૧ ઇ. લા. રી. ( અલાહબાદ )પ્ર. ૧૨૯

૫ જે માજીસ્ટ્રેટ પાસે એ ગુન્હો કરવામાં આવ્યો હોય તે માજીસ્ટ્રેટને તે ગુન્હાનો ઇનસાફ કરવાનો અધિકાર હોય તો સને ૧૮૭૨ ના આકટ ૧૦માની કલમ ૪૭૧ પ્રમાણે તેને કાંઇ હરકત નથી.

૬ આ કલમ પ્રમાણે ગુન્હો બનવા માટે તહોમતદારનો ઇરાદો ખરાબ હતો કે નહિ તેની જરૂર નથી જે કેહ્યું તે ઇરાદા પુર્વક કહ્યું. જે હકીકત તેણે કહી તે ખોટી જાણતો હતો એવું સાબીત થાય પછી તેણે તે ઇરાદાથીજ કહી એમ ગણવું જોઇએ—રાણી વિરૂદ્ધ અમીરઅલી ખાન ૩ બ. હા. રી. પ્ર. ૧૩૩.

૭ એક સખસ કોર્ટમાં આવ્યો ત્યારે એ દિવસે જે જે કેસમાં તેની જુબાની લેવામાં આવે તેમાં તેણે સાચું બોલવું એવી પ્રતીજ્ઞા તેને એકજ વખતે આપવામાં આવી. એ દિવસના કેસમાં જે કેસ જણાવ્યો નહોતો તે કેસ પણ તેજ દિવસ ચલાવ્યો તેમાં તે ખોટું બોલ્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે તેણે આ કલમ પ્રમાણે ગુન્હેહ

કર્યા—રાણી વિરૂદ્ધ પંકંટાચલામપીલાઈ અને બીજાઓ ૨. મ. હા. રી. પ્ર. ૪૩.

૮ આ કલમ પ્રમાણેના તહોમતમાં તહોમતદારે કયો ખોટો પુરાવો આપ્યો તે અનુસંધાન બતાવવું જોઈએ—રાણીવિરૂદ્ધ ફઝલમીયાં મ. વી. રી. પ્ર. ૭૧

૯ એક કેદીએ માજીસ્ટ્રેટ પાસે સાક્ષી તરીકે જે જુબાની આપી તેથી સેશનજ્જ આગળ જુદીજ આપી. આ ખોટી જુબાની કાંતો સેશનજ્જ પાસે આપી અગર કાંતો માજીસ્ટ્રેટ પાસે આપી એવા તહોમતથી તેને સજા થઈ તેમાં ઠરાવવામાં આવ્યું કે એ શિક્ષા બરોબર થઈ છે. વળી એવું પણ ઠરાવ્યું કે સેશનજ્જ પાસે આપેલી જુબાની માજીસ્ટ્રેટ પાસે ચાલેલા કામમાં પુરાવામાં લીધી તે પણ બરોબર થયું છે—રાણીવિરૂદ્ધ ઝમીરાન. બેં. લા. રી. વધારાનું પુસ્તક પ્ર. ૫૨૧

૧૦ મોફ્યુંસીલમાં ખોટો પુરાવો આપવાના તહોમતથી એકજ સાક્ષીના વગર ટેકાવાળા પુરાવાથી શિક્ષા થઈ શકે નહિ. રાણીવિરૂદ્ધ લાલચંદ કોરા. બેં. લા. રી. વધારાનું વોલ્યુમ પ્ર. ૪૧૭

૧૧ સેશનજ્જ માજીસ્ટ્રેટ પાસે ખોટો પુરાવો આપ્યાનો ગુનોહ કમીટ કરી શકે નહીં પણ પોતાનીજ કોરટમાં એવો ગુન્હો બન્યો હોય તો તેમ કરી શકે છે—રાણીવિરૂદ્ધ હરદયાળ ૩. બેં. લા. રી. પ્ર. ૩૫ ( અં. ફો. )

૧૨ એક સાક્ષીએ માજીસ્ટ્રેટ પાસે કામ ચાલ્યું તેમાં અમુકજણે ખુન કર્યું એવી જુબાની આપી અને સેશનજ્જ પાસે બીજા જણે ખુન કર્યું એવી જુબાની આપી તેમાં ઠરાવવામાં આવ્યું કે તહોમતદારને આ કલમ ૧૯૩ પ્રમાણે શિક્ષા થાય પણ કલમ ૧૯૪ પ્રમાણે શિક્ષા થાય નહિ. કેમકે પોતાની જુબાની ઉપરથી કેદીને મોતની સજા થશે એવું તે સાક્ષી જાણતો નથી—રાણીવિરૂદ્ધ હરદીયાળ ૩ બેં. લા. રી. પ્ર. ૩૫.

૧૩ એક માજીસ્ટ્રેટ પાસે નનામી અરજી આપી તેમાં અમુકજણે અમુકજણનું ખુન કર્યું છે એવા ખબર લખ્યા હતા. એ અરજી લખવાવાળો કોણ છે તે નકી કરવા માટે માજીસ્ટ્રેટે તજવીજ ચલાવી

તેમાં કોઈ ખોટું બોલ્યું તેથી ઠરાવવામાં આવ્યું કે આ તપાસ ઇનસાફી તપાસ કે તેનો ભાગ નહોતો જેથી સાક્ષી ઉપર ખોટી જુબાની આપ્યાનું તહોમત આવી શકે નહિ—રાણીવિરૂદ્ધ વૈકુંઠનાથ બેનરજી. ૫ વી. રી. પ્ર. ૭૨ રાણીવિરૂદ્ધ જીભાઈ બીજા ૧૨મું. હા.રી.પ્ર. ૧૧

૧૪ જે જુબાનીમાં તહોમતદારે ખોટો મજકુર કહ્યાનું કહેવામાં આવ્યું હોય તે જુબાની સાબીત થવાની જરૂર છે—રાણીવિરૂદ્ધ બાખોસ્તુતીન. કો. ઈ. ડા. પ્ર. ૩૫૧

૧૫ આ દેશમાં આવા ગુન્હાની સખત સજા કરવી જોઈએ પણ જો તહોમતદાર કબુલ કરતો હોય અને કોર્ટ પાસે દયા માગતો હોય તોજ ઓછી શિક્ષા કરવી—રાણીવિરૂદ્ધ ગરગીન આહીર. ૭ વી. રી. પ્ર. ૩૭

૧૬ ખોટું તહોમત મુકવું અને જાણી જોઈને ખોટી જુબાની આપવી એ બે ગુન્હા એક બીજાના ભાગ નથી માટે તેને જુદી જુદી શિક્ષા થવી જોઈએ રાણીવિરૂદ્ધ અબદુલ અઝીઝ ૭ વી.રી.પ્ર.૫૯

૧૭ આ કલમ પ્રમાણેનું તહોમત સાબીત કરવા માટે તહોમતદારે જે જુબાની આપી હોય તે સાદા સોગન ઉપર નહીં પણ સોગન લેવાના કાયદા પ્રમાણે ધરમ ઇમાનથી સાચું કહેવાને પ્રતીજ્ઞા લીધેલી હોવી જોઈએ. રાણી વિરૂદ્ધ મનદરખાન. ૪ વી. રી. પ્ર. ૨૪

૧૮ બીજાને નામે જુબાની આપવી તે આ કલમ પ્રમાણેનો ગુન્હો થાયછે. કલમ ૪૧૯ પ્રમાણે વેશ લઈને ઠગાઇ કર્યાનો ગુન્હો થતો નથી—રાણી વિરૂદ્ધ પ્રેમા ભોખા. ૧ મું. હા. રી. પ્ર. ૮૯

૧૯ સમન બજાવ્યાનો ખોટો રીપોર્ટ કરે તો કલમ ૧૮૧ પ્રમાણે નહીં પણ આ કલમ પ્રમાણે ગુન્હો કર્યો કહેવાય—રાણી વિરૂદ્ધ શામાચરણરાય. ૮ વી. રી. પ્ર. ૨૭.

૨૦ ખોટો પુરાવો આપવામાં જે ઇરાદાની જરૂર છે તેનું અનુમાન હકીકત ઉપરથી થઈ શકેછે.—રાણી વિરૂદ્ધ બતનરામ. ૨ વી. રી. પ્ર. ૬૩

૨૧ એકજ જુબાનીમાં એકથી વધારે હકીકત જુદી જુદી કહી હોય તે દરેકને માટે જુદું જુદું તહોમત નહીં આવવું જોઈએ. એક

જ તહોમત આવવું જોઇએ. કો. ઈ. ડા. પ્ર. ૩૫૩

૨૨ કમીશનરની પાસે સોગન લઈ ઇરાદાથી ખોટી હકીકત જાહેર કરે તો તહોમતદારે આ કલમ વિરૂદ્ધ ગુન્હો કર્યો ગણાય—રાણી વિરૂદ્ધ દયાળજી ઇંદરજી. ૮ મું. હા. રી. પ્ર. ૨૧ (ફોજદારી)

૨૩ સોગન લઇ જે હકીકત ખોટી કહ્યાનું તહોમત હોય તે હકીકત તહોમતદાર કહે તો પોતે ગુન્હામાં આવી જાય એવું હતું તોપણ આ કલમ પ્રમાણેના તહોમતમાં કાયદાસર બચાવ નથી. ૩ મ. હા. રી. એપે. ૬૯

૨૪ કોઈ હિંદુ વટલીને ક્રીસ્ચન થયો હોય તેને ક્રીસ્તી ધર્મ પ્રમાણે પ્રતીજ્ઞા આપી ન હોય તો તેણે કહેલા ખોટા મજકુર માટે તેણે આ ગુન્હો કર્યો ગણાય નહીં. ૪ મ. હા. રી. પ્ર. ૧૮૫

૨૫ આ કલમ પ્રમાણેના તહોમતમાં એક સાક્ષી આવી કહે કે તહોમતદાર ખોટું બોલ્યોછે તો તે પુરતું નથી કેમકે તેતો તહોમતદારે સોગન ખાઈ કહ્યું કે આમ છે. તેની વિરૂદ્ધનો સાક્ષી કહેછે કે આમ છે. એતો સોગન સામા સામાં અથડાયા જેવું થયું. ( ગુડીવ પ્ર. ૩૦૪–૩૦૫.

૨૬ જે ખોટી જુબાની આપી તે કેસને લગતી નહોતી એવા કારણથી તહોમત ઉડી જાય નહીં.—રાણી વિરૂદ્ધ દામોદર રામચંદ્ર. ૫ મું. હા. રી. પ્ર. ૬૮ ( ફોજ. )

૨૭ એકના એક કેસમાં બેજણ ઉપર આ કલમ પ્રમાણેનો ગુન્હો કર્યાનું તહોમત હોય તો બેઉની જુદી જુદી તજવીજ કરવી જોઇએ —રાણી વિરૂદ્ધ ભવાનીશંકર હરીભાઈ. ૫ મું. હા. રી. પ્ર. ૫૫ ( ફોજદારી ).

૨૮ જે કેસમાં ખોટી જુબાની આપ્યાનું તહોમત હોય તે મુળ કેસ ફરીયાદીને ફરીયાદ કરવા હક નહોતો એવા કારણ વીગેરેથી નાસાબીત થાય તો પછી ખોટી જુબાની આપનારને પણ છોડી મુકવો જોઇએ કેમ કે તેણે જે જુબાની આપી તે કામ ઇનસાફી કામ ગણાયું નહીં—રાણી વિરૂદ્ધ રાવજી તાજુ. ૮. મું. હા. રી. પ્ર. ૩૭. ( ફોજદારી ).

૨૯ જંગલ ખાતાના અધીકારી તેમજ બીજા કોઇ અધીકારી જે-મને કાંઈ તજવીજ કરી કોરટ ભરવાનો અધીકાર નથી તેમની પાસે કાંઈ ખોટી હકીકત કહેવામાં આવે તો તે આ કલમ પ્રમાણે ગુન્હો ન થી-રાણી વિરૂદ્ધ રામજી રાજાજી બારાએ ૧૨ મું. હા. રી. પ્ર. ૧

૩૦ તહોમતદારની સહીઓ મેળવી જે પુરાવો મેળવ્યો હોય તે ઉપરથી આ કલમ પ્રમાણેનું તહોમત સ્થાપીત થઈ શકે—રાણીવિરૂદ્ધ બીલોરી ચોધરી. ૫ વી. રી. પ્ર. ૯૮ (ફોજદારી)

૩૧ (મ) નામના સખસે (ઝ) નામના સખસને (ક) નામના સખસનું નામ લઈ સ્ટાંપઓફીસમાંથી સ્ટાંપનો કાગળ લઈ આવવા કહ્યું તે પ્રમાણે (ક) ના નામનો કાગળ (ઝ) લાવ્યો આ કાગલ (ક) વિરૂદ્ધ ઇનસાફના કોર્ટમાં વાપરવો એવો (મ) નો ઇરાદો હતો તેમાં ઠરાવવામાં આવ્યું કે આ ગુન્હો ખોટો પુરાવો બનાવ્યાનો થયો—કેશરીસિંહ વિરૂદ્ધ મુન્ના. ૨ ઈ. લા. રી. (અલાહબાદ) પ્ર. ૧૦૫

## કલમ ૧૯૪ મી.

| | | |
|---|---|---|
| શેશન કોરટ | દેહાંત સીક્ષા જોગ ગુન્હો કોઈની ઉપર સાબીત કરાવવાના ઇરાદાથી ખોટી સાહેદી આપવી. અથવા ખોટો પુરાવો બનાવવો. | વગર વારંટે પકડાય નહી વારંટ નીકલે જમાન લેવાય નહીં |

સીક્ષા.

જીવતાં સુધી સમુદ્રપાર અથવા દસ વર્સસુધી સખત કેદ તથા દંડ.

| | | |
|---|---|---|
| એજ. | અગર તેમ કરવાથી કોઈ તે ગુન્હા સખસની ઉપર ગુન્હો સાબીત થઈને તેનો જીવ લેવામાં આવેતો | એજ |

સીક્ષા.

મોત અથવા જીવતાંસુધી સમુદ્રપાર અથવા દસ વર્સસુધી સખત કેદ તથા દંડ આગળ ગુન્હેગાર ઠર્યો હોય તો વળી ફટકા પણ વાગે સને ૧૮૬૪ નો આક્ટ

કલમ ૧૯૫ મી.

| | | |
|---|---|---|
| શશન કોરટ | સમુદ્રપારની અથવા સાત વર્સ કરતાં વધારે કેદની સીક્ષા થઈ શકે એવો ગુન્હો કોઈની ઉપર સાબીત કરાવવાના ઈરાદાથી ખોટી સાહેદી આપવી અથવા ખોટો પુરાવો બનાવવો. | વગર વારંટે પકડાય નહી વારંટ નીકળે જમાન લઈ શકાય નહી. |

સીક્ષા.

તે ગુન્હાને માટે હોય તેજ. આગળ ગુન્હો યોગ્ય કર્યો હોય તો ફટકાની સજા થાય. સને ૧૮૬૪ ના આકટ ૬

ટીકા.

૧ કોઈ પોતાનું ઘર બાળી એ ઘર અમુક સખસે બાળ્યું એવું કહે તો તેની ઉપર આ કલમ પ્રમાણે તોહોમત આવે. ૮ વી. રી. પ્ર. ૫

## કલમ ૧૯૬ મી.

| | | |
|---|---|---|
| શેશન કોરટથી અથવા પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ | કોઇ ફોજદારીના કામમાં બનાવટી અથવા ખોટો જાણેલો પુરાવો વાપરવો. | વગર વારંટે પકડાય નહી વારંટ નીકલે જમાન તેવા ગુન્હા માં લેવાતા હોયતો લેવાય. |

**સીક્ષા.**

ખોટી સાહેદી આપવા અથવા ખોટો પુરાવો બનાવવા મા ટે જે સજા હોય તેજ સજા.

### ટીકા.

૧ આ કલમ પ્રમાણેનો ગુન્હો પુર્ણ થવા માટે ખોટો પુરાવો છે. એવી હયાતી જાણ્યા છતાં તેનો ઉપયોગ કર્યો એવું દેખાડવું જોઇએ. ૧ ઈ. જુ. પ્ર. ૧૨૨

૨ ખોટો દસ્તાવેજ ખરા દાખલ કોરટમાં વાપરે તે ખરાં છે એવી જુબાની કોરટમાં આપેતો તેને આ કલમ પ્રમાણે સજા થાય. કલમ ૪૭૧ પ્રમાણે પણ બીજી સજા થાય નહિ. રવી. રી. પ્ર. ૧૭

## કલમ ૧૯૭ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ અથવા પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ. | જે હકીકતના પુરાવામાં કાયદા મુજબ તેવું સરટી ફીકેટ લઇ શકાતું હોય તે હકીકત બાબત જાણી બુઝીને કોઇ ખોટું સરટીફીકેટ આપવું અથવા તે ઉપર સહી કરવી. | વગર વારંટે પકડાય નહી. વારંટ નીકળે જમાન લઇ શકાય. |

**સીક્ષા.**

ખોટી સાહેદી આપવા માટે જે સજા હોય તેજ સજા.

## ટીકા.

આ કલમ પ્રમાણેના તહોમતની નીચેની હકીકત સાબીત થવી જોઇએ.

૧ એવું સરટીફીકેટ આપ્યું અથવા તે ઉપર સહી કરી.

૨ એ સરટીફીકેટમાં જણાવેલી બાબતમાંની મુખ્ય બાબત ખોટી હતી.

૩ એ મુખ્ય બાબત ખોટી છે એવું તે સરટીફીકેટ આપનાર અથવા તે પર સહી કરનાર સખસ જાણતો હતો અથવા માનતો હતો.

## કલમ ૧૯૮ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટથી થવા. પેહેલા વર્ગ નો માજીસ્ટ્રેટ. | કાંઇ જરૂરી બાબતમાં ખોટું છે એવું જાણેલું સરટીફીકેટ ખરાના માફક વાપરવું. | વગર વારંટે પકડાય નહીં વારંટ નીકલે જમાન લેવાય |

### સીક્ષા.

ખોટી સાહેદી આપવા માટે જે સજા હોય તેજ સજા.

## ટીકા.

સરટીફીકેટ મજકુર ખોટું છે એવું તહોમતદાર જાણતો હતો એ મુખ્ય કરી જરૂરનું છે.

## કલમ ૧૯૯ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ થી, થવા પેહેલા વર્ગ નો માજીસ્ટ્રેટ | કાયદા પ્રમાણે પુરાવામાં લઇ શકાય, એવા કોઇ એ કરારમાં લખેલી ખોટી કેફીયત. | વગર વારંટે પકડાય નહીં વારંટ નીકલે જમાન લેવાય. |

### સીક્ષા.

ખોટી સાહેદી આપવા માટે જે સજા હોય તેજ સજા.

### ટીકા.

૧ કોઇ ફોજદારી તજવીજની વખતે સાક્ષીએ જે મજકુર કર્યો હોય તે સોગન કિંવા પ્રતીજ્ઞા ઉપર કહેવા નથી તો આ કલમના અર્થ પ્રમાણે ખોટો ઇકરાર કર્યો કહેવાય નહીં. મ. હા. રી. પ્ર. ૧૮૫

આ કલમ પ્રમાણેનો ગુનેહો સ્થાપીત થવા માટે નીચેની હકીકત સાબીત થવી જોઇએ.

૧ ઇકરાર મજકુરમાં જે હકીકત કહી તે ખોટી હતી કિંવા ખોટીછે એવું તહોમતદાર જાણતો હતો કિંવા માનતો હતો અથવા તે હકીકત ખરીછે એવું તે જાણતો નહોતો.

૨ જે મતલબ માટે તે ઇકરાર કરવામાં આવે કિંવા વાપરવામાં આવે તે મતલબસર તે ઇકરારમાં લખેલી વાત ખોટી હતી.

### કલમ ૨૦૦ મી.

| | | |
|---|---|---|
| શેશન કોરટ અથવા પેહલા વરગનો માજીસ્ટ્રેટ | એવો કોઇ ખોટો જાણેલો ઇકરાર ખરાની માફક વાપરવો. | વગર વારંટે પકડાય નહી વારંટ નીકળે જમાન લેવાય. |

**સીક્ષા.**

ખોટી સાહેદી આપવા માટે જે સજાછે તેજ સજા.

### કલમ ૨૦૧ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ | કોઈ ગુનેહ કરનારને બચાવવાના ઇરાદાથી તે ગુનેહ થયાનો પુરાવ છુપાવવો, અથવા તે બાબેત ખોટી ખબર આપવી. તે ગુનેહ દેહાંત શિક્ષા જોગ હોય, તો. | વગર વારંટે પકડાય નહી, વારંટ નીકળે જમાન લઇ શકાય |

**સીક્ષા.**

૭ વર્સસુધી બેમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ

| | | |
|---|---|---|
| સેસન કોરટ અ-થવા પેહેલા વર્ગનો માજીસ્ત્રેટ. | સમુદ્ર પારની શિક્ષા જોગ, અથવા ૧૦ વરસની કેદની શિક્ષા જોગ હોય, તો | એજ. |

સીક્ષા.

૩ વર્ષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ

| | | |
|---|---|---|
| પેહેલા વર્ગનો માજીસ્ત્રેટ અથ-વા જે કોર્ટથી તે ગુન્હાનો ઇનસાફ થઈ શકતો હોય તે કોર્ટ. | ૧૦ વરસથી ઓછી મુદત-ની કેદની શિક્ષા જોગ હો-ય તો. | એજ. |

સીક્ષા.

તે ગુનાહને માટે ઠરાવેલા પ્રકારની, તથા ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની કેદ, અથવા દંડ, અથવા બંને.

ટીકા.

૧ એક સખસ ખુન થયું તે વખતે ખુન થશે એવું તેના જાણ-વામાં નહોતુ તેથી ત્યાં ઉભો રહ્યો તે આ ગુન્હો અટકાવવાને બીક-થી વચે પડ્યો નહીં એટલુંજ નહીં પણ મુડદુ છુપાવવામાં ખુનીઓ ભેળો સામીલ થયો તેથી તે આ કલમ પ્રમાણે ગુનેહગાર થાય, ખુન-ની મદદગારીનું તહોમત આવે નહીં એવું ઠર્યું ૮ વી. રી. પ્ર. ૮૦

૨ જે તહોમતદારને બચાવવા માટે પુરાવો ઉડાવવામાં આવ્યો હોય તે તહોમતદારોને સજા થાય ત્યારેજ પુરાવો ઉડાડનારને સજા થાય એમ નથી. પુરાવો ઉડાડવાનો તેમનો ઇરાદો હતો એવું સાબીત થાય તો બસછે. ૮ વીઃ રી. પ્ર. ૬૮.

૩ આ કલમ જે સખ્સ ઉપર તહોમત આવ્યું હોય તે શીવાયના બીજા સખ્સો કાંઈ પુરાવાનો નાશ કરે તેમ માટે છે. અને તેથી જે સખ્સો કાંઈ ગુનોહ કરે, અને પછી તેનો પુરાવો છુપાવે તો તેને આ કલમ પ્રમાણે સજા થાય નહીં. જે મુખ્ય ગુનોહ તેણે કર્યો હોય તે સાબીત થાય તેને માટેજ શિક્ષા થાય.—રાણી વિરૂદ્ધ કાશીનાથ દીનકર. ૮ મું. હા. રી. પ્ર. ૨૬ (ફોજદારી)

૪ ખાનગી બચાવનો અંમલ કરતાં કોઈ સખ્સ કોઇને મારી નાખે, તેનું મુડદું વગે કરવા બીજાઓ મદદ કરે તો તેમના ઉપર પુરાવો ઉડાડવાનું તહોમત આવે નહીં કેમકે કાંઇ ગુનોહ થયાની વાત તેઓ જાણતા નહોતા. ૨ વી. રી. પ્ર. ૪૩

આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત થવા માટે નીચેની હકીકત સાબીત થવી જોઇએ.

૧ અમુક ગુન્હો બન્યો છે એવું તહોમતદાર જાણતો હતો કિંવા માનતો હતો.

૨ એ ગુન્હા સંબંધીનો પુરાવો ઉડાવે.

૩ એવું કરવા માટે તેનો ઇરાદો તહોમતદારને શિક્ષાથી બચાવવા માટે હતો.

## કલમ ૨૦૨ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગના માજીસ્ટ્રેટ. | કાંઈ ગુન્હા બાબત ખબર આપવાની જેની ફરજ હોય તેણે ઇરાદાથી તેબાબત ખબર આપવામાં કસુર કરવી. | વગર વારંટે પકડાય નહીં સમન નીકળે જમાન લેવાય. |

**સીક્ષા.**

૬ મહીના સુધી બેમાંના એક તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

## ટીકા.

જુઓ કલમ ૧૭૬ની ટીકા.

## કલમ ૨૦૩ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનોમા જીસ્ત્રેટ. | કાંઇ ગુન્હો થયો હોય તેની ખોટી ખબર આપવી. | વગર વારંટે પકડાય નહીં વારંટ નીકળે જમાન લેવાય. |

**સીક્ષા.**

બે વર્ષ સુધી એ માંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

## ટીકા.

જુવો કલમ ૧૭૬ ૧૭૭ અને ૧૮૨ ની ટીકા.

૧ આ કલમ પ્રમાણે ગુન્હો સ્થાપીત થવા માટે અમુક ગુન્હો ખરેખર બન્યો છે એવું તોહોમતદાર જાણતો હતો કિંવા માનતો હતો એવું સાબીત થવું જોઇએ. રાણી વિરૂધ. જીવનારાયણ પત્રિ અને બીજાઓ. કલકતા હાઇકોરટ ૧૫ મી સપટેમ્બર સને ૧૮૭૩.

૨ આ કલમ પ્રમાણેના તોહોમતમાં આવી ખબર આપવામાં તોહોમતદારનો ઇરાદો શું હતો તે જોવાની જરૂર નથી. રાણી વિરૂધ ચોતાર ચોકીદાર. ૧. વી. રી. પ્ર. ૧૮.

## કલમ ૨૦૪ થી.

| | | |
|---|---|---|
| પેહેલા વર્ગનોમા જીસ્ટ્રેટ. | કોઇ લેખને પુરાવા દાખલ હાજર થતો અટકાવવાને તેનો નાશ કરવો અથવા તેને સંતાડવો. | વગર વારંટે પકડાય નહીં, વારંટ નીકળે, જમાન લેવાય. |

**સીક્ષા.**

બે વર્ષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

## ટીકા.

૧ કોઈ સખ્સસું કાંઈ દસ્તાવેજ હાજર ન કરે કિંવા કોઈ બાનો કરી રજુ ન કરે તો તે દસ્તાવેજ તેણે છુપાવ્યો એવું ઠરાવી તેને આ કલમ પ્રમાણે સજા થાય નહીં. ૩. અ. હા. રી. પ્ર. ૬૪૦

આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત થવા માટે નીચેની હકીકત સાબીત થવી જોઇએ.

૧ લેખ મજકુર તોહોમતદારે છુપાવ્યો, અથવા તેનો નાશ કર્યો કિંવા ચહેરી નાખ્યો, કિંવા બીજી કોઈપણ રીતે ન વંચાય તેવો કર્યો.

૨ એમ કરવા માટે તેનો ઇરાદો એ લેખ પુરાવા દાખલ વપરાતાં અથવા રજુ થતાં અટકે એવો હતો.

## કલમ ૨૦૫ મો.

| | | |
|---|---|---|
| સેસન કોરટ અથવા પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ. | કોઈ દિવાની કે ફોજદારી મુકદમા મધ્યે કાંઈ કામ કરવા સારૂ અથવા જામીન થવા સારૂ ખોટો વેષ લેવો. | વગર વારંટે પકડાય નહી વારંટ નીકળે જમાન લેવાય. |

**સીક્ષા**

૩ વર્ષ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

## ટીકા..

૧ આ કલમ પ્રમાણેનો ગુન્હો સંપુર્ણ થવા માટે તોહોમતદારે બીજા સખ્સનું નામ ધારણ કરેલું હોવું જોઇએ. પણ બીજાને નામે કોરટમાં અરજી રજુ કરે અને તેમ કરવામાં બીજાનું નામ ધારણ ન કરે તો તેણે આ કલમ વિરૂધ ગુન્હો કર્યો કેહેવાય નહી રાણી વિરૂધ નારાયણ આચારજી. ૮. વી. રી. પ. ૮૦

૨ એક વેચાણનું દસ્તાવેજ રજીસ્ટર કરાવવા માટે એ વેચાણ કર-

જવાવાળો સખ્સ પોતાના ત્રણ સોબતી સાથે ધાકેજવા નિકળ્યો. રસ્તા માં તે માંદો પડી જવાથી તે આગળ ચાલી શક્યો નહીં. તેથી તેના ત્રણ સોબતીઓ ધાકાની રજીસ્ટર ઓફીસમાં ગયા તેમાના એકે વેચાણ આપનાર છઉં એવું કહ્યું બીજા સોબતીઓએ તેમાં મદદગારી કરી તેથી તેમને આ કલમ પ્રમાણે નીચલી કોરટે સજા કરી જેથી ઠરાવવામાં આવ્યું કે તોહોમતદારોનો ઇરાદો કોઇને ઇજા કરવાનો કે કોઇને દગો દેવાનો નોહાતો તેથી તેઓ ઉપર આં કલમ પ્રમાણે તોહોમત આવે નહીં રજીસ્ટરનાં કાયદા પ્રમાણે અમલ થાય. રાણી વિરૂધ ખતી બીબા કો. ઇ. ડા. પ્ર. ૩૫૪.

૩ આ કલમ પ્રમાણેનો ગુન્હો સંપુર્ણ થવા માટે તોહોમતદારને કાંઇ ગેર વાજબી લાભ કિંવા ફાયદો મળેલો હોવા જોઇએ એવી જરૂર નથી અને એટલા માટે જે સખ્સનું નામ પોતે ધારણ કર્યું હોય તે સખ્સે પોતાનું નામ ધારણ કરવા તેને કહ્યું હોય તો પણ આ કલમ પ્રમાણેનો ગુન્હો બનેછે. ૧ મ. હા. રી. પ્ર. ૨૫૦

૪ આ કલમ પ્રમાણેનો ગુન્હો કોઇ કલપીત પુરૂષનું નામ ધારણ કરે તોપણ બનેછે. રાણી વિરૂધ બોલુંકાહાર કો. ઇ. ડા. પ્ર. ૩૫૪

૫ આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત થવા માટે તોહોમતદારે બીજા સખ્સનું નામ ધારણ કરવાથીજ ગુન્હો બનતો નથી. એવું નામ ધારણ કરી કાંઇ કામ કરેલું હોવું જોઇએ રાણી વિરૂધ કાદર રાહીમ અને બીજો. ૪ મ. હા. રી. પ્ર. ૧૮.

## કલમ ૨૦૬ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજાવર્ગનો માજીસ્ટ્રેટ | કાંઇ મિલકત સરકાર જપ્ત થતી અથવા શિક્ષાના હુકમથી દંડમાં વસુલ થતી અથવા હુકમનામુ બજાવવામાં લેવાતી અટકાવવા સારૂ તે મિલકત દગલબાજીથી ખસેડવી અથવા છુપાવવી વગેરે. | વગર વારંટે પકડાય નહી વારંટનીકળે જમાન લેવાય. |

**સીક્ષા.**

૨ વર્ષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવાબેઉ.

### ટીકા.

૧ આ કલમ પ્રમાણેના તોહોમતમાં જે મિલકત ખસેડી હોય તે બદ દાનતથી ખસેડી એવું સાબીત થવું જોઇએ. ૧૮ વી. રી. પ્ર. ૬૫

૨ હુકમનામુ ન બજે એવા હેતુથી મિલકત છુપાવવામાં આવે તો આ કલમ પ્રમાણે ગુન્હો થાયછે. ગુરૂ ચદરન કરબતી વિરૂધ ક્રીસ્ત મોહનલીંગ ૨ બે. લા. રી. પ્ર. ૪ (સ્પેશીયલ નંબર.)

### કલમ ૨૦૭ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનો મા જીસ્ટ્રેટ. | કોઈ મિલકત સરકાર જ પ્ત થતી અથવા શિક્ષાના હુકમથી દંડમાં વસુલ થતી અથવા હુકમનામુ બ જાવવામાં લેવાતી અટકા વવા સારૂ તે મિલકત પર દગલબાજીથી દાવો કરવો | વગર વારંટે પકડાય નહી વારંટ નીકળે જમાન લેવાય |

સીક્ષા.

૨ વર્ષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

### કલમ ૨૦૮ મી.

| | | |
|---|---|---|
| પેહેલા વર્ગનો માજીસ્ટ્રેટ. | જે રકમ લેણી નથી તે સારૂ દગલબાજીથી હુકમ નામુ થવા દેવું અથવા હુકમનામુ થયા પછી તેબ જાવા ન દેવું. | વગર વારંટે પકડાય નહી. વારંટ નીકળે જમાન લેવાય. |

સીક્ષા.

બ વર્ષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

### ટીકા.

૧ કોઈ લેણદારને હરકત કરવા નહી પણ નીષકપટ પણે કોઈ હિંદુ પોતાની મિલકત કોઈને બક્ષિસ કરી દે તો આ કલમ પ્રમાણે તેણે ગુન્હો કર્યો કેહેવાય નહી. ૪ મ. હા. રી. પ્ર. ૮૪

## કલમ ૨૦૯ મી.

| | | |
|---|---|---|
| પેહેલા વર્ગનો માજીસ્ટ્રેટ. | કોઇ ઇનસાફી કોરટમાં ખોટો દાવો કરવો. | વગરવારંટે પકડાય નહી વારંટ નીકળે જમાન લવાય. |

**સીક્ષા.**

બે વર્ષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ.

### ટીકા.

આ કલમ પ્રમાણેના તોહોમતમાં એકલો દંડ થાય નહી. એકલી કેદ થાય. દંડ કરેતો કાંઈ ભાગ કેદ હોવો જોઇએ.

કાંઈ યોગ્ય કારણ વગર ફરીયાદી કરી હોય તેટલા ઉપરથીજ આ કલમ પ્રમાણે ગુન્હો કર્યો કહેવાય નહી. બદ દયાનતથી, કાંઇ ગેરબાજબી લાભ માટે કિંવા દુઃખ દેવાને તે કરેલી હોવી જોઇએ.

૧ બજી ગએલું હુકમનામુ ફરી બજાવવા અરજ કરેતો કલમ ૨૧૦ પ્રમાણે સજા થાય. આ કલમ જે કોઇ ઇનિસાફી કોરટમાં ખોટો અથવા કપટ વાળો દાવો કરે તેને લાગુ પડેછે. અને તે દિવાની કોરટ જ્યાં મુલ દાવો દાખલ થયો હોય તેનેજ લાગુછે. રાણી વિરૂધ એગમ મેહે: તુમ. કો. ઇ. ડા. પ્ર. ૩૩૭

## કલમ ૨૧૦ મી.

| | | |
|---|---|---|
| પેહેલા વર્ગનોમાજીસ્ટ્રેટ. | જે રકમ લેણી ન હોય તેને સારૂ દગલબાજીથી હુકમનામુ કરાવા લેવુંઅથવા હુકમનામુ પુરૂ થયા પછી તે બજાવવું. | વગર વારંટે પકડાય નહી. વારંટ નીકળે જામીન લઈ શકાય. |

**સીક્ષા.**

બે વર્ષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

## કલમ ૨૧૧ મી.

| | | |
|---|---|---|
| ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. | નુકશાન કરવાના ઈરાદાથી ગુનાહનું ખોટું તહોમત મુકવું. | વગર વારંટે પકડાય નહીં વારંટ. નીકળે જામીન લઈ શકાય. |

**સીક્ષા.**

૨ વર્ષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ | અગર ગુનાહનું તહોમત મુક્યું હોય તે ગુનાહ દેહાંત શિક્ષા જોગ, અથવા જીવતાંસુધી સમુદ્ર પારની શિક્ષા જોગ, અથવા ૭ વરસ કે તેથી વધારે કેદ ની શિક્ષા જોગ હોય, તો. | એમજ. |

**સીક્ષા.**

૭ વર્ષ સુધી એમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

### ટીકા.

આ કલમ અને કલમ ૧૮૨ પ્રથમ દર્શને એક સરખી લાગે તેવી છે. પણ તેમ નથી. આ કલમ પ્રમાણે ફરીઆદ કરી કાંઈ પણ કામ ચાલેલું હોવું જોઈએ. કલમ ૧૮૨ પ્રમાણે કોઈ સરકારી નોકરને જેવી કોઈ ખોટી ખબર આપે અને તે ખબર ઉપરથી તે પોલીસ અમલદાર ઝાડો લેવા વીગેરેનું તેનું કામ આરંભે કે તુરત ગુનોહ સંપુર્ણ થાયછે.

૧ આ કલમ પ્રમાણેનો ગુનોહ સ્થાપીત થવા માટે કોર્ટમાં આવી

ખોટું તહોમત મુક્યું એ પુરતું છે. કરેલી ફરીઆદ ઉપરથી તે બાબતનું કામ ચાલેલું ન હોય તે માટે હરકત નથી. રાણી વિરૂધ અબ્દુલ હુસેન ૧ ઈ. લા. રો. (અલ્લાહબાદ) પ્ર. ૪૮૭.

૨ આ કલમ પ્રમાણેનો ગુનોહ સ્થાપીત કરવા માટે તહોમતદારે જે કારણથી ફરીઆદ કરી તે કારણ બાજબી નથી એવું તે જાણતો હતો એ પુરતું છે—રાણી વિરૂદ્ધ ઓડા. કો: ઈ. ડા. પ્ર. ૩૫૦

૩ એક માણસ પોતાનું ઘર બાળી બીજા સખસે તે બાળ્યું એવું તે બીજા સખસ ઉપર તહોમત લાવે તો તેણે આ કલમ પ્રમાણે ગુનોહ કર્યો કહેવાય—રાણી વિરૂદ્ધ ભગવાન આહર. કો. ઈ. ડા. પ્ર. ૩૫૦

૪ પોલીસથી તપાસ થઈ શકે એવા ગુનાહની ફરીઆદ કોઈ કરે અને પોલીસ એ બાબત તપાસ કરે. પાછળથી એ જાહેર કરેલ ગુનોહ તેની ઉપર ફરીઆદી તહોમત લાવ્યો હોય તેણે કર્યો ન હોય એવું જણાય તો ફરીઆદી ઉપર આ કલમ પ્રમાણે તહોમત આવે—રાણી વિરૂદ્ધ બોનોમલી ઓહાઈ. કો. ઈ. ડા પ્ર. ૩૫૦

૫ આ કલમ પ્રમાણે જે તહોમતની ફરીઆદ થઈ હોય તે કોઈ માજીસ્ટ્રેટ પાસે થવી જોઈએ. એવું જરૂરતું નથી. યોગ્ય પોલીસ અમલદાર પાસે પણ આ ફરીઆદ થાય.

૬ આ કલમની બીજી રકમ પ્રમાણે ગુનોહ ઠરે તો તહોમતદારને એકલા દંડની સજા થાય નહી—રાણી વિરૂધ રામાબીન રાભાજી મું. હા. રી. પ્ર. ૩૪

૭ કોઈ પોલીસ અમલદાર કોઈને ઈજા કરવા માટે ખોટું તહોમત મુકે તો તેને પણ આ કલમ પ્રમાણે સજા થાય. ૧૧. વી. રી. પ્ર. ૨

૮ કરેલી ફરીઆદ ખોટી ઠરી ગુનેહગારને છોડી મુકવામાં આવે એટલા ઉપરથીજ ફરીઆદીએ ખોટી ખબર આપવી એવું થતું નથી. આ કલમના અર્થ પ્રમાણે એ તહોમત બદદયાનતથી મુક્યું હોય, ઈજા કરવા મુક્યું હોય, એવું તહોમત મુકવા કાંઈ વાજબી કે કાયદાસર કારણ નહોતું એવું સાબીત થાય ત્યારે ખોટી ફરીઆદ કરી કહેવાય. ( ફરી. પ્ર. ૧૫૫)

૯ માત્ર અરજી આપે પણ ફોજદારી રીતે કામ ચલાવવા માટે

તેમાં અરજ કરવામાં ન આવે તો એ અરજીમાં ખોટુ તહોમત મુકવા જેવી હકીકત હોવાથી ખોટી ફરીઆદ કરી એમ થતું નથી. ૩ મ. હા. રી. પ્ર. સને ૧૮૯૩

૧૦ એક પોલીસ અમલદારે માજીસ્ટ્રેટને એવો રીપોર્ટ કર્યો કે મારી પાસે અમુકે જણે ચોરી થયાની ફરીઆદ કરી પણ તે ફરીઆદ ખોટી છે. આથી માજીસ્ત્રેટે ખોટી ફરીઆદ કરવાનું કામ ચલાવવા ફરમાવ્યુ તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રથમ માજીસ્ત્રેટે ચોરીનું કામ ચલવી પછી ખોટી ફરીઆદ કરી એવું ઠરાવી ખોટી ફરીઆદનું કામ ચલાવવું જોઈએ. ૧ વી. રી. પ્ર. ૭૭ બીશો બારીકના કામમાં.

૧૧ મુળ ખોટુ તહોમત મુકતી વખતે જેણે સાક્ષી આપી હોય તેને એ ખોટા તહોમતના કામમાં મદદગાર ગણવો નહી જોઈએ. ( મેન પ્ર. ૧/૨ )

૧૨ કયુ ખોટુ તહોમત મુક્યું તે ફેસલામાં જણાવવું જોઈએ તથા કયા લંડરમાં પણ તે આવવું જોઇએ.-રાણી વિરૂધ અર્જુન. ૧ મુ. હા. રી. પ્ર. ૮૭

૧૩ આપેલા નાણાની રસીદ સ્ટાંપ સાથે પહોંચ આપવાની ના કહેવામાં આવે એવું કોર્ટમાં કહેવામાં આવે પણ તે સાબીત થાય નહી તો એ કહેનાર સખસે ખોટુ તહોમત મુક્યું એવું થાય નહી. ખોટા તહોમતમાં જે તહોમત મુકયું હોય તેને કાયદાએ ગુનોહ ગણ્યો હોય તોજ તે મુકનાર ઉપર તહોમત આવે. રસીદ સ્ટાંપ વગર સહી કરવાની ના કહેવામાં આવે તો તે અમુક ગુન્હો છે એવું કાયદે ઠરાવ્યુ હોય તોજ એ ફરીઆદી ઉપર તહોમત આવે-રાણી વિરૂધ ગોપાન કાન કોસાજી. ૧ મુ. હા. રી. પ્ર. ૯૨

૧૪ મળેલી ખબર ઉપરથી ફરીઆદ કરી હોય તે ના સાબીત થાય તેથી ખોટું તહોમત મુક્યું થતુ નથી. મળેલી ખબર ખરી માનવાને તેને કારણ હોય તો પછી ફરીયાદ નીષ્ફળ જાય તેથી હરકત નથી. આ કલમમાં ગુન્હો છે તે ખોટી ખબરે જાણ્યા છતાં ફરીઆદ કરે તેને ગુન્હો ગણ્યો છે-રાણી વિરૂદ્ધ નવામદ ઉમેદલાલ. ૩ મ. હા. રી. પ્ર.

૧૬ ( ફેરાજ ):

૧૫ જે કામમાં ખોટું તહોમત મુકવાનું કહેવામાં આવતું હોય તે કામ ખોટી ખબર આપવાનું કામ ચાલે ત્યારે ચાલતું હોવું ન જોઈએ. ફેસલો થઈ ગયેલો હોવો જોઈએ. કૈશરેહિંદ વિરૂદ્ધ સલીક. ૧૯. લા. રી. ( અલાહબાદ ) પ્ર. ૫૨૭

## કલમ ૨૧૨ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ અથવા પેહેલા વર્ગનો માજીસ્ટ્રેટ. | કોઈ ગુન્હેગારને ઘરમાં રાખવો તે ગુનોહ જો દેહાંત શિક્ષા જોગ હોય, તો | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે જામીન લઈ શકાય. |
| સાક્ષા. 5 વર્ષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ; તથા દંડ | | |
| એજ | તે ગુનોહ જો જીવતાં સુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસ સુધી કેદના શિક્ષા જોગ હોય, તો | એજ |
| સીક્ષા. ૩ વર્ષ સુધી એમાના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | | |

| | | |
|---|---|---|
| ૧લા વર્ગનો મા જીસ્ટ્રેટ. અથવા, જે કોર્ટથી તે ગુનાહનો ઇનસાફ થઈ શક્તો હોય તે કોર્ટ. | અગર તે ગુનોહ ૧૦ વરસ સુધી નહીં પણ ૧ વરસ સુધી કેદની શિક્ષા જોગ હોય, તો. | એજ |

સીક્ષા.

તે ગુનાહ માટે ઠરાવેલા પ્રકારની તથા. ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેનો પા મુદત સુધી કેદ, અથવા દંડ, અથવા બંને.

ટીકા.

આ કલમ પ્રમાણેનો ગુનોહ સ્થાપીત થવા નીચેની હકીકત સાબીત થવી જોઇએ.

૧ અમુક ગુનોહ થયો છે એવું તહોમતદાર જાણતો હતો.

૨ જે સખ્સને છુપાવ્યો છે તેણે એ ગુનોહ કર્યો છે.

૩ તે શિક્ષાથી બચે એવા હેતુથી તેને ઘરમાં રાખ્યો, કિંવા છુપાવ્યો.

આ કલમના અપવાદથી જાણવામાં આવશે કે ગુનેહગારની બાયડી ઉપર આ કલમ પ્રમાણેનું તહોમત લાવી શકાય નહીં. કેમકે બાયડી ધણીની બીકે છુપાવે છે એવું કાયદો માને છે. બાયડીને લાભ મળે પણ ધણીને, છોકરાને, નોકરને એમ બીજા કોઇને લાભ મળતો નથી. આ. પ્ર. ૧૦૨૮

બાઈડીને આ અપવાદનો લાભ મળે એટલા માટે તે તહોમતદાર ની કાયદેસર ઓરત છે એવું સાબીત થવું જોઇએ. મી. માર્ટીન કહેછે કે સ્ત્રી પુરૂષ સાથે રહેતાં હોય તો આ અપવાદનો લાભ સ્ત્રીને મળે (જુઓ તેના ફોજદારી પુરાવનું પુસ્તક પૃ. ૧૭)

કલમ ૨૧૩ મી

| | | |
|---|---|---|
| સેસનકોર્ટ | કોઇ શખસને શિક્ષાથી બચાવવા બક્ષીસ વીગેરે લેવી, તે ગુનોહ. દેહાંત શિક્ષા જોગ હોય, તો | વગર વારંટે પકડી શકે નહીં, વારંટ નીકળે, જામીન લઇ શકાય. |

સીક્ષા.

૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ અથવા પેહેલા વર્ગનો માજીસ્ટ્રેટ. | તે ગુનોહ જો જીવતાંસુધી સમુદ્ર પારની, અથવા ૧૦ વરસની કેદની શિક્ષા જોગ હોય, તો. | એજ |

સીક્ષા.

૩ વરસસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ.

| | | |
|---|---|---|
| ૧લા વર્ગનો મા જીસ્ટ્રેટ, અથવા જે કોર્ટથી તે ગુનાહનો ઇનશાફ થઇ શકતો હોય તે કોર્ટ. | અગર ૧૦ વરસ કરતાં ઓછી કેદની શિક્ષા જોગ હોય, તો. | એજ. |

સીક્ષા.

તે ગુનાહને માટે ઠરાવેલા પ્રકારની, તથા ઘણામાં ઘણી જ મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધી કેદ, અથવા દંડ, અથવા બંને.

ટીકા.

આ કલમ પ્રમાણેનો ગુનોહ સ્થાપીત કરવા માટે નીચે પ્રમાણે સાબીત થવું જોઇએ.

૧ ગુનોહ થયેલો હોવો જોઇએ.

૨ તે ગુનોહ છુપાવવો, કિંવા તે ગુનાહના ગુનેહગારને છુપાવવો, કિંવા તેને સજા થાય માટે કામ નહીં ચલાવવું.

૩ તેના બદલામાં કાંઈ અવેજ લેવો, કિંવા લેવાનું કબુલ કરવું, કિંવા તેમ કરવાની કોશીશ કરવી. (આવો અવેજ પૈસા એકલાજ નહી એવું સમજવું. જુઓ કલમ ૧૬૧ માં અવેજની વ્યાખ્યા આપી છે તે.)

આ કલમના અપવાદ પ્રમાણે છીનાળાનો ગુનોહ માંડીવાળવા કાંઇ અવેજ લે તો તે ગુનોહ નથી.

કલમ ૨૧૪ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | કોઇ ગુનેહગારને બચાવવાના બદલામાં કાંઇ મીલકત પાછી આપવા સારૂ બક્ષીસ આપવી, તે ગુનોહ જો દેહાંત શિક્ષાજોગ હોય, તો | વગર વારંટે પકડાય નહી, વારંટ નીકળે, જામીન લઇ શકાય. |
| સીક્ષા. ૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | | |

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ અથવા ૧લા વર્ગનો માજીસ્ટ્રેટ. | તે ગુનોહ જો જીવતાં સુધી સમુદ્રપારની, અથવા ૧૦ વરસ સુધી કેદની શિક્ષા જોગ હોય તો. | એજ. |
| સીક્ષા. ૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | | |

| | | |
|---|---|---|
| ૧લા વર્ગનો મા જીસ્ત્રેટ અથવાજે કોર્ટથી તે ગુના હનો ઈનસાફ થ ઈ શકતો હોયતે કોર્ટ. | અગર ૨૦ વરસ કરતાં ઓછી કેદની શિક્ષા જો ગ હોય, તો. | એજ. |

સીક્ષા.

તે ગુનાહને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધી કેદ, અથવા દંડ, અથવા બંને.

ટીકા.

આ કલમનો અપવાદ આ પ્રમાણે છે—જે બાબતમાં થયેલો ગુનોહ ગુન્હેગારના ઇરાદા સાથે નીસ્બત ન રાખતાં ફક્ત તેનું કાંઈ કામજ હોય અને જે કામને માટે જેને નુકશાન થયું હોય તે સખ્સ દિવાનીમાં ફરીઆદ કરી શકતો હોય તેવી કોઈ પણ બાબતમાં ૨૧૩ અને ૨૧૪ મી કલમના ઠરાવો લાગુ પડતા નથી.

હવે ત્યારે એવા કયા ગુન્હા છે કે જે માટે દિવાનીમાં ફરીઆદ થઈ શકે, અને માંહો માંહે માંડીવાળી શકાય. ક્રી. પ્રો. કોડ કલમ. ૨૧૦ માં કહેછે કે ક્રી. પ્રો. કોડના બાબ ૧૬ મા પ્રમાણે જે ગુન્હાઓનું કામ ચાલી શકે તે ગુન્હા માંહો માંહે માંડીવાળી શકાય એટલે સમન્સ કેસ હોય તેજ માંડીવળાય સમન કેસ એટલે જે ગુન્હા માટે છ માસ સુધીની કેદ, અથવા એકલો દંડ થઈ શકે, અથવા બેઉ સજા થઈ શકે એવા ગુન્હાના કામ તે સમન્સ કેસ કહેવાય છે જુઓ ક્રી. પ્રો. કોડ કલમ ૪ અને ૧૪૮.

એવા માંહો માંહે માંડીવાળી શકાય (રાજી નામું આપી શકાય) તે ગુન્હા નીચેની કલમ પ્રમાણેના છે તે કલમોની બાબત જોયાથી જણાશે.

કલમ ૧૩૭-૧૩૮-૧૪૦-૧૪૩-૧૫૧, ૧૫૨નો બીજો ભાગ, ૧૫૪, ૧૫૫, ૧૫૬, ૧૫૭, ૧૫૮, ૧૬૦, ૧૭૧, ૧૭૨, ૧૭૩, ૧૭૪, ૧૭૫, ૧૭૬, ૧૭૭ નો પહેલો ભાગ, ૧૭૮, ૧૭૯, ૧૮૦, ૧૮૨, ૧૮૩, ૧૮૪, ૧૮૫, ૧૮૬, ૧૮૭, ૧૮૮, ૨૦૨, ૨૨૮, ૨૬૯, ૨૭૧, ૨૭૨, ૨૭૩, ૨૭૪, ૨૭૫, ૨૭૬, ૨૭૭, ૨૭૮, ૨૭૯, ૨૮૨, ૨૮૩, ૨૮૪, ૨૮૫, ૨૮૬, ૨૮૭, ૨૮૮, ૨૮૯, ૨૯૦, ૨૯૧, ૨૯૨, ૨૯૩, ૨૯૪, ૩૩૪, ૩૩૬, ૩૩૭, ૩૪૧, ૩૫૨, ૩૫૮ ૪૨૬, ૪૮૭, ૪૯૦, ૪૯૧, ૪૯૨, ૫૧૦.

વળી ક્રી. પ્રો. કોડ કલમ ૬૧ પ્રમાણે પબ્લીક પ્રોસીક્યુટર કોર્ટની પરવાનગી લઈને જે ગુન્હાનું પોતે કામ ચલાવતો હોય તે ગુન્હાનું તહોમત કાઢી લઈ શકે છે. પછી તે ગુન્હો ગમે તેવો મોટો હોય તેની ચીંતા નહી.

૧ બુદ્ધિ પુર્વક મહાવ્યથા કર્યાની ફરીઆદ માંહોમાંહે માંડી વળાય નહીં. ૭ અ. હા. રી. પ્ર. ૩૦૨ મદન મોહનના કામમાં.

૨ બુદ્ધિપુર્વક વ્યથા કર્યાનો ગુન્હો માંહોમાંહે માંડીવાળી શકાય—રાણીવિરૂદ્ધ જેઠા ભાલા ૧૦ મું. હા. રી પ્ર. ૬૮

૩ આ કાયદાની કલમ ૩૬૩ પ્રમાણે મનુષ્ય હરણનું તહોમત પાછું ખેંચી લઈ શકાય છે—રાણી વિરૂદ્ધ ગોપી મોહન મીસર ૨૨ વી. રી. પ્ર. ૨૬.

૪ છીનાળીનો ગુન્હો માંહો માંહે માંડી વાળી શકાયછે એવું આ કલમના (ડી) દ્રષ્ટાંતથી જણાય છે, પરંતુ હાલ એવો ઠરાવ થયો છે કે છીનાળાનો કેસ સેશન કમીટ થાય ત્યાં સજા થાય તો પછી અપીલ વખતે માહોમાંહે માંડીવાળી શકાય નહીં.—કેશરે હિંદ વિરૂદ્ધ ધોમસન-૨ ઈં. લા. રી. (અલાહબાદ) પ્ર. ૩૩૯.

૫ "બુદ્ધિપુર્વક," "ઈરાદા પુર્વક," "કપટથી" અને "બદદાનતથી" એ અથવા એવી વ્યાખ્યા જે ગુન્હાની હોય તે બાબતની ફરીઆદ માંડી વાળી શકાય નહીં અને તેથી બુદ્ધિપુર્વક મહાવ્યથા કર્યાનું તહોમત માંહો માંહે માંડી વાળી શકાય નહીં. રાણી વિરૂદ્ધ રહીમત ૧ ઈં. લા. રી. (મુંબઈ) પ્ર. ૧૪૭.

## કલમ ૨૧૫ મી.

| | | |
|---|---|---|
| પેહેલા વર્ગનો માજીસ્ત્રેટ. | ગુન્હાથી ગએલી જીલક્ત પાછી મેળવવામાં મદદ કરવા સારૂ કાંઈ બક્ષીસ લેવી અને ગુન્હેગારને પકડી નહી આપવો. | વગર વારંટ પકડાય નહી વારંટ નીકળે જમાન લેવાય |

**સીક્ષા.**

૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બેઉ.

### ટીકા.

જુવો કલમ ૨૧૩, ૨૧૪ ઉપરની ટીકા.

## કલમ ૨૧૬ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ અથવા ૧લા વર્ગનો માજીસ્ત્રેટ. | જે ગુનેહગાર કેદમાંથી નાઠો હોય, અથવા જેને પકડવાનો હુકમ થયો હોય, તે ગુનેહગારને ઘરમાં રાખવો, તે ગુનોઉ દેહાંત શિક્ષા જોગ હોય, તો. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે જામીન લઈ શકાય |

**સીક્ષા.**

૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

| | | |
|---|---|---|
| એજ | જીવતાં સુધી સમુદ્રપારની અથવા ૧૦ વરસ સુધી કેદની શિક્ષા જોગ હોય, તો. | એજ |

સીક્ષા.

૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ

| | | |
|---|---|---|
| પેહેલા વર્ગનો માજીસ્ટ્રેટ, અથવા જે કોર્ટથી તે ગુનાહનો ઇનસાફ થઇ શકતો હોય તે કોર્ટ | અગર ૧૦ વરસ નહી પણ ૧વરસ સુધી કેદની શિક્ષા જોગ હોય, તો | એજ |

સીક્ષા.

તે ગુનાહને માટે ઠરાવેલા પ્રકારની, તથા ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધી કેદ, અથવા દંડ, અથવા બંને.

કલમ ૨૧૭ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનોમા જીસ્ટ્રેટ. | કોઈ સખસને શિક્ષાથી અથવા કાંઇ મિલકતને સરકાર જપ્ત થતા બચાવવાના ઇરાદાથી કોઇ સરકારી નોકર કાયદાનો હુકમ નહી માને તો. | વગર વારંટે પકડાય નહી. સમન નીકળે જમાન લેવાય. |

સીક્ષા.

બે વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બેઉ.

ટીકા.

૧ ગામડાનો હીસાબ રાખનાર અને ગામડાના મુનસફના સીપાઇઓ હુકમ ન માને તો તેમની ઉપર આ કલમ પ્રમાણે કામ ચાલી શકે નહીં ૧. ઇ. લા. રી. (મદ્રાસ) પ્ર. ૨૯૯.

૨ એક તોહમતદાર ઉપર આ કલમ પ્રમાણે તોહોમત મુકવામાં આવ્યું પણ એ તોહોમતમાં કાયદાનો શું હુકમ હતો અને તે તેણે કેવી રીતે ન માન્યો તે ખુલી રીતે બતાવ્યું નહોતું તેમાં ઠરાવવામાં આવ્યું કે તોહોમતદાર ઉપર આ પ્રમાણે અધુરૂં તોહોમત મુકવામાં આવ્યુંહોય ત્યારે અપીલ વખતે ફરીયાદાનું કામ તોહોમતદારનો ઇનસાફ થતો વખતે જે સમજવામાં આવ્યું હોય તે હદનાંજ રેહેવાનું છે. કેસરેહિંદ વિરૂદ્ધ બાબન. ૨ ઇ. લા. રી. (મુંબાઇ) પ્ર. ૧૪૨

૩ આ કલમ પ્રમાણેનો ગુનોહ સ્થાપીત થવા માટે જે સખસને તેણે છોડી મુક્યો હોય તે સખસને સીક્ષા થાય એવા ભયમાં હતો એવું છોડનાર સખસ જાણતો હતો. અને તે સજાથી બચી જાય એવા ઇરાદાથીજ તેને છોડી મુકયો એવું સાબીત થવું જોઇએ.

### કલમ ૨૧૮ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટથી | સરકારી નોકરે કોઇ સખસને સીક્ષાથી અથવા કાંઇ મિલકતને સરકાર જપ્ત થવાથી બચાવવાના ઇરાદાથી કાંઇ ખોટું દફતર અથવા લખાણ બનાવવું. | વગર વારંટે પકડાય નહીં વારંટ નીકળે જમાન લેવાય. |

**સીક્ષા.**

૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બેઉ.

**ટીકા.**

૧ કોઇ કુલકરણી પોતાના ગામમાં બનેલા ગુનાહ વિષે ઇરાદા વગેરેથી ખોટો રીપોટ કરે તો તેણે આ કલમ વિરૂદ્ધ ગુન્હો કર્યો ગણાય રાણી. વિરૂદ્ધ. મહલાર રામચંદ્ર ૭. મું. હા. રી. પ્ર. ૬૪ (ફોજદારી)

૨ આ કલમ પ્રમાણેના તોહોમતમાં તોહોમતદારનો એવું કરવા ઇરાદો શું હતો તે મુખ્ય તપાસવાની બાબત છે. ૮. વી. પ્ર. ૨૭

### કલમ ૨૧૯ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ | કોઈ ઇનસાફી મુકદમા મધ્યે પોતે કાયદા વિરૂધ છે એમ જાણતો હોય એવા હુકમ રીપોટ વગેરે કોઇ સરકારી નોકર કરે. | વગર વારંટે પકડાય નહીં વારંટ નીકલે જામીન લઇ શકાય. |

**સિક્ષા.**

૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ. અથવા બેઉ.

## કલમ ૨૨૦ મી.

| | | |
|---|---|---|
| સેશન કોરટ. | જે સખસને અધીકાર ન હોય તે સખસ કાયદા વિરૂધ ચાલું છઉ એમ જાણીને કોઇને તેના ઇનસાફ થવા સારૂ કમીટ કરે અથવા કેદમાં મોકલે | વગર વારંટે પકડાય નહી, વારંટ નીકળે જામીન લેવાય |

**સીક્ષા.**

૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

### ટીકા.

૧ યોગ્ય અને વાજબી ફરીયાદ કિંવા શક કેહેને ગણવો તે દરેક કેસની કેફીયત ઉપર આધાર રાખે છે. પકડેલા સખસ ઉપર શક આવે એવો કાંઇ વાજબી આધાર હોવો જોઇએ કોઇ પોલીસ અમલદાર પોતાની મરજી પ્રમાણે કોઇ સખસને પકડી કમીટ કરેતો આ કલમ પ્રમાણે સજા થાય. ૭. વી. રી. પ્ર. ૩.

૨ કાયદા વિરૂદ્ધ કેદ કર્યાના પુરાવથી તોહોમતદારનો ઉદેશ સાબીત થતો નથી અને તેટલા માટેજ કેદીને આ કલમ પ્રમાણે સજા થાય નહી. આ કલમ અધીકારનો ખોટો ઉપયોગ કરી જાણી જોઇને કાંઇ કાયદા વિરૂદ્ધ કર્યા કરેયું હોય તેને લાગુ પડે છે. ૯. મું. હા. રી. પ્ર. ૩૪૯.

કલમ ૨૨૧ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | જે સરકારી નોકરની કાયદા મુજબ કોઇને પકડવાની ફરજ હોય તે સરકારી નોકર તેને પકડવામાં ઇરાદાથી કસુર કરે.. અને તે ગુનોહ દેહાંત શિક્ષા જોગ હોય. તો. | વગર વારંટે પકડાય નહીં, વારંટ ની કળે જામીન લઇ શકાય. |

શિક્ષા.

૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ કરે, અથવા ન કરે.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ અથવા ૧લા વર્ગનો માજીસ્ટ્રેટ. | અજર જીવતાં સુધી સમુદ્રપારનો અથવા ૧૦ વરસ સુધી કેદની શિક્ષા જોગ હોય, તો. | એજ. |

સીક્ષા.

૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ કરે, અથવા ન કરે.

| | | |
|---|---|---|
| પેહલા અથવા બીજા વર્ગનો મા. જીસ્ટ્રેટ. | અગર ૧૦ વરસ કરતાં ઓછી કેદની શિક્ષા જો. મ હોય, તો. | એજ. |

**સીક્ષા.**

૨ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ કરે, અથવા ન કરે.

## ટીકા.

આ કલમ પ્રમાણેના તોહોમતમાં તહોમતદાર કયો હોદો બજાવે છે તે, તથા કયા તહોમતદારને તેણે નાશી જવા દીધો તે બતાવવું જોઇએ. (કરી. પ્ર. ૧૬૯.)

## કલમ ૨૨૨ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ | જે સખસોની ઉપર કોઈ ઇનસાફની કોરટે શિક્ષાનો હુકમ કર્યો હોય તે સખસને પકડવાની જે સરકારી નોકરની ફરજ હોયતેતે સખસને પકડવામાં ઇરાદાથી કસુર કરે તેની ઉપર મોતની સજાનો હુકમ થયો હોય, તો | વગર વારંટે પકડાય નહી<br>વારંટ નીકળે જમાન ન લેવાય |

**સીક્ષા.**

જીવતાં સુધી સમુદ્રપાર અથવા ચઉદ વર્ષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ, કરે અથવા ન કરે.

| | | |
|---|---|---|
| એજ | અગર જીવતાં સુધી સમુદ્ર પારની અથવા દશ વર્ષ સુધી કેદ તેથી વધારે સાસનીકે દાસત્વની અથવા કેદની સરીક્ષાનો હુકમ થયો હોય તા. | ઉપર પ્રમાણે. |

શિક્ષા.

૭ વરસ સુધી બેમાંના ગમે ત પ્રકારની કેદ તથા દંડ કરે અથવા ન કરે.

| | | |
|---|---|---|
| સેસન કોરટ અથવા પેહેલા વર્ગનો માજીસ્ટ્રેટ | અગર દશ વરસથી ઓછી મુદતની શિક્ષાનો હુકમ થયો હોય | વગર વારંટે પકડાય નહી. વારંટ નીકળે જમાન લેવાય. |

સીક્ષા.

૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથાવા દંડ અથવા બેઉ.

કલમ ૨૨૩ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનો માજીસ્ટ્રેટ. | સરકારી નોકર ગફલતીથી કોઈ કેદીને નાશી જવા દે. | વગરવારંટે પકડાય નહી, સમન નીકળે જમાન લેવાય. |

સીક્ષા.

બ વર્ષ સુધી આસાન કેદ અથવા દંડ અથવા બેઉ.

### ટીકા.

કેદી કાંઈ એવી યુકતીથી નાહાશી જાય કે એવી યુકતી તે કરશે એવી સાધારણ રીતે કલ્પના થઈ શકે નહી એટલે કે કાંઈ સાધારણ યુકતી કરી નાશી જાય તો કિંવા ચારપાંચ કેદી મળી પેહેરેગીરને દાબી નાશી જાય તો પેહેરેગીર ઉપર ગફલતીનું તોહોમત લાવવા આવ્યું જોઈએ.

૧ જેલમાં જે કેદીઓને સજા થઈ હોય તેની તકેદારી રાખવા જેલમાં કેદીઓને વારડર (તકેદારી રાખનાર) ઠરાવવામાં આવે છે તે વારડરો કેદીને નાશી જવાદે તો તેઓ પણ આ કલમ પ્રમાણેના ગુનેહગાર છે. રાણી. વિરૂદ્ધ કાલાચંદર મોધત્રી. ૭ બી. રી. પ્ર. ૯૯.

### કલમ ૨૨૪ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનોમા જીસ્ટ્રેટ | કોઈ સખસને કાયદા મુજબ પકડતા હોય તેમાં તેણે સામા થવું કિંવા હરકત કરવી કિંવા કાયદાસર કેદમાંથી નાશી જવું | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમા ન લેવાય |

**સીક્ષા.**

બે વર્સસુધી બેમાના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

### ટીકા.

આ નાશી જનાર કેદી હાથ આવે તો તેની તજવીજ ક્યાં થાય તે માટે જુવો ક્રી. પ્રો. કો. કલમ. ૬૭ નું દ્રષ્ટાંત (ડ)

આ કલમ પ્રમાણે તોહોમતદારને થએલી સજાનો એકદમ અમલ થાય કિંવા ભાગતી વખતે જે શીક્ષા બાકી હોય તે પુરી થઈ રહે થાય

ક્રી. પ્રો. કો. કલમ ૩૧૯.

૧ એક તોહોમતદાર ઉપર કાયદાશર કેદમાં લેતાં અડચણ કરવાનુ તથા કલમ ૨૨૫ પ્રમાણે કેદમાં લેતાં સામો થયાનું અને કલમ ૩૫૩ પ્રમાણે સરકારી નોકર ઉપર કાયદાસર કામ કરતાં હુમલો કર્યાનું એવી રીતે ત્રણ તોહોમત લગાડવામાં આવ્યાં અને ત્રણેની જુદી જુદી સજા કરવામાં આવી તેમાં ઠરાવવામાં આવ્યું કે તોહોમતદાર ઉપર ત્રણ તોહોમત રહી શકે નહિ. કાંતો કલમ ૨૨૪ પ્રમાણે, કાંતો કલમ ૨૨૫ પ્રમાણે શીક્ષા કરવી જોઇએ. રાણી વિરૂદ્ધ કાલાશંકર સુનદીયાલ ૩. બે. લા. રી. પ્ર ૧૪ ( ફોજદારી ) રાણી વિરૂદ્ધ વીના લેખ. ૩. બે. લા. રી. પ્ર. ૧૫

૨ જે સખ્સ પેનલ કોડમાં બતાવેલા ગુન્હા વિરૂદ્ધ ગુન્હો કરીને નાશી જાય તેને આ કલમ લાગુ પડેછે એટલુંજ નહિ પણ બીજા કોઇ કાયદાને આધારે તેને કેદ રાખ્યો હોય તેમાંથી તે નાશી જાય તો તેને પણ લાગુ પડેછે. કો. ઇ. ડા. પ્ર. ૩૩૭

૩ સમુદ્ર પાર લઇ જતાં રસ્તામાંથી કેદી નાસે તેને આ કલમ લાગેછે. રાણી વિરૂદ્ધ રામસ્વામી. કો. ઇ. ડા. પ્ર. ૩૪૯.

૪ સારી ચાલના જમાન આપવા માટે કેદ રાખેલો સખ્સ નાશી જાય તો તેણે આ કલમ પ્રમાણે ગુન્હો કર્યો ગણાય નહી. ૭. મ. હા. રી. પ્ર. ૪૧. કલમ ૧૨૭ (અ) પ્રમાણે ગુન્હો કર્યો ગણાય.

૫ કેદી જ્યાંથી નાશી ગયો હોય ત્યાં તેનો ઇનસાફ થાય જ્યાં પકડાય ત્યાં થાય નહી. રાણી વિરૂદ્ધ ડોસા સેરા ૧. મુ. હા. રી. પ્ર. ૧૩૯.

૬ કેદી ઉપર નાશી જવાના તોહોમત સાથે વળી એ નાશી જવાથી સરકારી નોકરને સરકારી કામ કરતાં હરકત કરી એવી રીતે કલમ ૧૮૬નું તોહોમત આવે નહી. રાણી. વિરૂદ્ધ પોસુ. ૧ મુ. હા. રી. પ્ર. ૧૨૮.

કલમ ૨૨૫ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનો માજીસ્ટ્રેટ. | કોઈ સખસને કાયદા મુજબ પકડતા હોય તેમાં કોઈ બીજા સખસે સામાં થવું અથવા હરકત કરવી, અથવા કાયદાસર કેદમાંથી તેને છોડાવવો. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમા ન લઈ શકાય. |

શિક્ષા.

બે વર્સસુધી બેમાના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને.

| | | |
|---|---|---|
| સેશન કોરટ અથવા પેહેલા વર્ગનો માજીસ્ત્રેટ | અગર તેની ઉપર જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વર્સસુધી કેદની સીક્ષા થઈ શકે એવા ગુન્હાનું તોહોમત હોય તો. | વગર વારંટે પકડાય વારંટ નીકલે જમા ન લઈ ન શકાય. |

સીક્ષા.

૩ વર્ષ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

| | | |
|---|---|---|
| સેસન કોરટ. | અગર દૃષ્ટાંત સીક્ષા થઈ શકે એવા ગુન્હાનું તહોમત હોય તાં. | ઉપર પ્રમાણે. |

સીક્ષા.

૭ વર્ષ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

| | | |
|---|---|---|
| ઉપર પ્રમાણે. | અગર જે સખસની ઉપર જીવતાં સુધી સમુદ્રપાર ની સીક્ષાનો અથવા દશ-વર્ષ સુધી કે તેથી વધારે સમુદ્રપાર, વગેરેનો હુકમ થયો હોય. | ઉપર પ્રમાણે. |

સીક્ષા.

સાત વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

| | | |
|---|---|---|
| ઉપર પ્રમાણે. | અગર મોતની સજાનો હુકમ થયો હોય તો. | ઉપર પ્રમાણે. |

સીક્ષા.

જીવતાં સુધી સમુદ્રપાર અથવા દસ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

કલમ ૨૨૫ અ.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનો માજીસ્ટ્રેટ. | સારી રીતે ચાલવા બાબત જામીન આપવાને ચુક્યાના સબબથી કેદમાં રાખ્યો હોય ત્યાંથી નાશી જવું. અથવા નાશી જવાની કોશીશ કરવી. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જ માની લેવાય. |

**સીક્ષા.**

એક વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

**ટીકા.**

સારી ચાલના જમાન માજીસ્ટ્રેટ વગેરે કયારે લઇ શકે છે તે માટે જુઓ ક્રી. પ્રો. કો. કલમ ૫૦૪થી ૫૧૭ સુધી.

કલમ ૨૨૬ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ. | સમુદ્રપારથી કાયદા વિરૂધ પાછું આવવું. | વગર વારંટે પકડાય. વારંટ નીકળે જ માન લેવાય. |

**સીક્ષા.**

જીવતાં સુધી સમુદ્રપાર તથા દંડ તથા સમુદ્રપાર જતાં પેહેલાં ત્રણ વરસ સખત કેદ.

**ટીકા.**

૧ સમુદ્રપાર લઇ જતાં રસ્તામાંથી કેદી નાસે તો આ કલમ પ્રમાણે સજા થાય નહી. તે માટે કલમ ૨૨૪ છે. રાણી. વિરૂધ. રામસ્વામી કો. ઈ. ડા. પ્ર. ૩૪૯.

२ આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત કરવા માટે તોહોમતદારને ખરેખર સમુદ્રપાર કરવામાં આવ્યો હતો અને ત્યાંથી તેની સજા પુરી થયા અવલ નાશી આવ્યો એ હકીકત સાબીત થવી જોઇએ. ૪. મ. હા. રી. પ્ર. ૧૫૨.

## કલમ૨૨૭ મી.

| | | |
|---|---|---|
| જે કોરટ અસલ ગુન્હાની તજવીજ કરી શકે તે કોરટ. | સીક્ષાની માફીની સરત તોડવી. | વગર વારંટે પકડાય નહી સમન ની કળે જમાન ન લેવાય. |

સીક્ષા.

અસલ હુકમની સીક્ષા અથવા તે માંહેલી ભોગવવી બાકી રહી હોય તે.

## કલમ ૨૨૮ મી.

| | | |
|---|---|---|
| જે કોરટમાં ગુન્હો થયો હોય તે કોરટ ક્રી.પ્રો. કો.નો બાબઉર લાગુછે. | કોઈ સરકારીનોકર કાંઇ ઇનસાફી મુકદમાના કાંઈ પગ ભાગમાં બેઠા છતાં તે નુંઇરાદાથી અપમાન કરવું અથવા તેને હરકત કરવી | વગર વોરંટે પકડાય નહી સમન નીકળે જમાન લેવાય. |

સીક્ષા.

૬ મહીના સુધી આસાન કેદ અથવા રૂપૈઆ ૧૦૦૦ સુધી દંડ અથવા બેઉ.

## ટીકા.

જુઓ ક્રી. પ્રો. કો. કલમ. ૪૩૫.

૧ રેજીસ્ટ્રેશન આક્ટની કલમ ૮૨ પ્રમાણે સબરજીસ્ટ્રાર એ સરકારી નોકર છે અને તેની આગળ જે કામ ચાલે તે આ કલમ ૨૨૮ પ્રમાણે ઇનસાફી કામ કહેવાય અને પુરાવે લેવાનો તેને કાયદા પ્રમાણે અધીકાર છે તેથી પુરાવાના કાયદાની કલમ ૩માં બતાવેલી વાખ્યા પ્રમાણે તેની પણ એક કોરટ છે—સંરધારી લાલના કામમાં ૧૩ મું. હા. રી. પ્ર. ૪૦

૨ એક સબરજીસ્ટ્રારો (અ) ઉપર આ કલમ પ્રમાણે ગુનોહ કર્યાની ફરીયાદ કરી તેમાં તેનો દંડ થયો એ કામમાં ઠરાવવામાં આવ્યું કે સબરજીસ્ટ્રારે સને ૧૮૭૨ ના આક્ટ ૧૦ ની કલમ ૪૩૫—૪૩૬ પ્રમાણે પોતેજ ઇનસાફ કરવો હતો. માજીસ્ત્રેટે અધીકાર વગર કામ ચલાવ્યું માટે તેનો હુકમ રદ કરવામાં આવ્યો. (જુવો ઉપરનોજ ફેસલો)

૩ પુછેલા સવાલનો સીધો જવાબ ન દે અથવા જવાબ દેવાની ગફલત કરવામાં આવે તો તે આ કલમ પ્રમાણે ગુન્હો થતો નથી. રાણી. વિરૂધ. પાંડુબા વીઠોજી. કો. ઈ. ડા. પ્ર. ૩૪૩.

૪. એક જજ કોરટમાં બારીસ્ટરને ગુસો લાગે એવું કાંઈ બોલે તેનો ખુલાસો માગવા એ બારીસ્ટરે કોઇ શખસને એ જજને ખાનગી ઘેર મોકલે તો એ બારીસ્ટરે તથા ખુલાસો પુછવા જનારે કોરટનું અપમાન કર્યું કેહેવાય. કો. ઈ. ડા. પ્ર૦ ૩૪૩.

૫ આ કલમ પ્રમાણેનો ગુન્હો ઠરાવતી વખતે કોરટનો શું તિરસ્કાર થયો તે બાને તેનાં કારણ તોહોમતદારે જે બચાવ કર્યા હોય તે અને કોરટનું ફાઇન્ડીંગ અને ઠરાવ એ સઘળું લખવું જોઇએ. જો એ પ્રમાણે કરવામાં ન આવે તો કરેલી શીક્ષા રદ થાય. કો.ઈ. ડા. પ્ર.૩૪૪.

૬ આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત કરતાં પેહેલાં અપમાન કરવાનો ઈરાદો હતો, એવું સાબીત થવું જોઇએ. રાણી. વિરૂધ હરીકીશનદાસ ૧૫ વી. રી. પ્ર૦ ૬૨.

૭ સાક્ષી હળવે હળવે બોલી કોરટનો વખત ઘણો રોકે તેથી તેણે આ કલમ પ્રમાણે ગુનોહ કર્યો કેહેવાય નહી. ૧૫ વી. રી૦ પ્ર૦ ૫.

૮ કોરટની બાહાર ઉભી તોહોમતદારની તજવીજ થતી હોય ત્યારે તેને ઇસારાથી સમજાવવો એ આ કલમ પ્રમાણે હરકત કરી ગણાય નહી મદ્રાસ હાઇકોરટ તા૦ ૧૭મી જાનેવારી સન ૧૮૭૦

## કેલમ ૨૨૯ મી.

| | | |
|---|---|---|
| પેહલા વર્ગનો માજીસ્ટ્રેટ. | જીરર અથવા આસેસરનો વેષ લેવો. | વગર વારંટે પકડા-યુ નહીં. સમન નીકળે જમાન લેવાય |
| સીક્ષા. બે વર્ષ સુધી એમાંના એમ તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ. | | |

## કલમ ૨૩૦ મી.

શીકો એટલે જે ધાતુ નાણા દાખલ વપરાતી હોય તથા તે ઉપર છાપ મારીને નાણા દાખલ વાપરવા માટે તેને કોઈ સરકારના હુકમથી બાહાર પાડેલી હોય તે ધાતુ સમજવી.

### ટીકા.

૧ અમુક શીકો ચાલતુ નાણું છે કે નહિ તેની કસોટી એ છે કે તેને બજારમાં લઇ જવો અને તેને સાટે કાંઇ માલ મળેછે કે નહિ તે જોવું. આથી તેની કિમત નકી થાય અને આટલા ઉપરથી અકબર બાદશાહના વખતનો શીકો ખોટો બનાવવવો એ આ કલમ પ્રમાણે ખોટો શીકો બનાવ્યો થતો નથી. રાણી વિરૂદ્ધ બાપુ જાદવ ૧૧. મુ. હા. રી. પ્ર. ૧૭૨

કલમ ૨૩૧ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ. | શીકો ખોટો બનાવવો અથવા તે ક્રીયાનો કાંઈ પણ ભાગ બનાવવો. | વગર વારંટે પકડી શકાય. વારંટ નીકળે જમાન મહી લે વાય. |

સીક્ષા.

૭ વર્ષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

ટીકા.

જુવો કલમ ૨૩૦ ઉપરની ટીકા.

કલમ ૨૩૨ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ. | રાણીનો શીકો ખોટો બનાવવો અથવા તેનો કાંઈ ભાગ કરવો. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમાન ન લેવાય. |

સીક્ષા.

૧૦ વર્ષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

કલમ ૨૩૩ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ અથવા પેહેલા વર્ગનો માજીસ્ટ્રેટ. | શીકો ખોટો બનાવવાના કારણસર હથીયાર બનાવવાં, વેચવાં અથવા ખરીદવાં. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમાન ન લેવાય. |

સીક્ષા.

૩ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

## કલમ ૨૩૪ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ | રાણીનો શીકો ખોટો બનાવવાના કારણસર હથીયાર બનાવવાં. ખરીદવાં અથવા વેચવાં. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમાન લેવાય. નહી. |

સીક્ષા.

૭ વર્સ સુધી એમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

## કલમ ૨૩૫ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ અથવા પહેલા વગનો માજીસ્ટ્રે. | શીકો ખોટો બનાવવાના કારણસર હથીયાર અથવા સામાન પાસે રાખવો. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમાન ન લેવાય. |

સીક્ષા.

૩ વર્ષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ | રાણીનો શીકો ખોટો બનાવવાના કારણસર હોય તો, | એજ. |

સીક્ષા.

દસ વર્સ સુધી એમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ

## ટીકા.

આતાં હથીઆર વગેરે પકડવા માટે માજીસ્ટ્રેટનાં અધીકાર માટે જુવો ક્રી. પ્રો. કો. કલમ ૬૭૭

### કલમ ૨૩૬ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ | હિંદુસ્તાનમાં રહીને હિંદુસ્તાનની બાહાર કાંઇ ખોટો શીકો બનાવવામાં મદદગારી કરવી. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમાન લેવાય નહી. |

**સીક્ષા.**

બ્રીટીશ ઈંડીયા મધ્યે તે શીકો ખોટો કરવામાં મદદગારી માટે જે સજા હોય તે સજા.

### કલમ ૨૩૭ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ અથવા પેહેલા વર્ગનો માજીસ્ટ્રેટ. | ખોટો શીકો જાણી બુઝીને આ દેશમાં લાવવો અથવા આ દેશમાંથી બાહાર લઈ જવો. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમાન લેવાય નહી. |

**સીક્ષા.**

૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

### કલમ ૨૩૮ મી.

| | | |
|---|---|---|
| શેશન કોરટ. | રાણીનો શીકો ખોટો બનાવેલો જાણી બુઝીને આ દેશમાં લાવવો અથવા આ દેશમાંથી બાહારલઇ જવો. | વગર વારંટે પકડાય વારંટ નીકલે. જમા ન લેવાય નહીં. |

**સીક્ષા.**

જીવતાં સુધી સમુદ્રપાર અથવા દસ વર્ષ સુધી બેમાના એમે તે પ્રકારની કેદ તથા દંડ.

### કલમ ૨૩૯ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ અથવા ૧લા વર્ગનો માજીસ્ત્રેટ. | કોઈ શીકો ખોટોછે એમ તે લેતી વખત જાણીને રાખવો તથા તે બીજાને આપવો વગેરે. | વગર વારંટે પકડાય વારંટ નીકલે જામાન ન લઈ શકાય. |

**સીક્ષા.**

પાંચ વરસ સુધી બેમાંના એમે તે પ્રકારની કેદ, તથા દંડ.

### ટીકા.

૧ આ કલમ શીકો ખોટો બનાવનારને લાગુ પડતી નથી પણ જે ખોટા શીકા મેળવે અને જે તેને માટે છે. રાણી વિરૂધ. શીવપ્રસાદ. કો. ૪. ડા. પ્ર. ૩૪૪

## કલમ ૨૪૦ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ અથવા પેહેલા વર્ગનો મજીસ્ત્રેટ. | રાણીના કોઈ શીક્કા માટે તેમ કરવું. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમાન લેવાય નહી. |

**સીક્ષા.**
૧૦ વર્ષ સુધી એમાના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

### ટીકા.

અકસ્માત ખોટા શીકા કબજામાં આવી જાય તો તે ગુન્હો નથી.

## કલમ ૨૪૧ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનો મજીસ્ત્રેટ. | કોઈ માણસની પાસે કોઈ શીકો પેહેલો આવે તે વખતે તે એમ જાણતો ન હોય કે આ શીકો ખોટો છે તેશીકો તે માણસે કોઈને ખરા દાખલ આપવો. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમાન ન લેવાય. |

**સીક્ષા.**
બે વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા જેટલી કીમતનો તે શીકો કર્યો હોય તેથી દશગણો દંડ અથવા બેઉ.

### ટીકા.

૧ આ કલમ પ્રમાણે ગુન્હો સંપુર્ણ થવા માટે તોહોમતદારે જે શીકો ખોટો જાણતો હોય તે ખરા દાખલ લેવાનું કોઈને ભાળાવવાનું પ્રયત્ન કરે અથવા આપે એવું સાબીત થવું જોઈએ. ૪ મ.હા.રીપ્ર.૬૨

## કલમ ૨૪૨ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ અથવા પેહેલા વર્ગનો માજીસ્ટ્રેટ. | કોઈ શીકો કોઈ સખસની પાસે આવતી વખતે તેણે એમ જાણ્યું હોય કે આ શીકો ખોટાછે તે સખસે તે ખોટો શીકો પાસ રાખવો. | વગર વારંટે પકડાય. વારંટ નીકળે જમાન લેવાય નહીં. |
| સીક્ષા. ૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | | |

### ટીકા.

જુવો કલમ ૨૩૯ ની ટીકા.

## કલમ ૨૪૩ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ અથવા પેહેલાવર્ગનો માજીસ્ટ્રેટ. | રાણીનો કોઈ શીકો કોઈ સખસની પાસે આવતી વખતે તેણે એમ જાણ્યું હોય કે આ શીકો ખોટો છે તે સખસે તે ખોટો શીકો પાસે રાખવો. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમાન ન લેવાય. |
| સીક્ષા. ૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ | | |

## કલમ ૨૪૪ મી.

| | | |
|---|---|---|
| શેશન કોરટ. | ટંકશાલામાં નોકર રેહેલા માણસે કાયદામાં ઠરાવેલી વજન અથવા મેળવણીથી જુદા વજન અથવા મેળવણીથી શીકો બનાવવો. | વગર વારંટે પકડી શકે વારંટ નીકળ જમાન ન લેવાય. |

સીક્ષા.

સાત વર્ષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

### ટીકા.

૧ આ કલમ પ્રમાણેના તોહોમતમાં એકલો દંડ થાય નહી. રાણી વિરૂધ બહીર બીન કાસ્ની. ૧ મુ. હા. રી. પ્ર. ૩૧

## કલમ ૨૪૫ મી

| | | |
|---|---|---|
| શેશન કોરટ. | શીકા પાડવાનું કાંઈ હથીયાર કોઈ ટંકસાલામાં કાયદા વિરૂધ લઈ જવું. | વગર વારંટે પકડાય. વારંટ નિકળે જમાન ન લેવાય. |

સીક્ષા.

૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

### કલમ ૨૪૬ મી.

| | | |
|---|---|---|
| શેશન કોરટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ત્રેટ. | દગલબાજીથી કાંઈ શીકાનું વજન ઓછું કરવું. અથવા તેની મેળવણીમાં ફેરફાર કરવો. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમાન ન લેવાય. |
| સીક્ષા. | | |
| ૩ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | | |

### કલમ ૨૪૭ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ અથવા પેહલા વર્ગનો માજીસ્ત્રેટ. | દગલબાજીથી શણીનાશીકાનું વજન ઓછું કરવું. અથવા તેની મેળવણી બદલવી. | વગરવારંટે પકડાય વારંટ નીકળે જમાન લેવાય નહી |
| સીક્ષા. | | |
| ૭ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | | |

### કલમ ૨૪૮ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ અથવા પેહલા વર્ગનો માજીસ્ત્રેટ. | કાંઈ શીકો બીજા શીકાને ઠેકાણે ચાલે એવા ઇરાદાથી તે શીકાનું રૂપ બદલવું. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમાન ન લેવાય. |
| સીક્ષા. | | |
| ૩ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | | |

## કલમ ૨૪૯ મી.

| | | |
|---|---|---|
| સેશન કોરટ અથવા પેહેલા વર્ગનો માજીસ્ત્રેટ. | શાણીનો કાંઈ શીકો બીજા શીકાને ઠેકાણે ચાલે એવા ઇરાદાથી તેનું રૂપ બદલવું. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમાન ન લેવાય. |

**સીક્ષા.**

૭ વરસ સુધી બેમાના ગમેતે પ્રકારની કેદ તથા દંડ.

## કલમ ૨૫૦ મી.

| | | |
|---|---|---|
| સેશન કોરટ અથવા પેહેલા વર્ગનો માજીસ્ત્રેટ. | આ શીકામાં ફેરફાર થયો છે એવું જાણીને તે શીકો પાસે રાખવો અને તે બીજાને આપવો. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમાન ન લેવાય. |

**સાક્ષી.**

૫ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

## કલમ ૨૫૬ મી.

| | | |
|---|---|---|
| સેશન કોરટ અથવા પેહેલા વર્ગનો માજીસ્ત્રેટ. | આ શીકામાં ફેરફાર થયો છે એમ જાણીને શાણીનો શીકો પાસે રાખ્યો હોય તે આપવો. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમાન ન લેવાય. |

**સીક્ષા.**

દશ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

### કલમ ૨૫૨ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ અથવા પેહેલા વર્ગનો માજીસ્ત્રેટ. | કોઈ સખસની પાસે કોઈ ફેરફાર થએલો શીકો આપતી વખતે તેમાં ફેરફાર થએલો છે એમ જાણ્યા છતાં તે પાસે રાખવો. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જામન નહી લેવાય. |
| સીક્ષા.<br>૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | | |

### કલમ ૨૫૩ મી.

| | | |
|---|---|---|
| સેશન કોરટ અથવા પેહેલા વર્ગનો માજીસ્ત્રેટ. | કોઈ સખસની પાસે કાંઈ ફેરફાર થયેલો રાણીનો શીકો આપતી વખત તેમાં ફેરફાર થએલો છે એમ જાણ્યા છતાં તે પાસે રાખવો. | વગર વારંટે પકડાય. વારંટ નીકળે જામન નં લેવાય. |
| સીક્ષા.<br>પાંચ વર્ષ સુધી બેમાંના ગમ તે પ્રકારની કેદ તથા દંડ. | | |

કલમ ૨૫૪ મી

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનો માજીસ્ટ્રેટ. | જે શીકો કોઈ માણસની પાસે રેહેલાં આવતા વખતે તેમાં ફેરફાર થયો છે એમ તેણે જાણ્યું ન હોય તે શીકો તેણે બીજાને ખરા દાખલ આપવો. | વગર વારંટે પકડાય. વારંટ નિકળે જમાન ન લેવાય. |

સીક્ષા.

બે વર્ષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા જેટલી કિંમતનો શીકો હોય તેથી દશ ગણી રકમ સુધી દંડ.

કલમ ૨૫૫ મી.

| | | |
|---|---|---|
| સેશન કોરટ. | સરકારી સ્ટાંપ ખોટો બનાવવો. | વગર વારંટે પકડાય. વારંટ નીકળે જમાન ન લેવાય. |

સીક્ષા.

દશ વર્ષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

ટીકા.

સ્ટાંપ એટલે પોસ્ટની ટીકટ, કોરટ ફીની ટીકટ, હુંડીસ્ટાંપ વગેરે જે જે જાતના સ્ટાંપ સરકાર મેહેસુલ લેવા ઠરાવેછે તેજ અર્થ સમજવો જોઇએ. ખોટો બનાવવો એટલે તેના અસલ રૂપમાં ફેરફાર કરવો કિંવા એવો નવો બનાવવો કે જેથી કોઈ ઠગાઈ જાય.

૧. એક રૂપૈયાના સ્ટાંપ તરીકે એક આનાનો સ્ટાંપ ચલાવવો તે એક રૂપૈયાનો સ્ટાંપ ખોટો બનાવ્યાનો ગુન્હો થતો નથી. રાણી. વિરૂધ. સરૂપચંદરદાસ કો. ઈ. ડા. પ્રે. ૨૪૪

### કલમ ૨૫૬ મી.

| | | |
|---|---|---|
| સેશન કોરટ. | કોઈ સરકારી સ્ટાંપ ખોટો બનાવવાના કારણસર કાંઈ હથીયાર અથવા સામાન પાસે રાખવો. | વગર વારંટે પકડાય. વારંટ નીકળે જમાન લેવાય. |

**સીક્ષા.**
૭ વર્સ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

### કલમ ૨૫૭ મી.

| | | |
|---|---|---|
| શેશન કોરટ. | કોઈ સરકારી સ્ટાંપ ખાટો બનાવવાના કારણસર હથીયાર બનાવવું, વેચવું, અથવા ખરીદવું. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમાન. લેવાય. |

**શિક્ષા.**
૭ વર્સ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

### કલમ ૨૫૮ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ. | સરકારી સ્ટાંપ ખોટો બનાવેલો વેચવો. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમાન લેવાય. |

**સીક્ષા.**
૭ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

કલમ ૨૫૯ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ અથવા પેહેલા વર્ગનો માજીસ્ટ્રેટ. | સરકારી સ્ટાંપ ખોટો બનાવેલો પાસે રાખવો. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમા નં લેવાય. |

સીક્ષા.

૭ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

કલમ ૨૬૦ મી

| | | |
|---|---|---|
| સેસન કોરટ અથવા પેહેલા વર્ગનો માજીસ્ટ્રેટ | કોઈ સરકારી સ્ટાંપ ખોટો બનાવેલો છે એવું જાણ્યા છતાં ખરા દાખલ વાપરવો. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમા ન લેવાય. |

સીક્ષા.

૭ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

### કલમ ૨૬૧ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ અથવા પેહલા વગનો માજીસ્ટ્રેટ. | સરકારને ગેરવ્યાજબી હાની કરવાના ઈરાદાથી જેપર સરકારી સ્ટાંપ હોય તેવા કોઈ પદાર્થ ઉપરથી કાંઈ લખાણ ખેહેરી નાખવું અથવા કોઇ લેખને માટે કાંઈ સ્ટાંપ વાપર્યો હોય તે સ્ટાંપ તે લેખ પરથી કાઢી નાખવો. | વગર વારંટે પકડાય વારંટ નિકળે જમાન લેવાય. |

**સીક્ષા.**

૩ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

### કલમ ૨૬૨ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનોમાજીસ્ટ્રેટ. | કોઈ સરકારી સ્ટાંપ આગળ વપરાએલોછે એવુંજાણ્યા છતાં તે પાછો વાપરવો. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમાન લેવાય. |

**સીક્ષા.**

૨ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

### કલમ ૨૬૩ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ અથવા પેહેલા વર્ગનો માજીસ્ટ્રેટ. | સ્ટાંપ વાપરેલો છે એવી રીતની કાંઈ નિશાંની છોડી નાંખવી. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમાન લેવાય. |

**સીક્ષા.**

૩ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

### કલમ ૨૬૪ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનો માજીસ્ટ્રેટ. | તોલવાનું ખોટું યંત્ર દગલબાજીથી વાપરવું. | વગર વારંટે પકડાય નહી સમન નીકળે જમાન લેવાય |

**સીક્ષા.**

૧ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

### કલમ ૨૬૫ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનો માજીસ્ટ્રેટ. | ખોટું કાટલું અથવા માપ દગલબાજીથી વાપરવુ | વગર વારંટે ન પકડાય સમન નીકળે જમાન લેવાય. |

**સીક્ષા.**

૧ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

## કલમ ૨૬૬મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગના મેજીસ્ટ્રેટ. | ખોટાં કાટલાં અથવા માપ દગલબાજીથી વાપરવા પાસે રાખવાં. | વગર વારંટે પકડાય. નહી સમન નિકળે જમાન લેવાય. |

**શીક્ષા.**

૧ વરસ સુધી બેમાંન ગમે તે પ્રકારની કેદ અથવા દંડ. અથવા બેઉ.

### ટીકા.

આવાં કાટલાં તોહોમતદારના કબજામાં માલુમ પડે તો વિરૂધ સાબીત થતાં સુધી તેણે 'તે વાપરવા' માટેજ પાસે રાખ્યાં એવું ગણવું જોઇએ. અકસ્માત તેના કબજામાં તે આવી ગયાં હોય તો તે હકીકત તેણે સાબીત કરવી પોતાનું બે ગુન્હાપણું સાબીત કરવું જોઇએ (પણ જુઓ નીચેનો ફેસલો.)

આવાં કાટલાં તથા માપ પકડવા માટે પોલીસના ઉપરી અમલદારના અધીકાર માટે જુવો. ક્રી. પ્રો. કો. કલમ ૩૮૧.

૧. મંજુર કરેલાં કાટલાં સીવાય વધારે વજનનાં કાટલાં કોઈ સખસ કબજામાં રાખે તો તેટલાજ ઉપરથી તેણે આ કલમ વિરૂધ ગુન્હો કર્યો ગણાય નહી. તેનો કપટ ભરેલો ઇરાદો હતો એવું સાબીત થવું જોઇએ. રાણી વિરૂધ. દામોદર દયાળજી. ૧ મુ. હા. રી. પ્ર.૧૮૧

કલમ ૨૬૭ મી.

| | | |
|---|---|---|
| પેહલા અથવા બીજા વર્ગનોમા ગુંન્હેગાર | મોટાં કાટલાં અથવા માપ દગલ બાજીથી વાપરવા માટે બનાવવા અથવા વેચવાં. | વગર વારંટે પકડાય નહી સમન ની કેજે જમાન લેવાય. |
| સીક્ષા. | | |
| ૧ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ. | | |

કલમ ૨૬૮ મી.

લોકોપકારક કૃત્ય એટલે શું.

ટીકા.

આવાં લોકાપકારક કૃત્ય અટકાવવા માટે માજીસ્ત્રેટોના અધીકાર માટે જુઓ ક્રી. પ્રો. કો. કલમ ૫૨૧

અમુક કૃત્ય લોકાપકારક છેકે નહી તેનો આધાર તોહોમતદારે કરેલા કૃત્યથી કેટલા માણસોને દુઃખ વગેરે થાયછે તે ઉપર છે. જાહેર રસ્તા ઉપર કાંઈ કૃત્ય કરી આવતાં જતાં માણસને કાંઈ ખરાબ હવા આવે એવું કાંઈ કૃત્ય તોહોમતદારે કર્યું હોય તો તે લોકાપકારક કૃત્ય છે.

પડોસીની ઉંઘમાં ખલેલ પોહોચે એવી રીતે રાત્રીએ મોટે સાદથી ગાઈ ઘણા પાડોશીને દુઃખ આપવું એ લોકાપકારક કૃત્યછે. રાત્રીએ નગારાં જોરથી વગાડવાં એ લોકાપકારક કૃત્ય છે. ઘર નજીક એવો કાંઈ ગંદો વેપાર ચલાવવો કે તેથી પાડોશીને દુરગંધ આવે અને તેથી તેમની તન દુરસ્તી બીગડે તો તે લોકાપકારક કૃત્યછે.

આવાં લોકાપકારક કૃત્ય તોહોમતદાર ઘણા વર્સથી કરતો હોય તો પણ તે બંધેડાવવો પાડોશીનો હકછે આટલા વર્ષ સુધી પાડોશી કેમ બોલેલ નથી એવો બંચાવ તોહોમતદાર લાવી શકે નહી. ઘણા વર્સ

સુધી ચુપ બેસી રેહેવું એ કાયદાની નામંજુરી છે તે નિયમ આવા લોકાપકાર કૃત્યમાં લાગુ નથી.

૧. ખાનગી રસ્તાનું રોકાણ એ લોકાપકારક કૃત્ય નથી. રાણી. વિરૂધ જાનકીનાથ ભટાચાર્જી ૨ વી. રી. પ્ર. ૩૯ (ફોજદારી)

૨. પોતાનો ઘોડો છુટો જતો રાખે નહી એ લોકાપકારક કૃત્ય નથી ક. વી. રી. પ્ર. ૭૧

૩. આ કલમ પ્રમાણેનો ગુન્હો બનવા માટે એવું સાબીત કરવું જોઈએ કે કાંઈ ભય અગર હેરાન ગતી અગર ઈજા સર્વ લોકના કાંઈ જથા અથવા એક જાતના કે વર્ગના લોકોના વિષેસ ભાગને મિલકતનો ઉપભોગ કરતાં ઈજા થઈછે અથવા કાંઈ સાર્વજનીક હકનો ભોગવટો કરતાં ઈજા થઈછે. ઉલટુ રામ વિરૂધ સામેસ્વર ૯ વી. રી. પ્ર. ૭૦ (ફોજદારી).

૪. જમીનનો માલીક નહી પણ જમીનનો ઉપભોગ લેનાર તે જમીન ઉપર ગંદકી રાખ્યાનો જવાબદાર છે. રાણી. વિરૂધ બોન્જે લીલ મોત ૮. વી. રી. પ્ર. ૪૫ (ફોજદારી).

## કલમ ૨૬૯ મી.

| | | | |
|---|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનોમાજીસ્ટ્રેટ. | જીંદગીને જોખમ પોચે એવા રોગનો ચેપ પસરે એવું ગફલતીનું કામ કરવું. | વગર પારંટે પકડાય નીકળે જ | સમન માન લેવાય. |

સિક્ષા.

૬ માસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ. અથવા બેઉ.

### કલમ ૨૭૦ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનોમા જીસ્ટ્રેટ. | જીંદગી ને જોખમ પોચે એવા રોગનો ચેપ પસરે એવું દ્વેશ બુધીનું કામ. | વગર વારંટે પકડાય. સમન નીકળે જમાન લેવાય. |

**સીક્ષા.**

૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બેઉ.

### ટીકા.

કોઈ માહાપતીયાને જાહેર રસ્તામાં ઉઘાડો મુકી તેનો રોગ ઉડીને બીજાને લાગે એવું કરવું તે આ કલમ વિરૂધનો ગુન્હો છે.

આ કલમના સંબંધમાં "દ્વેશ બુધીનું કામ" એટલે શું તે જાણવું અગત્યનું છે. સાધારણ ભાષામાં દ્વેશ બુધીનું કામ એનો અર્થ એછે કે આપણનું કાંઈ વેર હોય અથવા બીજાનું સારૂં દેખી ન શકવાનો દુરગુણ હોય તે શાયછે. કાયદાની ભાષામાં તેનો જુદોજ અર્થ છે. તે એ કે કાંઈપણ કાયદા વિરૂધ કૃત્ય વગર કારણે કિંવા કાંઈ પણ ઇરાદા વગર કર્યું હોય તો તે કરનાર સખસે દ્વેશ બુધીથી કર્યું એવું કાયદો માને છે. (જુવો, આર્ચ. પે. ૨૬૧)

### કલમ ૨૭૧ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનોમા જીસ્ટ્રેટ. | રોગના સબબથી દુર રેહેવા સંબંધી કાંઇ કાનુન ન માંનવી. | વગર વારંટે પકડાય નહી સમન નીકળે જમાન લેવાય. |

**સીક્ષા.**

૬ માસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બેઉ.

## ટીકા.

આવી કાનુન કરેવાનો સને૧૯૭૨ ના આકટ ૧માં સ્થાનીક સરકાર તથા ઇંડીયા સરકારને અધીકાર છે. તે કાનુન નીચે પ્રમાણેની કરવા અધીકાર તેમાં આવ્યોછે.

કોઈ વાહાણુને એવા રોગના સબબથી દુર રાખવા બાબતની અને તે સબબથી દુર રાખેલાં વાહાણોની કીનારા સાથેનો તથા બીજા વાહાણો સાથેના વેહેવાર કેમ ચાલે તેનો બંદોબસ્ત કરવા બાબતની અને જે બંદરમાં કાંઈ ચેપીરોગ ચાલતો હોય તે બંદરો અને બીજા બંદરો વચ્ચે વેહેવાર કેમ ચાલે તેનો બંદોબસ્ત કરવા બાબતની.

### કલમ ૨૭૨ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનોમા જીસ્રેટ. | વેચવાને ઇરાદે રાખેલી ખાવાની અથવા પીવાની વસ્તુમાં ભેળ કરવી. | વગર વારંટે પકડાય નહી સમન નીકળે જમાન લેવાય |

**સીક્ષા.**

૬ માસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ અથવા રૂપૈયા ૧૦૦૦ સુધી દંડ અથવા બેઉ.

## ટીકા.

માણસની ખાંવા પીવાની ચીજમાં ભેળ કરવી એટલા માટેજ આ કલમ નથી જનાવરને ખાવાની ચીજ જેવી કે ચણા વગેરેમાં ભેળ કરે તો તે પણ આ કલમ વિરૂધ ગુન્હો છે.

મુંબઈમાં થોડા દહાડાં ઉપર ચુકેલા કેસમા પોલીસ માજીસ્રેટ મી. નાના મોરોજીએ ઠરાવ્યું હતું કે દુધમાં પાણી મેળવવું એ ગુન્હો નથી.

પણ આ ફેસલો મજબુત ગણેવો મુસ્કેલ છે કે દુધમાં પાણી મેળવાથી તેનો જેટલો ગુણ થાત તેનો તો અટકાવ થયો એ ભુલુછે.

કલમ ૨૭૩ મી.

| | | |
|---|---|---|
| પહેલા અથવા બીજા વર્ગનોમા જીસ્ટ્રેટ | ખાવાની અથવા પીવાની કાંઈ વસ્તુ અવગુણ કારક છે એમ જાણીને વેચવી | વગરવારંટે પકડાય નહી, સમન નીકળે જમાન લેવાય. |

સીક્ષા.

૬ માસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ અથવા રૂપૈયા ૧૦૦૦ સુધી દંડ અથવા બેઉ.

ટીકા.

આવી ચીજ બગડી ગઈ છે અને તેથી અવગુણકારક થઈ ગઈ છે એવું વેચનારે જાણેલું હોવું જોઇએ. આવો બીગાડ કુદરતી રીતે કીંવા માણસના કૃત્યથી થાય છે. તોહોમતદાર તે જાણતો અથવા માનતો હોવો જોઈએ કે તે બગડીને અવગુણકારક થઈ ગઈ છે.

કુદરતી રીતે માલ બગડેલો છે એવું વેચતી વખતે તોહોમતદાર કહેતો પછી તે માલ લેનારને તેણે આવો માલ આપ્યાથી તે ગુન્હેગાર થવો નહી જોઇએ.

કલમ ૨૭૪ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનો માજીસ્ટ્રેટ. | કાંઈ વેચવાના વશાણામાં અથવા ઓસડમાં ભેલ કરવી એવી રીતે કે જેથી તેનો ગુણ ઓછો થાય અથવા તેની અસર બદલાય અથવા તે અવગુણકારક થાય. | વગર વારંટે પકડાય નહીં સમન નીકલે જમાન લેવાય. |

સીક્ષા.

૬ માસ સુધી બેમાના ગમેતે પ્રકારની કેદ અથવા રૂપૈયા ૧૦૦૦ સુધી દંડ અથવા બેઉ.

ટીકા.

જુવો આગલી કલમોની ટીકા.

કલમ ૨૭૫ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનોમાજીસ્ટ્રેટ. | ભેલ થએલાં વેસાણા અથવા ઓસડ વેચવાં અથવા કાંઈ દવાખાનામાંથી ભેલ થએલું વસાણું કે ઓસડ આપવું. | વગર વારંટે પકડાય નહીં, સમન નીકળે જામાન લેવાય |

સીક્ષા.

૬ માસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂપૈયા ૧૦૦૦ સુધી દંડ અથવા બેઉ.

ટીકા.

ભેળ કરવી એટલે તેની તે જાતનું બીજુ વસાણું ભેળવવું એમ નહી. કાંઈ જુદીજ જાતનું ઓસડ ભેળવવું તે ભેળ કરી ગણાય.

કલમ ૨૭૬ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનીમા જીસ્ટ્રેટ. | જાણી બુઝીને કોઈ વર્ણાણુને હિંવા ઓસડને જુદુ વસાણુ અથવા તૈયાર કરેલું ઓસડ હોય એ રીતે વેચવું અથવા દવાખાનામાંથી આપવું. | વગર વારંટે પકડાય નહી સમન નીકળે જમાન લેવાય. |

**શિક્ષા.**

૬ માસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ અથવા રૂપૈયા ૧૦૦૦ સુધી દંડ અથવા બેઉ.

**ટીકા..**

જે અરસ થાય તે ઉપર નહી પણ જે ઠગાઈ કરી વસાણું આપ્યાં હોય તે ઉપર આ કલમ પ્રમાણેના તહોમતનો આધાર છે.

કલમ ૨૭૭ મી.

| | | |
|---|---|---|
| કોઈપણ માજીસ્ટ્રેટ. | સાર્વજનીક ઝરા અથવા જળાશયનું પાણી મેલુ કરવું. | વગર વારંટે પકડાય સમન નીકળે જમાન લેવાય. |

**સીક્ષા.**

૩ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂપૈયા ૫૦૦ સુધી દંડ અથવા બેઉ

**ટીકા.**

સાર્વજનીક ઝરો એટલે જે કુવા વગેરેમાંથી ઘણાં લોક અથવા અમુક લોકનો જથ્થો પાણી લેતો હોય તે ઝરો.

૧. આ કલમમાં સાર્વજનીક ઝરા અથવા જળાશય એવા શબ્દ છે તેમાં સાર્વજનીક નદીનો સમાવેશ થતો નથી. માછલાં પકડવા માટે

નદીમાં ઝાડની ડાળી નાંખી હોય તો તેથી આ કલમ પ્રમાણે ગુન્હો બનતો નથી. કેશરેહિંદ વિરૂધ. હોળોધર. ૨ ઈ. લા. રી. (કલકત્તા) પૃ. ૬૮૩

## કલમ ૨૭૮ મી.

| | | |
|---|---|---|
| કોઇ પણ માજીસ્ટ્રેટ. | હવાને તનદુરસ્તીમાં બીગાડ કરે એવી કરવી. | વગર વારંટે પકડાય નહી સમન નીકળે જમાને લેવાય. |
| સીક્ષા. રૂપૈયા ૫૦૦ સુધીનો દંડ. | | |

### ટીકા.

જુવો કલમ ૨૬૮ ઉપરની ટીકા.

## કલમ ૨૭૯ મી.

| | | |
|---|---|---|
| કોઈ પણ માજીસ્ટ્રેટ. | સરીયામ રસ્તા ઉપર બેફીકરાઈથી હાંકવું અથવા સવારી કરવી એવી રીતે કે તેથી માણસની જીંદગી જોખમમાં રહે વગેરે. | વગર વારંટે પકડાય સમન નીકળે જમાન લેવાય. |
| સીક્ષા. ૬ માસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ અથવા રૂપૈયા ૧૦૦૦ સુધી દંડ અથવા બેઉ. | | |

### ટીકા.

આ કલમ પ્રમાણેના તોહોમતમાં માણસની જીંદગીને જોખમ પોહોચેલું હોવું જોઇએ એવી જરૂર નથી સરીઆમ રસ્તે આવી બેફી-

કરાઇથી ગાડી વગેરે હાંકતાં જોવામાં આવે કે તુરત પકડવામાં આવે છે આવી રીતે હાંકતાં માણસની જીંદગીને જોખમ પોહોચે તો વ્યથા થાય તો કલમ ૩૩૭—૩૩૮ પ્રમાણે અને જો તેથી વધારે હાની થાય તો તે ગુનાહની કલમો પ્રમાણે સજા થાય છે.

વળી આ કલમ પ્રમાણેના તોહોમતમાં આવી રીતે હાંકવા વગેરે માટે તોહોમતદારનો ઇરાદો શું હતો તે પણ જોવાની જરૂર નથી કેમકે આ કલમમાં એવું હાંકવું ઇરાદાથી કર્યું હોય એવા શબ્દો નથી.

ઘોડા અકસ્માત ચમકી જોરભર ગાડી તાણી જાય તો તે બચાવ તોહોમતદારનો છે. પણ ચમકે એવા મારા ઘોડા છે એવું તે જાણતો હોય તેમ છતાં, રસ્તે ચાલતાં જોરભર ઘોડા દોડે તો ગાડીવાળો આ કલમ નીચેના ગુન્હામાં આવેછે. આથી એમ સમજવાનું નથી કે રસ્તે ચાલતાં લોકોએ પોતાની કાંઇ સંભાળ નહી લેવી.

મોટા મેળાઓના દીવસે ગાડીની ઠઠ ઘણી ભરાઇ હોય તે વખતે ગાડી પુર જોરથી હાંકર્યા વગર બીજો રસ્તો નહોતો એવું હોય તો ગાડી વાળાનો બચાવ થાય.

૧. આ કલમ વિરૂધનું તોહોમત ગાડીના માલીક ઉપર નહી પણ ગાડી હાંકનાર ઉપર આવેછે લારીમેસ.વિરૂધ. પરનેકુદેન.૧૪વી.રી.પ્ર.૩૨

## કલમ ૨૮૦ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનો માજીસ્ટ્રેટ. | બે ફીકરાઇથી વાહાણ ચલાવવું એવી રીતે કે તેથી માણસની જીંદગી જોખમ માં રહે. | વગર વારંટે પકડાય સમન નીકળે જમાન લેવાય. |

**સીક્ષા.**

૬ માસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ અથવા રૂપૈયા ૧૦૦૦ સુધી દંડ અથવા બેઉ.

## કલમ ૨૮૧ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ. | ખોટું અજવાળું, નિશાની, અથવા ખોટું દેખાડવું. | વગર વારંટે પકડા ય વારંટ નીકળે જમાન લેવાય. |

**શિક્ષા.**

૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બેઉ.

## કલમ ૨૮૨ મી.

| | | |
|---|---|---|
| પેહલા અથવા બીજા વર્ગનોમા જીસ્ત્રેટ. | ઘણો ભાર ભરેલા અથવા દેહેસત વાળા વાહાણમાં ભાડું કરીને કોઈ સખસને જલ માર્ગે લઇ જવો જે-થી તે માણસની જીંદગી જોખમમાં રહે. | વગર વારંટે પકડી શકાય સમન નીકલે જમાન લેવાય. |

**સીક્ષા.**

૬ માસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા રૂપૈયા ૧૦૦૦ સુધી દંડ અથવા બેઉ.

### ટીકા.

૧. ખારવાઓ સલામતી વગરનાં વાંહાણ હાંકે તેને આ કલમ લાગુ પડેછે. રાણી. વિરૂધ. ખોડા જગતા. ૧ મુ. હા. રી. પ્ર. ૧૩૭

## કલમ ૨૮૩ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનો મા જીસ્ત્રેટ | સરીયામ રસ્તામાં અથવા વાહાણના રસ્તામાં ભય અથવા અડચણ અથવા નુકશાન કરવું. | વગર વારંટે પકડાય સમન નીકળે જમાન લેવાય. |

**સીક્ષા.**

રૂપૈયા ૨૦૦ સુધી દંડ.

### ટીકા.

જાહેર રસ્તા અને વાહાણ જવાના રસ્તા હમેશાં વગર અડચણે ખુલા રેહેવા જોઈએ એવો દરેક પ્રજાના માણસોનો સામાન્ય હક છે તે હકનો ભંગ કરનાર માટે આ કલમ છે.

૧. જાહેર રસ્તા ઉપર ઘણાં દહાડા ઈમારતનો સામાન નાંખી મેલવો તે આ કલમ પ્રમાણે ગુન્હો છે.

૨. રસ્તામાં બેચાર ઝેરી જાનવર લઈ બેસવું અને ચાલતાં હાલતાં લોકને ભય પમાડવો તે આ કલમ વિરૂધ ગુન્હો છે.

૩. ઢોરોને જાહારે રસ્તા ઉપર હાંકી કાઢ્યાં હોય પણ સાથે તેમના માલીક ન હોય તો માલીક ઉપર આ તોહોમત આવે નહી. ૮મ.હા.રી.પ્ર.૯

## કલમ ૨૮૪ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનોમા જીસ્ત્રેટ. | કોઈ ઝેહેરી પદાર્થ સંબંધી એવું કામ કરવું કે તેથી માણસની જીંદગી જોખમમાં રહે. | વગર વારંટે પકડાય નહી સમન નીકળે. જમાન લેવાય. |

**સીક્ષા.**

૬ માસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ અથવા રૂપૈયા ૧૦૦૦ સુધી દંડ અથવા બેઉ.

## કલમ ૨૮૫ મી.

| | | |
|---|---|---|
| કોઈ પણ માજી સ્ટ્રેટ. | આગ્ની અથવા શીઘ્ર જ-વાળા ગ્રાહી પદાર્થ સંબં-ધી એવું કામ કરવું કે તેથી માણસની જીંદગી જોખમમાં રેહે. | વગરવારંટે પકડાય સુમને નીકળે જ-માન લઈશકાય. |

**સીક્ષા.**

૬ માસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂપૈય ૧૦૦૦ સુધી દંડ અથવા બેઉ.

### ટીકા.

૧ મુંબઈ હાઈ કોરટે ઠરાવ્યું છે કે મિલકત જોખમમાં આવા પદાર્થથી રેહેતો તેને પણ આ કલમ લાગુ થાયછે. રાણી. વિરૂદ્ધ. નાથા લાલા. ૫ મુ. હા. રી. પ્ર. ૯૭ (ફોજદારી)

## કલમ ૨૮૬ મી.

| | | |
|---|---|---|
| કોઇ પણ માજી સ્ટ્રેટ. | અવાજ સાથે ફુટે એવા કાંઈ પદાર્થ સબંધી એવું કામ કરવું. | વગર વારંટે પકડાય સમન નીકળે જમા ન લેવાય. |

**સીક્ષા.**

૬ માસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂપૈયા-૧૦૦૦ સુધીનો દંડ અથવા બેઉ.

કલમ ૨૮૭ મી.

| | | |
|---|---|---|
| પેહલા અથવા બીજા વર્ગનો માજીસ્ત્રેટ. | કાંઇ સાંચા સંબંધી એવું કામ કરવું. | વગર વારંટે પકડાય નહીં સમન નીકળે જામાન લેવાય. |

સીક્ષા.

૬ માસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂપૈયા ૧૦૦૦ સુધી દંડ અથવા બેઉ.

કલમ ૨૮૮ મી.

| | | |
|---|---|---|
| ૧લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ત્રેટ. | જે ઇમારતને તોડી પાડવા અથવા મરામત કરવાનો જે સખસનો હકક હોય તે સખસ અગર ઇમારત તુટી પડીને જે માણસની જીંદગીને નુકશાન થવાનો સંભવ હોય તે ન થવા દેવાનો બંદોબસ્ત કરવામાં કસુર કરે તો. | વગર વારંટે પકડાય નહીં સમન નીકળે જામીન લઇશકાય, |

સીક્ષા.

૬ મહીના સુધી બેમાંના ગમેતે પ્રકારની કેદ અથવા ૧૦૦૦ રૂપીઆનો દંડ, અથવા બંને.

કલમ ૨૮૯ મી.

| | | |
|---|---|---|
| કોઇ પણ માજી સ્ટ્રેટ. | કોઈ સખસના કબજામાં કાંઈ જાનવર હોય તે જાનવરથી માણસની જીંદગીને કાંઈ નુકશાન થાય નહી, અથવા તેથી કોઇને મ્હોટા વ્યથા થાય નહી એવો બંદોબસ્ત રાખવામાં તે સખસ કસુર કરે તો | વગર વારંટે પકડી શકે. વારંટ નીકળે, જામીન લઈ શકાય |

સીક્ષા.

૬ મહીના સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ, અથવા ૧૦૦૦ રૂપીઆનો દંડ, અથવા બંને.

ટીકા.

જે લોકો ચીતા, સિંહ, વાંદરા, ધાતકી કુતરા વગેરે રાખેછે તેઓ તેમની જોઇતી સંભાળ ન રાખે તો તેમને જવાબદાર ગણવા માટે આ કલમ છે.

પોતા પાસેના જનાવર એવા ઘાતકી છે કે જો તેમને છુટાં મુકશું તો નુકશાન કરશે એવું તે ધણી જાણતો હોવો જોઇએ એવું આ કલમનું એક ફરમાન છે. જાણતો હોવો જોઇએ એટલે કે જે જનાવર જાતે ઘાતકી છે એવો તે સારી પેઠે જાણેછે એવું કાયદો અનુમાન લેછે. ગફલતથી એવાં જાનવરને છુટાં રાખે તો તે માટે પણ તેઓ જવાબદાર છે. ઘાતકી ન હોય પણ અકસ્માત ઘાતકીનું કામ કરે તો માલીકને જવાબદાર લેખતાં અચકાવું જોઇએ.

૧ અમુક જગ્યાની અંદર ઢોરો રખડતાં નહીં મુકવા એવો માજીસ્ટ્રેટે મનાઈ હુકમ કાઢ્યો હોય તો તે હુકમ ક્રી. પ્રો. કોડ કલમ ૫૧૮ પ્રમાણેનો ગુન્હો કહેવાય નહીં. આ કલમ પ્રમાણે એ હુકમ તોડવો એ ગુન્હો નથી. રાણીવિરુદ્ધ મુજાફર અલીફા. ૯બે. લા. રી. એ. પ્ર. ૩૬

૨ આ કલમ પ્રમાણેનું તહોમત સાબીત કરવા માટે ગફલતી હતી એટલુંજ નહીં પણ એ ગફલતી એવી હતી કે એથી માણસની જીંદગીને હરકત પોચશે એવો સંભવ છે એવું તે ગફલતી કરનાર સખસ જાણતો અથવા માનતો હોવો જોઈએ. ૩ મ. હા. રી. પ્ર. ૩૩

૩ આ કલમ જંગલી જનાવરો છુટાં મુકે તેને માટે નથી પણ ઘોડા, ગાય વીગેરે હમેશ કામ આવતા હોય તેને છુટા મુકે તે માટેછે. કોઈ સખસ પોતાનો ટટ્ટુ ખીચોખીચ ભરેલી બજારમાં દોડતો મુકે અને તેથી માણસની જીંદગી જોખમમાં આવે તો તે સખસે આ કલમ પ્રમાણેનો ગુન્હો કર્યો કહેવાય. ૧૯ વી. રી. પ્ર. ૧

## કલમ ૨૯૦ મી.

| | | |
|---|---|---|
| કોઈ પણ માજી સ્ટેટ. | કાંઈ લોકોપકારક કૃત્ય કરવું. | વગર વારંટે પકડાય નહી સમન ની કેળે જમાન લેવાય |

**સીક્ષા.**

રૂપીયા ૨૦૦ સુધી દંડ.

## ટીકા.

લોકોપકારક કૃત્યની વ્યાખ્યા વગેરે માટે જુવો કલમ ૨૬૮

૧ આ કલમ વિરૂધ ગુન્હો કરનારને દંડને બદલે જે કેદ કરવામાં આવે તે સખ્ત નહી. આસાન હોવી જોઈએ. રાણી. વિરૂધ. સાંતુ લખા પાકોર. ૫ મુ. હા. રી. પ્ર. ૪૫ (ફોજદારી).

કલમ ૨૯૧ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનોમા જીસ્ત્રેટ. | બંધ કરવાની તાકીદ થયા પછી અપકારક કૃત્ય જારી રાખવું. | વગર વારંટે પકડાય. સમન નિકળે જમા ન લેવાય. |

સીક્ષા.

૬ મહીના સુધી આસાન કેદ અથવા દંડ અથવા બેઉ.

ટીકા.

સ્થાનીક અપકારક વસ્તુ ખશેડવા માટેનો હુકમ કરવા વગેરેના અધીકાર માટે જુવો ક્રો. પ્ર. કો. કલમ ૫૧૮ થી ૫૨૧

કલમ ૨૯૨ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનોમા જીસ્ત્રેટ. | બીભત્સ પુસ્તકો વગેરેનું વેચાણ વગેરે. | વગર વારંટે પકડી શકાય વારંટ નીકળે જામીન લઈ શકાય. |

સીક્ષા.

૩ માસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

ટીકા.

રાધા કૃષ્ણનાં બીભત્સ ચીત્ર પાડવામાં આવે અને વેચવામાં આવે તેને આ કલમ લાગુ નથી જુવો આ કલમનો અપવાદ.

૧. આ કલમ પ્રમાણે જે સખ્સ ઉપર તોહોમત આવ્યું હોય તે સખ્સે કયાં બીભત્સ પુસ્તકો વગેરે રાખ્યાં અને તે કેવી રીતે બીભત્સ છે તે ખસુસ બતાવવું જોઇએ. એમ થયું ન હોય તો તોહોમતદાર છુટી જાયછે. રાણી વિરૂધ ઉપેંદ્ર નાથ દાસ અને બીજો. ૧ ઈ.

સા. રી. (કલકતા) પ્ર. ૩૫૯

૨. બીભત્સ પુસ્તકો વગેરે શાહ રસ્તે મુક્યાં હોય પણ તે માત્ર એક સખસના જોવામાં આવે તેમ હોય તો તે આ કલમ પ્રમાણેનો ગુન્હો નથી. રાણી. વિરૂધ વેબ. આર્મ. પ્ર, ૯૮૮

૩. કોઈ ઓમનીબસ (જેમાં ઘણાં માણસ બેસી શકે તેવી ગાડી) માં આવાં સીત્રો વગેરે રાખવામાં આવે તો તે ગુન્હો ગણાય કેમકે એમાં ઘણાં માણસ બેસેછે અને તેમની નજરે એ દેખાવ પડેછે. આર્મ. પ્ર. ૯૮૮

૪. જ્યાં ઘણાં લોક જાતાં આવતાં હોય ત્યાં આવું પુસ્તક વગેરે મુકે તો તે ગુન્હો છે. રાણી. વિરૂધ થાસમેન. આર્મ. પ્ર. ૯૮૮

## કલમ ૨૯૩ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનો માજીસ્ટ્રેટ. | વેચવા અથવા દેખાડવા સારૂ બીભત્સ પુસ્તક વગેરે કબજામાં રાખવું વગેરે. | વગર વારંટે પકડાય. વારંટ નીકળે જમા ન લેવાય. |

**સીક્ષા.**

૩ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બેઉ.

## કલમ ૨૯૪ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનો માજીસ્ટ્રેટ. | બીભત્સ ગીતો ગોવાં વગેરે. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમા ન લેઇ શકાય. |

**સીક્ષા.**

૩ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

## ટીકા.

પ્રેમાનંદ ભટનું ઓખાહરણ તેમજ તેમના દસમસ્કંદના પદો વગેરે ગાવાં એ આ કલમ પ્રમાણે ગુન્હો નથી.

કવિઓએ રસનાં કવિતો વગેરે જોડ્યાંછે. તે ગાવાથી પણ ગુન્હો છે નહી.

૧. કયાં બીભત્સ ગીતો વગેરે તોહોમતદારે ગાયાં અને તે કેવી રીતે બીભત્સ છે તે અસુસ બતાવવું જોઇએ એમ થયું ન હોયતો તોહોમતદાર છુટી જાય. રાણી. વિરૂધ ઉપેનુદ્રનાથ દાસ અને બીજો. ૧૪. લા. રી. ( કલકતા ) પ્ર. ૩૫૬

૨. જે લાવણી ઘણુંકરીને હમેશાં બીભત્સ હોતી નથી તે માટે આ કલમ પ્રમાણે સજા થાય નહી. રાણી. વિરૂધ તાનું ક્રીસ્ન. ૪ મું. હા. રી પ્ર. ૨૫ ( ફોજદારી ).

### કલમ ૨૯૪ અ.

| | | |
|---|---|---|
| કોઈપણ માજીસ્ત્રેટ. | સોસ્ટીની ઓફીસ રાખવી. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમાન લેવાય. |

**સાક્ષા.**

૬ માસ સુધી બેમાંના એમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બેઉ.

| | | |
|---|---|---|
| એજ. | સોરટી બાબતના ઠરાવ પ્રસિદ્ધ કરવા. | એજ. |

**સીક્ષા.**

રૂપેયા ૧૦૦૦. સુધીનો દંડ.

કલમ ૨૯૫ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગના મેજીસ્ટ્રેટ. | કોઈ પણ જાતીના લોકોના ધર્મને અપમાન કરવાના ઇરાદાથી, કોઈ પુજાસ્થાનોનો કિંવા પવીત્ર વસ્તુનો નાશ કરવો અથવા તેને નુકશાન કરવું અથવા તેને ભ્રષ્ટ કરવી. | વગર વારંટે પકડાય નહી સમન નીકળે જમાન લેવાય. |

સીક્ષા.

૩ વર્ષ સુધી એમાના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

કલમ ૨૯૬ મી

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનો માજીસ્ટ્રેટ. | કોઈ ધર્મ સબંધી મંડલી પુજાના કામમાં છતાં તેને અડચણ કરવી. | વગર વારંટે પકડાય સમન નીકળે જમાન લેવાય. |

સીક્ષા.

૧ વર્ષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

## કલમ ૨૯૭ મી.

| | | |
|---|---|---|
| ૧લા અથવા બી જા વર્ગનો મા- જીસ્ત્રેટ. | પુજાની જગ્યા અથવા ક બરસ્તાનમાં વગર રજા- એ જવું, અથવા કોઈસ ખસના મનને દુઃખ કરવા અથવા તેના ધર્મને અપ માન કરવાના ઇરાદાથી પ્રેતસંસ્કાર થતો હોય ત્યાં ગડબડ કરવી, અથવા કો ઈ પ્રેતનું અપમાન કરવું. | વગર વારંટે પકડા- ય, સુમન નીકળેજ માન લેવાય. |

**સીક્ષા.**

૧ વરસ સુધી બમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને.

## કલમ ૨૯૮ મી.

| | | |
|---|---|---|
| ૧લા અથવા ૨ જા વર્ગનો માજી સ્ત્રેટ. | ધર્મ સબંધી કોઈ પણ સ ખસનું દીલ દુખાવવાના પાકા ઇરાદાથી તે સાંભળે તેમ કાંઈ શબ્દ બોલવો અથવા ઉચ્ચારણ કરવો. અ થવા તે દેખે તેમ કાંઈ ચા ળા કરવા, અથવા કાંઈવ સ્તુ મુકવી. | વગર વારંટે પકડાય નહી, સમન નીક ળે જામીન લઇ શ કાય. |

**સીક્ષા.**

૧ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને.

### ટીકા.

પાદરીઓ હિંદુના ધર્મનું ખંડન ન કરતાં પોતાના ધર્મનોજ બોધ કરે તો આ કલમથી હરકત નથી.

### કલમ ૨૯૯ મી.

**મોત આણવાના ઇરાદાથી અથવા જેથી મોત થવાનો સંભવ હોય એવું કાંઇ શરીરનું નુકશાન કરવાના ઇરાદાથી, કાંઇ કામ કરીને, અથવા ફલાણું કામ કરવાથી મોત થશે એવો સંભવછે એમ જાણ્યા છતાં તે કામ કરીને, જે માણસ મોત આણે. તે માણસે શિક્ષણીય મનુષ્ય વધનો ગુનોહ કર્યો એમ સમજવું.**

### ટીકા.

૧. શીક્ષણીય મનુષ્ય વધ જો કે ગુસામાં આવી કર્યું હોય તો પણ જે કૃત્ય થયું તે એવી સ્થીતીમાં થયું હોય કે તેથી તોહોમતદાર તેના કૃત્ય ઉપર કાંઈ અંકોસ રાખી શક્યો નહીં તેથી થયું. એવું સાબીતથતાં સુધી એ શીક્ષણીય મનુષ્ય વધ ખુન છે—રાણી વિરૂદ્ધ હરગોવીંદ ગોરી ૧ બું. હા. રી. પ્ર. ૧૧ (ફો. અ.)

૨. એક દેશી વૈદને ત્યાં એક સ્ત્રીને કાંઈ દવા માટે લઈ જવામાં આવી. વૈદ એ સ્ત્રીને અંદર લઈ ગયો અને તેના ધણીએ પોતાની સ્ત્રી સાથે એ વૈદ આડો વહેવાર ચલાવે છે એવું ક્યાંઈથી જોયું તેથી તે અંદર તરવાર સાથે કુદી પડ્યો ને વૈદને મારી નાખ્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે આ ગુન્હો ખુનનો નહીં પણ મનુષ્ય વધનો છે—રાણી વિરૂદ્ધ રામટાહાલ કાહાર. ૩ બું. હા. રી. પ્ર. ૩૩ (ફો. અ.)

૩. ગુસો ચઢ્યો હોય તે ઉતરી ગયા પછી જે સખસ કોઈને મારી નાખે તો તે મનુષ્ય વધ ખુન છે—રાણી વિરૂદ્ધ એસીન સેખ. ૪ બું. હા. રી. પ્ર. ૬ (ફો. અ.)

૪. કેટલાક મદારી લોકોએ પોતે સાપનો કરડ સારો કરી શકેછે એવું લોકોને બતાવી ઝેરી સાપ કરડાવી પોતા પાસે આવવા કહ્યું. આ પ્રમાણે થતાં ત્રણ જણ આ કરડથી મરણ પામ્યા તેમાં ઠરાવવામાં આવ્યું કે કલમ ૩૦૦ ના ૫ મા અપવાદમાં આ ગુન્હો ન સમાય તો

આ મદારીઓએ એ કલમનો ૨ અને ૩ રકમમાં બયાન કરેલો ગુન્હો કર્યો છે. જો આ રેડ માટે મરી ગયેલ સખસોએ પરવાનગી આપી હોય તો આ કૃત્ય મનુષ્ય વધ થાયછે—રાણી વિરૂદ્ધ પુનાઈ ફાતમા. ૩ બે. લા. રી. પ્ર. ૨૫ (ફો. એ.)

૫. કેદીએ પોતાની બાઈડીને પછાડી તેની છાતી ઉપર ગોઠણીયા ભરાવ્યા અને મુંઠીએ કરીને તેના ચેહેરા ઉપર ત્રણ જબ્બરા ઠોંસા માર્યા તેથી તેના મગજના લોહીનું હરકત થઈ તેથી તે જગ્યોએ અથવા તરતજ તે મરી ગઈ તેમાં ઠરાવવામાં આવ્યું કે એ કામમાં મોત લાવવાનો ઇરાદો નહીં હતો તેથી અને શરીરની જે હાની કરવામાં આવી હતી તે કુદરતના સાધારણ નિયમ પ્રમાણે પુરતી નહોતી તેથી કેદીએ કરેલું કૃત્ય ખુન નહીં પણ શિક્ષણીય મનુષ્ય વધછે—રાણી વિરૂદ્ધ ગોવીંદ. ૧ ઈ. લા. રી. (મુંબઈ) પ્ર. ૩૪૨

૬. એક હુલડ (હંગામો) થયું તેથી એક માણસનું મોત થયું તેમાં ઠરાવવામાં આવ્યું કે જે સખસો જીત્યા હોય અને હાર્યા હોય તે એમ સઘળાં મોત માટે જવાબદાર છે. આ ગુન્હો ખુનનો નહીં. મનુષ્ય વધનો છે. રાણી વિરૂદ્ધ માનસીંગ અને બીજાઓ. ૭ વી. રી. પ્ર. ૧૦૩

૭. કેટલાક સખસોએ એક સખસને તેમની બેનની પથારીમાં તેમની બેન ભેળો સુતેલો જોયો તેથી તેમણે તેને માર માર્યો આ મારથી તે સખસ ગુજરી ગયો તેમાં ઠરાવવામાં આવ્યું કે આ સખસોએ ખુન નહીં પણ મનુષ્ય વધ કર્યું—રાણી વિરૂદ્ધ કાસીમોદીન અને બીજાઓ. ૪ વી. રી. પ્ર. ૩૮

૮. કોઈ અઢાર વરસથી વધારે ઉમરનો સખસ પોતાની મેળે કોઈ અજાણ્યા વૈદ પાસે પોતાના પુરૂષત્વનો નાશ કરાવે અને તેથી તેની થયેલ પીડાથી તે ગુજરી જાય તો એ વૈદ વીગેરે જેઓ એ કામ કરવામાં સામીલ હોય તે ખુનના ગુન્હેગાર નથી. મનુષ્ય વધના ગુન્હેગાર છે. રાણી વિરૂદ્ધ બાબુલાલ હીજરા. ૫ વી. રી. પ્ર. ૭

૯. પોતાની સ્ત્રી સાથે છીનાળું કરતાં કોઇને મારી નાખવામાં આવે તો તે ખુનનો નહીં પણ મનુષ્ય વધનો ગુન્હો કરેછે. રાણી વિરૂદ્ધ ગૈરચંદ પોલી અને દવારકી પોલી. ૧ વી. રી. પ્ર. ૧૭

૧૦ 'એક સખસે પોતાની માને કોઈએ ગાળ દીધી તે માટે તેને લાકડીનો જબરો ઝટકો માર્યો તેથી તે મરી ગયો. આ કામમાં તેણે મનુષ્ય વધ કરેલું ઠરેલું છે—રાણી વિરૂદ્ધ સલીમ સેખ. ૧ વી. રી. પ્ર. ૨૩

૧૧. અપરાધ પુરતી રીતે સાબીત થતાં સુધી આ કલમ પ્રમાણે ગુન્હેગારે ગુન્હો કર્યો ગણાય નહીં—રાણી વિરૂદ્ધ રામરૂચીસીંગ ૪ વી. રી. પ્ર. ૨૭

૧૨. તહોમતદારે મારેલા મારથી કિંવા તહોમતદારે કરેલી ઈજાથી ફરીઆદીનું મોત થયું હોય તો તહોમતદાર ઉપર ખુનનું તહોમત આવેછે પણ એવું મોત લગભગ એક વરસની અંદર થવું જોઈએ નહીં તો કાયદો એમ અનુમાન કરેછે કે તે બીજા કારણથી મુઓ. આર્મ. પ્ર. ૬૭૭

૧૩. ફરીઆદીને જે માર પડ્યો તે કાંઈ બહુ ભારે ન હોય પણ તેનું ઓસડ અનઘડતાથી કરવામાં આવે અને તેથી તેનું મોત થાય તો તે વખતે તહોમતદારને ખુનનો અપરાધી ગણવો કે નહીં એ એક જોવા જેવી બાબત છે. આર્મ. પ્ર. ૬૭૭

૧૪. એક માણસની વિરૂદ્ધ કોઈએ ખોટી જુબાની આપી હોય તે ખોટી જુબાનીના ત્રાસથી કોઈ માણસ મરી જાય તો તે ખુન નથી—રાણી વિરૂદ્ધ મેકડોવીલ. આર્મ. પ્ર. ૬૭૯

૧૫. કોઈ દીકરો તેના ઘરડા બાપને કડ કડતો ટાઢ પડતી હોય ત્યારે, કિંવા એવા કાંઈ અસ્વાભાવીક કુદરતી બનાવ વખતે કાઢી મુકે અને તેથી તેનું મોત થાય તો તેનું ખુન થયું કહેવાય. આર્મ. પ્ર ૬૭૯

૧૬. કોઈ શેઠને ત્યાં ઉમેદવાર હોય તે બીમાર હોય તે છતાં તેની ઉપર જાસ્તી કરવામાં આવે અને તેથી તેનું મોત થાય તો તે ખુન કહેવાય—રાણી વિરૂદ્ધ સ્કવાયર. આર્મ. પ્ર, ૬૭૯

૧૭. કોઈ ગાંડા કિંવા ગરીબ માણસને કોઈ સખસ પોતાના કબજામાં લે પણ તેની ઘણીજ ગફલતીથી તેને ખોરાક વીગેરે આપવામાં કસુર કરે અને તેથી તેનું મોત થાય તો તેણે ખુન કર્યું કહેવાય. રાણી. વિરૂદ્ધ નીકલ્સ. આર્મ. પ્ર. ૬૮૦.

૧૮. સ્ત્રી જણ્યા પછી છોકરાની જોઈતી સંભાળ ન લે અને છોકરૂં

તેથી ગુજરી જાય તો તે ખુન નથી—રાણી વિરૂધ નાઇટસ આર્મ. પ્ર. ૫૮૧

૧૯. બે સખસ ઝેર ખાઈ આત્મઘાત કરવાની કોશીશ કરે તેમાંનો એક મરી જાય અને બીજો જીવે તો તેની ઉપર ખુનનું તહોમત આવે—રાણી વિરૂદ્ધ ડાઇસન. આર્મ. પ્ર. ૬૮૨.

આ કલમ ઘણી ઉપયોગી છે. શરીર સંબંધી ગુન્હામાં ખુન અને શીક્ષણીય વધ એ બે સર્વથી મોટા ગુન્હા છે. આ કલમ શીક્ષણીય મનુષ્ય વધ કેને કહેવું તેની વ્યાખ્યાની છે. તેના ત્રણ ખુલાસા સાથે આ કલમ સંપુર્ણ થાયછે. તેની વ્યાખ્યાના શબ્દો ઘણું ધ્યાન આપવા જેવા છે. મોત આણવાના ઇરાદાથી અથવા જેથી મોત થવાનો સંભવ હોય એવું કાંઈ શરીરનું નુકશાન કરવાના ઇરાદાથી કાંઈ કામ કરીને અથવા ફલાણું કામ કરેથી મોત થશે એવો સંભવ છે એમ જાણ્યાછતાં તે કામ કરીને જે માણસ મોત આણે તે માણસે શીક્ષણીય મનુષ્ય વધ કર્યું એવું સમજવું.

**મોત આણવાના ઇરાદાથી**—તહોમતદારે મોત આણવાનો ઇરાદો કર્યો હતો કે નહીં તે કાંઈ તેનું મન ખોલી જોવાતું નથી તેના મનમાં એવો ઇરાદો હતો એ તેના કૃત્ય ઉપરથી જણાઈ આવેછે. ન્યાયનું એક મહાવાક્ય છેકે—બાહારના કૃત્યથી માણસના મનની અંદરનો ઇરાદો જણાઈ આવેછે (જુઓ શ્રીનીવાસકૃત કાયદાની કહેવતનું અંગ્રેજી પુસ્તક પ્ર. ૩૦૬)

મતલબ માણસનું મોત આણવા માટે જે સાધન તૈયાર તેણે યોજ્યાં હોય તે ધ્યાનમાં લેતાં તહોમતદારનો ઇરાદો એવા સાધન વીગેરે યોજવા શું હતો જણાઈ આવેછે. જુઓ આ કલમ નીચેનું પહેલું દ્રષ્ટાંત.

**અથવા જેથી મોત થવાનો સંભવ હોય એવું કાંઈ શરીરનું નુકશાન કરવાના ઇરાદાથી કાંઈ કામ કરીને**—એટલે કે તહોમતદારનો ઇરાદો કોઈ સખ્સને શરીરનું કાંઈ ભારે નુકશાન કરવાનો હોય પણ તે નુકશાનના પરીણામમાં તેજ વખતે અગર પાછળથી તે વ્યાધીના જોરથી તે સખ્સ મરી જાશે એવો સંભવ હોય અને તે સંભવ પ્રમાણે મોત નીવડે તો તહોમતદાર શીક્ષણીય મનુષ્ય વધનો જવાબદારછે. પ્રથમ દર્શને આ નિયમ અગવડવાળો લાગે તેમ છે. પણ તેમ નથી. ન્યાયનું

એક મહાવાકયછે—"દરેક માણસ તેણે કરેલા કૃત્યના દરેક પરીણામ માટે જવાબદાર છે. કરેલા કૃત્યથી મોત થશે એવો સંભવ હતો કે નહીં એ હકીકતની બાબત છે સંભવ શબ્દ ઘણો ઉપયોગી છે. તેની ટુંકી વ્યાખ્યા એજ છે કે જે હકીકત બાહાર આવી છે તે ઉપરથી સાધારણ બુદ્ધિનું માણસ તે કામ કરવા માટે તહોમતદાર શું ધારતો માનતો હોવો જોઇએ એવું ધારે અથવા માને તે સંભવ કહેવાય. જેમકે તરવાર એક ભયંકર હથીઆર છે એ સાધારણ બુદ્ધિનું માણસ જાણેછે. એ તરવાર માથા ઉપર મારવામાં પુરજોર તહોમતદારે વાપરયું. જો એ તલવાર ઊંડી ઉતરે તો માણસનું મોત થાય એવું દરેક માણસ જાણેછે. ત્યારે એવા હથીઆરનો પુર જોરથી ઉપયોગ કરવાથી મોત થશે એવો સંભવછે એવું તહોમતદાર જાણતો હતો એવું ગણાય છે.

ખુલાસો પહેલો ઘણો ઉપયોગી છે તેની મતલબજ એજછે કે જે ઘા મારવામાં આવ્યો હોય તેથી સાજું માણસ મરી જાય નહીં એવું હોય, પણ જે સખસને તે મારવામાં આવ્યો હોય તે શરીરના કોઈ મહારોગથી પીડીત હોય તો તેને સાધારણ રીતે મારવાથીજ મોત થાય તો મારનાર એ ગુન્હાનો જવાબદાર છે. આ પ્રસંગે જણાવવાની જરૂર છેકે આવી જવાબદારી જે અશક્તતા અથવા રોગ વીગેરે સાધારણ રીતે દેખી શકાય તેવા હોવા જોઇએ કે શરીરની અંદરના કોઈ મહારોગને પણ લખવા જોઇએ. તેનો કાંઈ તફાવત માલુમ પડતો નથી. ઘણી વખતે તળી નબળી હોવાથી સાધારણ ધક્કો તે સખસનું મોત આણવાને પુરતો છે એવું જણાય છે. એવા છુપા રોગીષ્ઠ માણસને સહેજ મારથી મોત નીપજે તો આ કલમ પ્રમાણે મનુષ્ય વધ ગણાય કે નહીં એ એક સવાલ છે. હું ધારૂં છઊં કે તેમ ન થાય.

ખુલાસો બીજો ઘણો ઉપયોગી છે. શરીરનું નુકશાન કોઈ હુશીઆર વૈદથી સારૂં થઈ શકે તેવું હોય તેમ છતાં જો તે સારૂં ન થાય અને તેથી મોત નીપજે તોપણ તહોમતદારને જવાબદાર ગણવો જોઇએ પણ સાધારણ વૈદો અને વૈદો વગર સાધારણ માણસો પણ દવા દારૂ કરી જે વ્યાધી મટાવી શકે તે વ્યાધી તહોમતદારે કરી હોય તે વ્યાધીના ઉલટાં કિંવા ગેર આવડતવાળા નિમ ઉપાયો કરી તે સખસનું મોત

આણવામાં આવે તો આધી ઉત્પન્ન કરનાર સબબ આ કલમ નીચે આવવો નહીં જોઇએ એવું ધારવામાં આવેછે.

ખુલાસો ત્રીજો જાણવા જોગ છે—બચ્ચું પેટમાં હોય ત્યારે તેને મારી નાખવું એ મનુષ્ય વધ લેખવામાં આવતું નથી તેનું કારણ એજ છેકે એવીરીતે બચ્ચું મારવા માટેની આગળ કલમ છે.

## કલમ ૩૦૦ મી.

## ખુન એટલે શું ?

## ટીકા.

શીક્ષાણીય મનુષ્યવધ ક્યારે ખુન કહેવાય તે માટે કિંવા ખુન એટલે શું તેની વ્યાખ્યા માટે આ કલમ છે.

આ કલમમાં ૪ રકમ ૫ અપવાદો છે તેનું વિવેચન આપણે કરવું જોઇએ.

પેહેલી રકમ—કરેલું કૃત્ય મોત આણવાના ઇરાદાથી કર્યું હોય એટલે કે મોત આણવા માટેજ કર્યું હોય. ઇરાદો એટલે શું તે માટે જુઓ ઉપરની કલમ ૨૯૯ ઉપરની ટીકા.

બીજી રકમ—મોત થશે એવું તહોમતદાર જાણતો હોય એવા ઇરાદાથી કોઇના શરીરને નુકશાન કરવું.

ત્રીજી રકમ—કરેલા શરીરના નુકશાનથી ચાલતા નિયમ પ્રમાણે મોત થશે એવું જાણી શરીરનું નુકશાન કરવું એટલે કે પેટમાં તરવાર મારવી એથી તો મોત નીવડેજ.

ચોથી રકમ—આ રકમ સેહેલી છે.

અપવાદ પેહેલો—ક્રોધમાં અથવા ભુલથી અથવા અકસ્માત કોઇનું મોત આણવામાં આવે તો તે ખુન નથી.

આ અપવાદને ત્રણ સરતો છે.

પેહેલી—તે ક્રોધ તહોમતદારે મારવાના બાનાં દાખલ ઉત્પન્ન કરેલો હોવો નહીં જોઇએ.

બીજી—સરકારી નોકર સરકારી કામ કરતો હોય તેથી તે ક્રોધ ઉત્પન્ન કરેલો હોવો નહીં જોઇએ.

ત્રીજી—ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં તે ક્રોધ ઉત્પન્ન થયેલો હોવો નહીં જોઇએ.

ક્રોધ મજકુર એવો ભયંકર ચઢાવવામાં આવ્યો હતો કે તહોમતદારને આ અપવાદનો લાભ મળે એ હકીકતની બાબત છે.

અપવાદ બીજો—આ અપવાદ ઘણો ઉપયોગી છે. આગલી કલમોમાં શરીર અને મિલકત સંબંધી ગુન્હામાં ખાનગી બચાવ કરવાનો હક આ કાયદે આપ્યો છે. તેમાં જે હદ બતાવી છે તે હદની બહાર જઇ કોઇ માણસનું મોત આણવામાં આવે તો તે મોત કરનારને ખુની નહીં પણ મનુષ્ય વધ કરનાર ગણવો એવી આ અપવાદની મતલબ છે.

અપવાદ તીજો—આ અપવાદ ઘણો ઉપયોગી છે. સરકારી નોકર સરકારી કામ કરતાં કાયદાએ આપેલા અધીકાર બહાર જઇ કોઇનું ખુન કરે તો તે છુટી જઇ શકે નહી તે ખુની નહીં પણ મનુષ્ય વધી ગણવા માટે આ અપવાદ છે જો દ્વેષભાવથી આવું કામ કરેતો તેને આ અપવાદનો લાભ મળે નહીં. શુદ્ધ બુદ્ધિથી કરતાં આવું નીપજી જાય તેમ લાભ મળે.

અપવાદ ચોથો—એકાએક ઝઘડો થાય તેમાં મરણ નીપજી જાય તો તે ખુન નથી. મનુષ્યવધ છે.

અપવાદ પાંચમો—અઢાર વરસથી ઉપરના સખસે પોતાનું મોત આણવા રજા આપી હોય તો તેમાં ખુન નહીં પણ મનુષ્યવધ છે.

વળી જુઓ કલમ ૩૦૨ ઉપરના ટીકા.

## કલમ ૩૦૧'મી.

**જે સખસનું મોત આણવાનો ઇરાદો કર્યા હોય તેનું મોત ન આણતાં બીજા સખસનું મોત આણવું.**

### ટીકા.

આ કલમ (અ) ને મારવાનો ઇરાદો હોય પણ (બ)નું મોત ભુલથી થાય એટલે મારવાનો ઇરાદો કોઇને હોય અને મરાઇ જાય બીજો તે માટે છે.

## કલમ ૩૦૨ જી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | ખુન. | વગર વારંટે પકડી શકે. વારંટ નીકળે, જામીન નહીં લઈ શકાય. |
| સીક્ષા. | | |
| મોત, જીવતાં સુધી સમુદ્ર પાર, તથા દંડ. | | |

### ટીકા.

૧ તહોમતદાર ગર્ભવંતી હોય તોપણ તેને મોતની સજા કરવી જોઇએ તો પ્રસવ થતાં સુધી તેનો અમલ કરવો નહી જોઇએ—રાણી વિરુદ્ધ પંચીઆરનાથ ૧૫ વી. રી. પ્ર૦ ૬૬.

૨ બુદ્ધિ પુર્વક મહાવ્યથા કર્યાથી ખુન થયું હોય એવા કામમાં જે મોત થયું છે તે બુદ્ધિ પુર્વક મહાવ્યથામાંથી થયેલ કૃત્યજ થયું છે એમ સાબીત થવું જોઇએ.—રાણી વિરુધ મહમદહુસેન ક્રો. ઈ. ડા. પ્ર૦ ૩૫૮.

૩ એક સખસે એક સ્ત્રીનો ગર્ભપાત કરવા તેને કાંઈ ઝેરી પદાર્થ આપ્યો તેથી તે સ્ત્રી મરી ગઈ. એ ઝેરી પદાર્થ આપતી વખતે એ સ્ત્રીનું મોત થશે એવું તે સખસ જાણતો ન હોતો તેમાં ઠરાવવામાં આવ્યું કે તહોમતદારે આ કલમ પ્રમાણેનો ગુનોહ નહીં પણ કલમ ૩૧૪ પ્રમાણેનો ગુનોહ કર્યો કહેવાય—રાણી વિરુદ્ધ કાલીચંદ ગોપી અને બીજો ૧૦ વી. રી. પ્ર૦ ૫૯

૪. જે હથીઆરથી (બ) ને મારી નાખવાનો ઈરાદો રાખ્યો હતો તે હથીઆરથી (અ) ને મારી નાખવાનો ઈરાદો નહીં છતાં (અ) ને વાગી જવાથી તેનું મોત થયું તેમાં ઠરાવવામાં આવ્યું કે (અ) નું તેણે ખુન કર્યું.—રાણી વિરુદ્ધ ફોમોનીઅ હુમ ૮ વી. રી. પ્ર. ૭૮

૫. એક સમયે પોતાની મેળે છાકટો હોઇને કોઈનું ખુન કર્યું તેમાં ઠરાવવામાં આવ્યું કે જો કે પોતાની મેળે કરેલા નીમાથી કોઇને કરેલા કૃત્યની જવાબદારીથી મુક્ત થતો નથી તોપણ આ ખુન કરવા તેનો ઇરાદો નહોતો એ હકીકત ધ્યાનમાં લેવા જેવી છે.—રાણી વિરૂદ્ધ રામ સોહાયબાય. કો. ઈ. ડા. પ્ર. ૩૯૨.

૬. કજીઓ થઈ રહ્યા પછી પરસ્પરનો જુસ્સો નરમ પડ્યો હોય તે વખતે એકજણ બીજાને મારે તો તે ખુન છે. આર્મ. પ્ર. ૬૮૪

૭. કજીયો થતાં દરમીઆન મોત નીપજ્યું હોય તો તે મનુષ્ય વધ છે.

૮. બેજણ અકસ્માત કજીઆ ઉપર આવી પડે તેમાંનો એક વધારે કજીઓ ન થાય તે માટે ભાગે, બીજો સખસ તેની વાસે દોડે, ભાગનારને દોડતાં દોડતાં આગળ કાંઈ ખાઈ વીગેરે આવવાથી ભાગવાનો રસ્તો ન મળે અને પોતાની જાત બચાવવા માટે બીજો કાંઈ રસ્તો ન રહે તેથી વાંસે આવનારને મારી નાખે તો એ મારી નાખવું ખુન નથી. ખાનગી બચાવના હકમાં તેણે ખુન કર્યું કહેવાય. આર્મ. પ્ર. ૬૮૬

## કલમ ૩૦૩ જી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ. | જન્મ ટીપના ગુન્હેગારે કરેલું ખુન. | વગર વારંટે પકડી શકાય. વારંટ નીકળે, જામીન લઈ શકાય નહીં. |

સીક્ષા.
મોત.

કલમ ૩૦૪ જી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | ખુનથી ઉતરતા દરજાનો શીક્ષણીય મનુષ્ય વધ અગર જે કામથી મોત થયું હોય તે મોત આણવાના ઇરાદાથી કર્યું હોય તો. | વગર વારંટે પકડી સકે, વૉરંટ નીકળે, જામાન નહીં લઈ શકાય. |
| **સીક્ષા.** જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધી બેમાંના એમે તે પ્રકારની કેદ, તથા દંડ | | |

| | | |
|---|---|---|
| એજ | અગર તે કામ મોત આણવાના ઇરાદાથી નહીં, પણ તેથી મોત થવાનો સંભવ છે એમ જાણીને કર્યું હોય, તો. | એજ |
| **સીક્ષા.** ૧૦ વરસ સુધી બેમાંના એમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | | |

ટીકા.

૧ એક નજીવા કજીયામાં તહોમતદારે એક સખસને ધક્કો દીધો તેથી તે રસ્તા ઉપર પડી ગયો આ પછાડથી પાંચમે દીવસે તે મરી ગયો તેમાં ઠરાવવામાં આવ્યું કે તહોમતદાર આ કલમ પ્રમાણે કિંવા શીક્ષણીય મનુષ્ય વધની કલમ પ્રમાણે ગુનેહગાર નથી કેમકે ધક્કો દીધાથી જે પરીણામ થયું તે ધક્કાનું સંભાવ્ય ફળ નહોતું અને ઇરાદા પુર્વક તે ધક્કો મારવામાં આવ્યો નહોતો

રાણી વિરૂદ્ધ આચારજી ૧ ઈં. લા. રી. (મદ્રાસ) પ્ર૦ ૨૨૪.

૨ કેટલાક સખસોએ ચોરને એવા સખત રીતે માર્યા કે તેથી તેનું મોત થયું તેના શરીર ઉપર મારના ૧૦૧ ઝટકા હતા. અને તેમાં કેટલાક પાંસળા ભાગી ગયા હતા તેમાં ઠરાવવામાં આવ્યું કે તે શખસોએ શીક્ષણીય મનુષ્યવધ કર્યું. ૫. અ. હા. રી. પ્ર૦ ૨૩૫.

૩ એક ગોરને ઘણાજ ઘાતકી રીતે ડામ દેવામાં આવ્યા એ ડામ દેવાથી તે મરી જશે અથવા તેના શરારને હાની થશે એવા ભય છે એવું તેઓ જાણતા હતા તેમ છતાં એવા ડામ દીધા તેમાં ઠરાવવામાં આવ્યું કે તેઓએ મનુષ્યવધનો ગુનોહ કર્યો ૭. વી૦ રી૦ પ્ર૦ ૫૪.

૪ કોઈ લાયક ઉમરનો માણસ કોઈ અનઘડ માણસ પાસે પોતાની ઈન્દ્રિ કપાવે અને તે હાનીથી તે મરી જાય તો જેટલા સખસો કાપવા કપાવામાં હોય તે સઘળા સખસોએ શીક્ષણીય મનુષ્યવધ કેર્યું કહેવાય.

૫ સ્ત્રીની સાથે છીનાળું કરતાં સ્ત્રીનો ધણી અને તેનો દોસ્ત અને તેનો ધણી છીનાળું કરનારને મારી નાંખે તો તેણે શીક્ષણીય મનુષ્યવધ કરયુ કહેવાય. ૧ વી૦ રી૦ પ્ર૦ ૧૭

૬ બેનની સાથે કોઈને સુતેલો જોવામાં આવે તેને મારી નાખવામાં આવે તો તે પણ શીક્ષણીય મનુષ્ય વધ કર્યો કહેવાય. ૪ વી. રી. પ્ર૦ ૩૮.

## કલમ ૩૦૪ અ.

| | | |
|---|---|---|
| સેશન કોરટ અથવા ૧લા વર્ગનો માજીસ્ટ્રેટ. | ગફલતીથી મોત થાય. | વગર વારંટે પકડી શકાય, વારંટ નીકળે, જામીન લઈ શકાય. |

**સીક્ષા.**

૨ વરસ સુધી બેમાંના એમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને.

## ટીકા.

સને ૧૮૭૦ના આકટ ૨૭માની કલમ ૧૩થી આ કલમ વધી-છે. ગફલતોથી કિંવા ઉન્મતાઇથી કામ કરતાં જે ખુન થાય તે માટે આ કલમ છે.

જાણી જોઇને ખુન કરવામાં આવ્યું હોય એવા કેસોમાં આ કલમનો ઉપયોગ કરવો નહીં જોઇએ.

જે કૃત્ય પોતે કરેછે તેનું પરિણામ ભયંકર નીવડશે એવો સંભવ છે તેમ છતાં સાધારણ સંભાળ રાખ્યા વગર એ કૃત્ય કરે અને તેથી ખુન નીવડેતો તે આ કલમ પ્રમાણે ગુન્હોછે. કેશરે હિંદ વિરૂદ્ધ પીતા બદી મંડળ. ૪૬. લા. રી. ( કલકત્તા ) પ્ર. ૭૮૪. રાણીવિરૂદ્ધ નીદા મરતી નાગા ભુશાનામ. ૭મ. હા. રી. પ્ર. ૧૧૯.

## કલમ ૩૦૫ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ. | કોઇ બાળક, અથવા દીવાના, અથવા ઘેલા, અથવા કફવાળા સખસને આત્મઘાત કરવામાં મદદ ગારી કરવી. | વગર વારંટે પકડી શકે વારંટ નીકળે, જામીન નહીં લઇ શકાય. |

### સીક્ષા.

મોત, અથવા જીવતાં સુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસ સુધી કેદ તથા દંડ.

### કલમ ૩૦૬ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ. | આત્મઘાત કરવામાં મદદ ગારી. | વગર વારંટે પકડી શકાય, વારંટ નીકળે. જામીન લઈ શકાય નહીં. |

**સીક્ષા.**

૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

### કલમ ૩૦૭ મી.

| | | |
|---|---|---|
| શેશન કોરટ. | ખુનની કોશીશ. | વગર વારંટે પકડી શકાય, વારંટ નીકળે જામીન નહીં લઈ શકાય. |

**સીક્ષા.**

૧૦ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

| | | |
|---|---|---|
| એજ | અગર તે કામથી કોઈ સખસને વ્યથા થાય તો. | એજ. |

**સીક્ષા.**

જીવતાં સુધી સમુદ્ર પાર, અથવા ઉપર મુજબ.

### ટીકા.

૧. અમુક કૃત્યથી ધાર્યુંકરીને મોતથશે એવું કોઈ સખસ જાણતો

હોય તેથીજ તે સખ્સ શીક્ષાણીય મનુષ્ય વધનો ગુન્હો કરેછે એમ નથી. કરેલા કૃત્યથી ઘણે ભાગે મોત થશે એવું તે સખ્સ જાણતો હોય તો એવો ગુનોહ બને છે. એ પ્રમાણે ન હોય તો આ કલમ પ્રમાણે ગુન્હો સ્થાપીત થઈ શકે નહીં. માત્ર તહોમતદાર ઉપર કલમ ૩૨૫ અને ૫૧૧ પ્રમાણે તહોમત આવે—રાણી વિરૂદ્ધ ગીરધારીસીંગ. ૨૯ નવેંબર સને ૧૮૭૩ અલ્હાબાદ હાઇકોર્ટ.

## કલમ ૩૦૮ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ | શીક્ષાણીય મનુષ્ય વધ કરવાની કોશીશ. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે, જામીન લઈ શકાય. |

સીક્ષા.

૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને.

| | | |
|---|---|---|
| એજ. | અગર તે કામથી કોઇ સખસને વ્યથા થાય, તો | એજ |

સીક્ષા.

૭ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને.

### કલમ ૩૦૯ મી.

| | | |
|---|---|---|
| પેહલા અથવા બીજા વર્ગનોમાં ઇસ્કેલ | આત્મઘાત કરવાની કોશીશ. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જામી લઈ શકાય. |
| સીક્ષા. | | |
| ૧ વરસ સુધી આસાન કેદ, તથા દંડ. | | |

### ટીકા.

૧. આ કલમ પ્રમાણેના ગુનાહમાં એકલી દંડની સજા થઈ શકે નહીં—રાણી વિરૂદ્ધ ચેનવી ઓવા. ૧. મું. હા. રી. પ્ર. ૪

૨. આ કલમ પ્રમાણેનું તહોમત જે સખ્સ ઉપર આવ્યું હોય તેની મીલકત સરકાર જપ્ત થાય નહીં—બંગાળના એડવોકેટ જનરલ વિરૂદ્ધ રાણીસરનો મોય.

૩. એક સ્ત્રી સતી થઈ. કેટલાંએક સખ્સો તેની પાસે ચેહ સુધી ગયા અને ચેહ પાસે ઉભા રહ્યા તેના ઓરમાન દીકરા રામ રામ એમ બોલવા લાગ્યા તેમાં ઠરાવવામાં આવ્યું કે તેઓ સઘળા આ સતી થવાનું કામ સેહેલ કરવાનાં હતા—રાણી વિરૂદ્ધ મોહીત પાંદે. ૩ અ. હા. રી. પ્ર. ૩૧૬.

### કલમ ૩૧૦ મી.

**જે માણસ ખુનના ઉપાયથી અથવા ખુનનો સાથે અપહરણ અથવા છોકરાં ચોરવાનો ગુન્હો કરવાના કારણસર નીત્ય કોઈ બીજા માણસ અથવા માણસોની જોડે મળ્યો રેહેશે તેને ઠગ સમજવો.**

### ટીકા.

ઠગ લોકોની પ્રથમ ઉતપત્તિ મુસલમાનનું રાજ્ય થયું ત્યારથી ગણાય છે. આ ઠગ લોકો આખા હિંદુસ્તાનમાં ખુનના મહા અપ-

રોધ કરી માણસોની મીલકત લઇ લેતા. ઠગ લોકો ભવાની નામની દેવી તેમની માતા છે એવું ગણી દસેરાને દીવસે પોતાનું આ ભુંડું કામ કરવાની શરૂઆત કરતા અને ચોમાસું આવતા સુધી એ કામ જારી રાખતા. માણસોને મારી નાખવાની તેઓ જુદી જુદી યુકિત કામે લગાડતા પણ તેમાં ગળામાં રૂમાલ નાંખી મારી નાખવાની યુક્તિ કોઈ વિચીત્ર હતી. ચાલતું માણસ ચાલ્યું જાય અને પછવાડેથી આ બદમાશ ઠગો રૂમાલ નાંખી નળગોટો એવી રીતે દબાવતા કે થોડી પળમાં તેના ભક્ષનો નાશ થાય. હિંદુસ્તાનના ઘણાખરા ભાગમાં આવા ઠગ લોકો રહેતા. તેઓનો એક ઉપરી રહેતો ને તે કહેતે પ્રમાણે તેઓ ચાલતી. મી. મેડોઝટેલર નામના અંગ્રેજી વિદ્વાન આગળ ઠગ અમીરઅલીએ જે કબુલત કરી છે અને જે પુસ્તકના આકારમાં મી. મેડોઝટેલર બહાર પાડીછે તે જોવાથી આ ઠગ લોકો મુલકમાં કેવું સત્યાનાશ વાળતા તે જણાશે. આ હિંદુસ્તાનનો ફોજદારી કાયદો પસાર થયા પહેલાંથીજ આ ઠગ લોકોને ઠેકાણે પોચાડવા માટે સરકારે એક ખરચવાળું ખાતું સ્થાપ્યું છે અને તે ખાતું હજી છે મુલકમાંથી હવે ઠગ લોકોનો નાશ થવા આવ્યો છે.

આ મુલક ઉપર માયાળુ અંગ્રેજ સરકારનું રાજ્ય થયાથી જે આશીરવાદ લોકો ઉપર થયા છે તેમાંનો આ પણ એક આશીરવાદ છે.

### કલમ ૩૧૧ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ. | ઠગ હોવું. | વગર વારંટે પકડી શકાય, વારંટ નીકળે, જામીન લઈ શકાય નહીં. |
| સીક્ષા. | | |
| જીવતાં સુધી સમુદ્રપાર, તથા દંડ. | | |

### ટીકા.

આ કલમ જે માણસ માત્ર ઠગજ હોય તેને શિક્ષા માટે છે, ઠગી લોકો ઠગ હોઇને કાંઇ ગુનોહ કરે તો તે માટે જે ગુનોહ કર્યો હોય તે કલમ પ્રમાણે સજા થાય. એટલે કે ઠગ કોઈનું ખુન કરે, કોઈનું અપહરણ કરેતો ઠગ હોવા માટે આ કલમ પ્રમાણે અને ખુન તથા અપહરણ માટે આ કાયદાની એ ગુનાહની કલમ પ્રમાણે સજા થાય.

### કલમ ૩૧૨ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ. | ગર્ભપાત કરવો. | વગર વારંટ પકડાય નહીં, વારંટ નીકળે જામીન લઇ શકાય. |

**સીક્ષા.**

૩ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ, અથવા બંને.

| | | |
|---|---|---|
| એજ. | અગર તે સ્ત્રી ચલીત ગર્ભા થઇ હોય, તો | એજ. |

**સીક્ષા.**

૭ વર્સ સુધી બેમાની ગમે તે પ્રકારની કેદ તથા દંડ

### ટીકા.

આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત થવા માટે નીચેની હકીકત સાબીત થવી જોઇએ.

(૧) અમુક સ્ત્રીનો ગર્ભ પાડવા માટે તહોમતદારે અમુક ચીજ બુદ્ધિ પુર્વક આપી.

(૨) એ ચીજના અમલથીજ તે ગર્ભપાત થયો.

(૩) એવા ગર્ભપાત કરવા માટે તે સ્ત્રીને બચાવવાનો તહોમતદારનો હેતુ નહોતો.

૧ આ કલમ પ્રમાણેનો ગુન્હો તે ખરેખર ગર્ભવાળી હોય ત્યારેજ બનેછે—રાણી વિરૂદ્ધ કાબ્બુલ પાત્તર. ૧૫ વી. રી. પ્ર. ૪

૨ જે પદાર્થ તહોમતદારે આપ્યો તેથી ગર્ભપાત થાય એવો હતો એવું સાબીત થવું જોઇએ—રાણી વિરૂદ્ધ હોલીસ. આર્મ. પ્ર. ૪૭૨

આ કલમમાં બે બાબત છે. પેહેલી બાબત ગેરભપાત કરનારને ત્રણ વરસ સુધીની સજા કરવા માટેછે. બીજી બાબત સ્ત્રી ચલીત ગર્ભ થયા પછી એવો પાત કરવામાં આવે તો સાત વરસની મુદત સુધીની સજા કરવા માટે છે. પેહેલી બાબતને ગર્ભસ્ત્રાવ અને બીજી બાબતને ગર્ભપાત ગણવો જોઇએ. ગર્ભસ્ત્રાવ એટલે ગર્ભગળી જઇ બહાર પડે તે અને ગર્ભપાત એટલે જીવ આવ્યાપછી તેને પાડવામાં આવે તે. ચલીતગર્ભા એટલે શું તેનો અર્થ આપણે જાણવો જોઇએ. ગર્ભ ધારણ કર્યા પછી ચાર અથવા પાંચ મહીને પેટમાંનું છોકરૂં હાલતું જણાય છે તેને ચલીતગર્ભા કહેછે (જુઓ ટેલર વૈદક ન્યાય શાસ્ત્ર પ્ર. ૪૧૦ આઠમી આવૃતી) આપણ લોકોમાં તેને છોકરૂં ફરકયું એમ કહેવાયછે.

ગર્ભપાતનો ગુન્હો બન્યો છેકે નહીં તે જાણવા માટે વૈદક ન્યાયશાસ્ત્રની સહલા આપણે લેવી જોઇએ. ગર્ભપાત બે જાતના થાયછે. ૧ કુદરતી, ૨ માણસે પરાણે પાડી નાખેલા. કુદરતી રીતે ગર્ભ પડી જાય તેનો કાયદો કાંઇ ખબર લેતો નથી. માણસો પરાણે ગર્ભ પાડે એટલે મનુષ્ય કૃત્યથી તે ગર્ભ પાડવામાં આવે તો કાયદો તેની ખબર લેછે ગર્ભપાતનો ગુન્હો બન્યો છેકે તે ગર્ભ કુદરતી રીતે પડ્યો છે તે જાણવા માટે બેઉ જાતના ગર્ભપાત કેમ થાયછે તે આપણે તપાશીએ.

કુદરતી રીતના ગર્ભપાતના પ્રકાર નીચે પ્રમાણે છે.

૧ સ્ત્રીના ગર્ભસ્થાનમાં કાંઈ રોગ હોય.

૨ સ્ત્રી ગર્ભવંતી હોય ત્યારે તેને કાંઈ ઘણી દીલગીરી થાય.

૩ ગર્ભવંતી થયા પછી તેને કાંઈ એવો રોગ થાય કે તેની અસર ગર્ભસ્થાન સુધી જઈ અંદરના ગર્ભને નુકશાન કરે.

૪ ગર્ભવંતી હોય ત્યારે શીળી નીકળવાથી વખતે ગર્ભ પડેછે.

૫ જેના બુંદથી છોકરૂં રહ્યું હોય તેને કોઈ એવી નાશકારક ચાંદીનો દરદ થયો હોય કે છોકરૂં પાકું થઈ દુનીઆમાં આવ્યા હરોલ ખરી પડેછે.

માણસ કૃત્યથી ગર્ભપાત થાયછે તેના પ્રકાર નીચે પ્રમાણે છે.

૧ ઘણી કસરત કરાવાથી.

૨ ખડખડાટ ઘણો થાય એવી જમીન ઉપર ઘોડે બેસારી ચલાવવાથી અથવા એવી જગ્યામાં સ્ત્રીને બેસારી ગાડી હંકાવાથી.

૩ પેડુ ઉપર ઘણો ભાર દેવાથી.

૪ ગર્ભસ્થાનમાં જુદાં હથીઆર ચલાવવાથી.

૫ સોમલ વગેરે બુટ્ટી દેવાથી.

અમુક સ્ત્રીએ ગર્ભપાત કર્યો છે એવી ખબરો વારંવાર પોલીસ અમલદારો અને માજીસ્ત્રેટો પાસે આવેછે. ઘણી વખતે તે સ્ત્રી ગર્ભવંતી હતી કે નહીં અને તે ગર્ભ પાડ્યો છે કે નહીં તેનો મત ડાકતરો આપી શકે તેવું હોતું નથી. ગર્ભપાતના કામમાં ગર્ભ હતો અને તેને પાડવામાં આવ્યો એવું સાબીત થવાની જરૂર છે. અમુક સ્ત્રી ગર્ભવંતી હતી કે નહીં તે જાણવા માટે નીચેના નિયમ છે

૧ તે સ્ત્રીને અવંતર (દસ્તાન) બંધ થયું હોય ( આ નિયમ સ્થાપીત થયો નથી કેમકે વખતે અવંતર કોઈ દીવસ ન આવતું હોય એવી સ્ત્રીઓ ગર્ભ ધારણ કરેછે અને વળી ગર્ભ રહ્યા છતાં અવંતર સાત આઠ મહીના સુધી ઘણી સ્ત્રીને આવેછે ).

૨ તે સ્ત્રીનું પેડું ઊંચું થતું આવતું હતું.

૩ કુચની ડીટડીની આસપાસની ચાંમડીનો રંગ અસલ હોય તેથી જુદો થઈ ગયો હોય (ઘણું કરીને કાળી થઈ ગઈ હોય. ) ઉપરના નિયમ પુરાવો મળે તો કામ આવે તેવા છે. પોલીસ અમલદાર પાસે અને માજીસ્ત્રેટો પાસે તો તે સ્ત્રીએ ગર્ભ પાડ્યા પછીની હકીકત

જાહેર થાયછે. ત્યારે એવે વખતે કહી કહી બાબત તે સ્ત્રી ગર્ભવંતી હતી તે વિષે જોવી જોઈએ તે આપણે જાણવું જોઇએ.

૧ ગર્ભ પાડેલો હોય તે સ્ત્રી નબળી હોય તો તેનો ચેહેરો ફીકો પડી ગયો હોય.

૨ તેની તબીયત બીમાર જેવી જણાય (માહા મંદવાડમાં આ બે હકીકત ગર્ભ પાડ્યો ન હોય. તોપણ જણાય છે એટલે ઉપરની બે બાબતો ઉપરજ લક્ષ આપી ગર્ભ પાડ્યો એવું ઠરાવવું નહીં જોઇએ.)

૩ તે સ્ત્રીએ ગર્ભ પાડ્યા હરોળ તે સારી તંદુરસ્તી ભોગવતી હતી પણ પાછળથી તેની તબીયત કાંઈ રોગ વગર બગડી જાય તો. તેણે ગર્ભ પાડ્યાનું સબળ અનુમાન થાય ખરૂં.

૪ કુચ મોટાં અને ભરેલા માલુમ પડે (ગર્ભ પાડ્યા પછી ત્રીજે ચોથે દીવસે ).

૫ કુચની ડીંટડી મોટી થઈ ગઈ હોય અને તેની આસપાસની ચાંબડી ગર્ભવંતી સ્ત્રીના જેવી થઈ ગઈ હોય.

૬ પેડુની ચાંબડીની કરકોચલી વળી ગઈ હોય.

૭ યોની ઘણી સુજી ગઈ હોય.

ઉપરની સર્વ બાબત મી. ટેલરના વૈદક ન્યાયશાસ્ત્રમાંથી લીધી છે. આ બાબત વધારે વિસ્તારની હકીકત તેના અને મી. ગેના વૈદક ન્યાય શાસ્ત્રમાં જોવાથી જણાશે.

## કલમ ૩૧૩ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ. | સ્ત્રીની રજામંદી વગર ગર્ભપાત કરવો. | વગરવારંટે પકડાય નહીં, વારંટ નીકળે, જામીન લઇ શકાય નહી. |

સીક્ષા.

જીવતાં સુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

## કલમ ૩૧૪ મી

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | ગર્ભપાત કરવાના ઈરાદાથી કરેલાં કામથી થયેલું મોત. | વગર વારંટે પકડાય નહીં, વારંટ નીકળે, જામીન નહીં લઇ શકાય. |

**શિક્ષા.**

૧૦ વર્ષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

### ટીકા.

૧ એક સખસે એક સ્ત્રીનો ગર્ભપાત કરવા તેને કાંઇ ઝેરી પદાર્થ આપ્યો તેથી તે સ્ત્રી મરી ગઈ. એ ઝેરી પદાર્થ આપતી વખતે એ સ્ત્રીનું મોત થશે એવું તે સખસ જાણતો નહીં હતો તેમાં ઠરાવવામાં આવ્યું કે તહોમતદારે ખુનનો ગુનોહ નહીં પણ આ કલમ પ્રમાણેનો ગુનોહ કર્યો કહેવાય—રાણી વિરૂધ કાલચંદ ગોપી અને બીજો. ૧૦ વી૦ રી૦ પ્ર૦ ૫૯.

| | | |
|---|---|---|
| એજ | તે સ્ત્રીની રજામંદી વગર તે કામ કર્યું હોય, તો. | એજ. |

**સીક્ષા.**

જીવતાં સુધી સમુદ્રપાર અથવા ઉપર મુજબ.

કલમ ૩૧૫ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ. | કોઈ બચ્ચું જીવતું જન્મતાં અટકાવવાના, અથવા જન્મ્યા પછી તે મરી જાય એવું કરવાના ઈરાદાથી કરેલું કામ. | વગર વારંટે પકડાય નહીં. વારંટ નીકળે, જામીન લઈ શકાય નહીં. |

સીક્ષા.

૧૦ વરસ સુધી એમાના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ બંને.

કલમ ૩૧૬ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | જે કામ શીક્ષાણીય મનુષ્ય વધ ગણાતું હોય એવા કામથી કોઇ નહીં જન્મેલાં જીવતાં બચ્ચાનું મોત આણવું | વગર વારંટે પકડાય નહીં, વારંટ નીકળે જામીન લઇ શકાય નહીં. |

શિક્ષા.

૧૦ વર્સ સુધી એમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

## કલમ ૩૧૭ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ. | કોઈ બાર વરસથી ઓછી ઉમરનાં બચ્ચાંને તેના મા બાપે અથવા જે સખસના હવાલામાં તબચ્ચુ હોય તે સખસે તેને તજી દેવાના ઈરાદાથી ખુલ્લું મુકવું. | વગર વારંટે પકડી શકાય, વારંટ નીકળે, જામીન લઈ શકાય. |

**સીક્ષા.**

૭ વરસ સુધી બેમાંના એક તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને.

### ટીકા.

આ કલમનો ખુલાસો જોવાથી માલુમ પડશે કે આવી રીતે છોકરૂં તજી દેવાથી કિંવા ખુલ્લું મુકવાથી તે છોકરૂં મરી જાય તો મુકનાર મા અથવા વાલી ઉપર ખુનનું તહોમત આવે.

આ કલમ સ્ત્રીઓ વિધવાપણામાં છોકરાંને અવતાર આપેઅને પોતાનું કરેલું કૃત્ય છુપાવવા માટે છોકરાંનો પ્રસવ થયા પછી છોકરાંને ફેંકી દે તે માટે, તેમજ બીજા કોઈ પણ કારણથી છોકરાંનો જન્મ થયા પછી બાર વરસ સુધી ગમે ત્યારે કોઈ પણ ગેરવાજબી કારણથી હમેશ માટે તજી દેવાના હેતુથી ખુલ્લાં મુકે ( છોકરાંને ) તે અટકાવા માટે છે.

મુંબાઈ ઇલાકાના કેટલાક ભાગમાં અને મદ્રાસ ઇલાકાના ઘણા ખરા ભાગમાં ગયા ત્રણ વરસ ઉપર જે દુકાળ પડ્યો હતો તે વખતે સ્ત્રીઓ પોતાનાં છોકરાંઓને ભુખમરાને લીધે તજી દેતાં આવે વખતે એ સ્ત્રી ઉપર આ કલમ પ્રમાણે તહોમત લાવવું એ કેવો અચંબો ઉત્પન્ન કરનારૂં છે તે ખુલ્લુ છે.

૧ એક સખસે પોતાના છોકરાને રખડતું મુક્યુ તે છોકરૂં મરી ગયું. આ મોત થવાનું તુરતનું કારણ તેને રખડતું મુક્યુ એ નહોતું તે

થી તેની ઉપર ખુનનું તહોમત નહીં પણ આ કલમ પ્રમાણેનું તહોમત આવે એમ ઠર્યું—રાણી વિરૂદ્ધ ખુદાબક્ષ ફકીર. ૧૦ વી૦ રી૦ પ્ર૦ ૫૨.

૨ ચાર સખસો આંતરે આંતરે એક સખસને જોરૂથી માર મારે તથા તે મરી જાય તો આ ચારે સખસે તેનું ખુન કર્યું કહેવાય—રાણી વિરૂદ્ધ પુશુ અને હરીઓ. ૪ વી૦ રી૦ પ્ર૦ ૩૩.

૩ આ કલમ નાના છોકરાંના માબાપને લાગુ પડેછે. છોકરાં મોટાં અને પોતાની સંભાળ લઈ શકે એવાં થયાં હોય તેમત્રાં માબાપને લાગુ પડતી નથી. ૧૯વી. રી. પ્ર. ૧૨.

## કલમ ૩૧૮ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ અથવા ૧લા અથવા બીજાવર્ગનો માજીસ્ટ્રેટ. | મુડદું છાની રીતે વગે કરી દઈને જન્મ છુપાવવો. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે, જામીન લઇ શકાય. |

**સીક્ષા.**

૨ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ, અથવા બંને.

## ટીકા.

૧. આ કલમ પ્રમાણેનું તહોમત કોઈ સખસે માત્ર ચાર મહીનાના ગરભના છોકરાનો જન્મ થયો છુપાવ્યો હોય તેવા સખસ ઉપર આવી શકતું નથી. ૪ મ. હા. રી. પ્ર. ૬૩

૨. આ કલમ પ્રમાણેના ગુનાહની કોશીશ કરવાના તહોમતમાં છોકરાનું મુડદું હાથ આવેલું હોવું જોઈએ. અને તે તહોમતદાર સ્ત્રીએ જણેલું છે એવું ઓળખાવું જોઇએ—રાણી વિરૂદ્ધ વીલીઅમ. આર્મ. પ્ર. ૭૭૫

૩. જે ઓરડામાં સ્ત્રીએ જણ્યું હતું તે ઓરડામાં પેટીમાં ખુલ્લું છોકરૂં મુક્યું હતું તેમાં ઠરાવવામાં આવ્યું કે તેણે જન્મ છુપાવ્યો ન કહેવાય—રાણી વિરૂદ્ધ સ્લીપ. આર્મ. પ્ર. ૭૭૫

૪. એક છોકરાને એક પેટીમાં મુકી તે પેટી બીજી પેટીમાં મુકવામાં આવી અને તે પેટીયો એવી જગ્યોએ મુકી કે જ્યાં માણસો જાય આવે તો દેખી શકે. એ બેઉ પેટીને, તાળું દઈને કોઈ બીજી રીતે બંદોબસ્ત કર્યો નહોતો તેમાં ઠરાવવામાં આવ્યું કે તેણે જન્મ છુપાવ્યો કહેવાય નહીં—રાણી વિરૂદ્ધ જીયોજ. આર્મ. પ્ર. ૭૭૫

૪. વખતે એવું પણ બને છે કે ઉઘાડી પેટીમાં છોકરૂં મુક્યું હોય તો પણ જન્મ છુપાવ્યો એવું ઠરી શકે છે—રાણી વિરૂદ્ધ કુક. આર્મ. પ્ર. ૭૭૫

## કલમ ૩૧૯ મી.

**વ્યથા એટલે શું?**

**ટીકા.**

જુઓ કલમ ૩૨૩ નીચેની ટીકા.

## કલમ ૩૨૦ મી.

**મહાવ્યથા એટલે શું?**

**ટીકા.**

જુઓ કલમ ૩૨૫ ઉપરની ટીકા.

## કલમ ૩૨૧ મી.

**બુદ્ધિ પુર્વક વ્યથા એટલે શું?**

**ટીકા.**

જુઓ કલમ ૩૨૩ ઉપરની ટીકા.

## કલમ ૩૨૨ મી.

**બુદ્ધિ પુર્વક મહાવ્યથા એટલે શું?**

**ટીકા.**

જુઓ કલમ ૩૨૫ ઉપરની ટીકા.

## કલમ ૩૨૩ મી

| | | |
|---|---|---|
| કોઈ પણ માજી સ્ટ્રેટ. | બુદ્ધિ પુર્વક વ્યથા કરવી. | વગર વારંટે પકડી શકે. સુમન નીકળે જામીન લઈ શકાય. |

**શીક્ષા.**

૧ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૧૦૦ રૂપીઆનો દંડ, અથવા બંને.

**ટીકા.**

વ્યથાની વ્યાખ્યા માટે જુઓ કલમ ૩૨૧.

વળી જુઓ નીચેના ફેસલા.

૧. એક કેદીએ તેની બાયડીએ ઘણો ગુસ્સો ચડાવવાથી બે હાથે કરીને જોરથી જમીન ઉપર ફેંકી. પડી ગયા પછી તેને ઉઘાડે હાથે મારી. એ બાઈડી મરી ગઈ. શરીર તપાસતાં તેના શરીર ઉપર જોર જુલમની કાંઈ ઉઘાડી નીશાની જણાઈ નહીં. પણ તેની તલીમાં કાંઈ રોગ હોય એવું જણાયું અને તે તલી ફાટવાથી તેનું મોત થયું એમ ઠરયું તેથી ઠરાવવામાં આવ્યું કે તેણે શીક્ષણીય મનુષ્ય વધનો ગુનોહ નહીં પણ વ્યથાનો ગુનોહ કર્યો—રાણી વિરૂદ્ધ પંચાનનતાંતી. કો. ઈ. ડા. પ્ર. ૩૫૬

૨. એક જણે એક સખ્સને કાનની પાસે ઝટકો માર્યો અને પછી મારેલા સખસને ઝાડ સાથે બાંધી ગયો. આ કામમાં ઠરાવવામાં આવ્યું કે માજીસ્ટ્રેટે આ કેસ પોતે નહીં ચુકવતા સેશન કમીટ કરવો જોઈતો હતો—ગુરગોવીંદ થાકોર અને બીજો. ૬ વી. પ્ર. ૫૫

૩. આ કલમ વિરૂધનો ગુનોહ માંહોમાંહે માંડીવાળી શકાય છે. રાણી વિરૂદ્ધ જેઠા ભાલા. ૧૦ મું. હા. રી. પ્ર. ૬૯

કલમ ૩૨૪ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ અથવા ૧લા અથવા ૨જા વર્ગનો માજીસ્ટ્રેટ. | ભયંકર શસ્ત્ર અથવા સાધન વડે બુદ્ધિ પુર્વક વ્યથા કરવી. | વગર વારંટે પકડી શકે. સમન નીકળે જામીન લઇ સકાય |

સીક્ષા.

૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને.

ટીકા.

વ્યથા માટે જુઓ કલમ ૩૨૧ અને જુઓ ૩૧૯ નીચેના

ફેસલા.

૧ આ કલમ પ્રમાણેના ગુન્હામાં એકલી દંડની સજા થઇ શકે નહીં—રાણી વિરૂદ્ધ સરોદા પેશગર. કો. ઇ. ડા. પ્ર૦ ૩૫૯.

૨ જ્યાં ઇરાદો, કિંવા જ્ઞાન, કિંવા હુમલો કરતાં જે ઇજા થઇ હોય તેથી મોત થશે એવું ન હોય ત્યાં શીક્ષાગ્રીય મનુષ્ય વધ નહીં પણ બુદ્ધિ પુર્વક મહા વ્યથાનો ગુનોહ છે. કેટલાક સખ્સો મળીને એક સખ્સ ઉપર હુમલો કરે અને તેમાં તેનો હાથ ભાગી જાય તો એ બુદ્ધિ પૂર્વક વ્યથા છે, હુમલો નથી. પહેલા મારથી હાડકાં ભાગેતો તે વ્યથા નહી પણ મહાવ્યથા છે—રાણી વિરૂદ્ધ રામલો હલસીંગ. ૫ વી. રી. પ્ર. ૧૨

૩ એક સખ્સ મધરાતે બીજા સખ્સની બાઇડી સાથે આડો વેહેવાર ચલાવવા માટે તેના ઘરમાં પેસતો હતો તેથી એક ભયંકર શસ્ત્રવડે એ આવનાર સખ્સને મારો નાખ્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે એ સખ્સે આકસ્મિક ઘણો ક્રોધ ચડી જવાથી એ કૃત્ય કરેલું છે અને તેથી તેણે મહાવ્યથા કરીછે—રાણી વિરૂદ્ધ ચોલંદીયા રોમોનીક. કો. ઈ. ડા. પ્ર. ૩૫૭.

૪. વીશ દીવસ સુધી કામ કરવાની અશક્તતા થાય તો તે મહા

વ્યથા કહેવાય—રાણી વિરૂદ્ધ બીઓ રામશરમા.

૫. ૭૨ સે. એવાં હથીઆર પાસે રાખી હંગામો કર્યાનું તહોમત, અને વળી આ કલમ પ્રમાણેનું તહોમત એવાં બે તહોમત લાવી શકાય નહીં. ગમે તે એક કલમનું તહોમત આવે. ૧૦ વી. રી. પ્ર. ૬૩

## કલમ ૩૨૫ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ અથવા ૧લા, અથવા ૨જા વર્ગનો માજીસ્ટ્રેટ. | બુદ્ધિ પુર્વક મહા વ્યથા કરવી. | વગર વારંટે પકડી શકાય, સમન નીકળે, જામીન લઈ શકાય. |

**સીક્ષા.**

૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

## ટીકા.

મહાવ્યથા કેહેને કહેવી તે માટે જુઓ કલમ ૩૨૨ અને વળી જુઓ નીચેના ફેસલા.

૧ આ કલમ પ્રમાણેના તહોમતમાં એકલા દંડની સજા થઈ શકે નહીં—રાણી વિરૂદ્ધ શરોદા પેશગર. ૨ વી. રી. પ્ર. ૩૨

૨. હુમલો કરતાં કાંઈ વ્યથા કરવામાં આવી હોય તે ઈરાદા, જ્ઞાન, કિંવા સંભવતા વગર કરવામાં આવી હોય તો તે વ્યથાથી થયેલું મોત મનુષ્ય વધ નથી પણ બુદ્ધિપૂર્વક મહાવ્યથા છે—રાણી વિરૂદ્ધ મેઘા મોઆ. વી. રી. પ્ર. ૨૯

૩. એક માણસ ઉપર ઘણા સખસો મળી હુમલો કરે અને તેથી તેનો હાથ ભાંગી પડે તો તે હુમલો નથી પણ બુદ્ધીપુર્વક મહાવ્યથા છે. રાણી વિરૂદ્ધ રામતા હાલસીંગ. ૫ વી. રી. પ્ર. ૧૨

૪. બીજા મારની સાથે જો કાંઈ હાડકું ભાગ્યું હોય તો તે બુદ્ધિ પૂર્વક મહાવ્યથા છે—રાણી વિરૂદ્ધ રામતા હાલસીંગ. ૫ વી. રી. પ્ર. ૬૫

૫. ૨૦ દિવસ સુધી અશકતતાઈ થાય તો તે બુદ્ધિપુર્વક મહાવ્યથા છે. અને પખવાડીયા સુધી અશકત થાય તો બુદ્ધીપુર્વક વ્યથા છે. ૧ વી. રી. પ્ર. ૯

### કલમ ૩૨૬ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ અથવા ૧લા વર્ગનો માજીસ્ટ્રેટ. | ભયંકર શસ્ત્ર અથવા સાધન વડે બુદ્ધિ પુર્વક મહા વ્યથા કરવી. | વગર વારંટે પકડી શકે, સમન નીકળે જામીન નહી લઈ શકાય. |

**સીક્ષા.**

જીવતાં સુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

### ટીકા.

માહા વ્યથા માટે જુઓ કલમ ૩૨૨

જુઓ નીચેના ફેસલા.

૧. ખરાબ વસાણું આપવાથી જીંદગી જોખમમાં ન આવે એવું હોય, ત્યારે કલમ ૩૨૮ પ્રમાણે નહીં પણ આ કલમ પ્રમાણે તહોમત આવે. ૪ વી. રી. પ્ર. ૪

### કલમ ૩૨૭ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | જબરાઈથી કાંઈ મિલકત, અથવા કિમતી દસ્તાવેજ કઢાવવા સારૂ, અથવા કાંઈ ગુનોહ કરવો સેહેલ થાય એવું કાયદા વિરૂદ્ધ કામ કરવા સારૂ બુદ્ધિ પુર્વક મહા વ્યથા કરવી. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે જામીન લઈ શકાય નહીં. |

**સીક્ષા.**

૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

## કલમ ૩૨૮ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | વ્યથા કરવાના ઇરાદાથી બેહોશ કરે એવી કાંઇ વસ્તુ ખવરાવવી. | વગર વારંટે પકડી શકાય, વારંટ નીકળે, જામીન લઇ શકાય નહીં. |
| શિક્ષા. ૧૦ વરસ સુધી બેમાંના એક તે પ્રકારની કેદ, તથા દંડ. | | |

### ટીકા.

૧. આ કલમમાં "એવી કાંઇ બીજી ચીજ" એનો અર્થ કાંઇ અવગુણ કરે એવી ચીજ એવો અર્થ થાયછે—જોતીવોરી. ૧ વી.રી. પ્ર.૭

૨. જીંદગીને જોખમ પોચે એવો કાંઇ બેહોશ કરે એવો પદાર્થ આપે તો તેને આ કલમ પ્રમાણે સજા થાય. કલમ ૩૨૬ પ્રમાણે સજા ન થાય—રાણી વિરૂદ્ધ જોયગોપાળ. ૪ વી. રી. પ્ર. ૪.

૩. એક તાડીવાળાની તાડી ઉપરના ઠામમાંથી કોઇ અજાણ્યો ચોર તાડી ચોરી જતો. તેને પકડવા માટે તેણે એ તાડીના ઠામમાં કાંઇ બેભાની થાય તેવો પદાર્થ મુક્યો. ચોરે તે ઠામ ચોરી કાંઇ સોલજરને વેચ્યું. સોલજર તે પીવાથી બેહોશ થયો તેમાં ઠરાવવામાં આવ્યું કે તાડીવાળા ઉપર આ કલમ પ્રમાણે તહોમત આવે. તેને કલમ ૮૧ નો લાભ મળી શકે નહીં—રાણી વિરૂદ્ધ ધનીઆ દાજી. ૫ મું. હા. રી. પ્ર. ૫૯ ( ફોજદારી ).

## કલમ ૩૨૯ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | જબર જસ્તીથી કાંઈ મિલકત, અથવા કિંમતી દસ્તાવેજ મહડાવવા, અથવા કાંઈ ગુનોહ કરવો સેહલ થાય એવું કાયદા વિરૂદ્ધ કામ કરવા સારૂ બુદ્ધિ પુર્વક મહા વ્યથા કરવી. | વગર વારંટે પકડી શકાય, વારંટ નીકળે, જામીન નહીં લઈ શકાય. |

**સીક્ષા.**

જીવતાં સુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસ સુધી એમાંના તે પ્રકારની કેદ, તથા દંડ.

## કલમ ૩૩૦ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | જબર જસ્તીથી કબુલાત કરાવવા, અથવા કાંઈ ખબર મેળવવા, કે મિલકત પાછી અપાવવા સારૂ બુદ્ધિ પુર્વક વ્યથા કરવી વિગેરે. | વગર વારંટે પકડી શકે. વારંટ નીકળે, જામીન લઈ શકાય. |

**સિક્ષા.**

૭ વરસ સુધી એમાના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

### ટીકા.

૧. આ કલમ પ્રમાણેનો ગુન્હો સંપુર્ણ થવા માટે તહોમતદારે ફરીઆદીને આ કાયદા પ્રમાણેના ગુન્હાની કબુલત કરાવવાને માટે માર મારેલો હોવો જોઇએ—રાણી વિરૂદ્ધ બાબુ મુંદી. ૧૩ વી. રી. પ્ર. ૨૩

કલમ ૩૩૧ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | જબર જસ્તીથી કબુલાત કરાવવા, અથવા કાંઇ ખબર મેળવવા, કે મિલકત પાછી અપાવવા સારૂ બુદ્ધિ પુર્વક મહા વ્યથા કરવી. | વગર વારંટ પકડી શકે. વારંટ નીકળે. જામીન નહીં લઇ શકાય. |

**શિક્ષા.**

૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

ટીકા.

આ અને આગલી કલમ જબરજસ્તીથી કબુલત કરાવતાં જે માર મારવામાં આવે તે માટે છે.

કલમ ૩૩૨ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. | કોઇ સરકારી નોકરને ડરાવીને તેનો અમલ કરતો બંધ રાખવાને બુદ્ધિપુર્વક વ્યથા કરવી. | વગર વારંટે પકડી શકાય, વારંટ નીકળે, જામીન લઇ શકાય. |

**શિક્ષા.**

૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને.

## કલમ ૩૩૩ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ. | કોઈ સરકારી નોકરને ડરા વીને તેનો અમલ કરતો બંધ રાખવાને બુદ્ધિપુર્વક મહાવ્યથા કરવી. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે, જામીન લઈ શકાય નહીં. |

**શિક્ષા.**

૧૦ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

## કલમ ૩૩૪ મી.

| | | |
|---|---|---|
| કોઈ પણ માજી સ્ટ્રેટ. | ભારે અથવા આકસ્મીક ક્રોધ ઉત્પન્ન થયેથી ક્રોધ ઉત્પન્ન કરનાર શીવાય બીજાને વ્યથા કરવાનો ઇરાદો નહીં છતાં બુદ્ધિપુર્વક વ્યથા કરવી. | વગર વારંટે પકડી શકાય સમન નીકળે, જામીન લઈ શકાય. |

**શિક્ષા.**

૧ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૫૦૦ રૂપીઆનો દંડ, અથવા બંને.

## ટીકા.

આવો ક્રોધ ઉતરી ગયા પછી ગાંડા માણસ માફક માર મારે તો તેને આ કલમ પ્રમાણેનો લાભ મળે નહીં.

૧. જેણે ક્રોધ ઉત્પન્ન કર્યો તેને મારવામાં આવે તો તે માટે પણ આ કલમ પ્રમાણે સજા થાય—રાણી વિરુદ્ધ ભાલા સઉના. ૧ મું. હા. રી. પ્ર. ૧૭.

## કલમ ૩૩૫ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ અથવા ૧લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. | ભારે અથવા આકસ્મીક ક્રોધ ઉત્પન્ન થયેથી ક્રોધ ઉત્પન્ન કરનાર શીવાય બીજાને વ્યથા કરવાનો ઈરાદો નહીં છતાં મહાવ્યથા કરવી. | વગર વારંટે પકડી શકે, સમન નીકળે; જામીન લઈ શકાય. |

**શિક્ષા.**

૪ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૨૦૦૦ રૂપીયાનો દંડ, અથવા બંને.

### ટીકા.

૧. એક સખસના ઘરમાં તે સખસની બાઈડી સાથે બીજો સખસ મોડી રાત્રીએ પેઠો. ધણીએ એક જીવ લે એવું હથીઆર માર્યું તેથી તે મરી ગયો એ કામમાં તહોમતદાર ઉપર આ કલમ પ્રમાણે તહોમત આવ્યું હતું. ૩ વી. રી. પ્ર. ૫૫

## કલમ ૩૩૬ મી.

| | | |
|---|---|---|
| કોઈ પણ માજીસ્ટ્રેટ. | જે કામથી માણસની જીંદગી જોખમમાં આવે, અથવા બીજાઓની શરીરની સલામતી જોખમમાં આવે તે કામ કરવું. | વગર વારંટે પકડી શકે, સમન નીકળે. જામીન લઈ શકાય. |

**શિક્ષા.**

૩ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૫૦ રૂપીઆનો દંડ, અથવા બંને.

## ટીકા.

૧. ૯ ખારવા સલામતી વગરનાં વાહાણ હંકે તેને આ કલમ નહીં પણ આ કલમ ૨૮૨ લાગુ પડે—રાણી વિરૂદ્ધ ખોંડા જગતા. ૧ મું. હા. રી. પ્ર. ૧૩૪

## કલમ ૩૩૭ મી.

| | | |
|---|---|---|
| ૧ લા અથવા ૨ જા વર્ગનો મા- જીસ્ટ્રેટ. | માણસની જીંદગી વીગેરે જોખમમાં આવે એવું કા- મ કરીને વ્યથા કરવી. | વગર વારંટે પકડી શકે, સમન નીકળે, જામીન લઈ શકાય. |

**શિક્ષા.**

૬ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૫૦૦ રૂપીઆનો દંડ, અથવા બંને.

## કલમ ૩૩૮ મી.

| | | |
|---|---|---|
| ૧ લા અથવા ૨ જા વર્ગનો મા- જીસ્ટ્રેટ. | માણસની જીંદગી વીગેરે જોખમમાં આવે એવું કા- મ કરીને મહાવ્યથા કરવી. | વગર વારંટે પકડી શકે, સમન નીકળે, જામીન લઈ શકાય. |

**શિક્ષા.**

બે વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૧૦૦૦ રૂપીઆનો દંડ, અથવા બંને.

## ટીકા.

૧. આવી મહાવ્યથાથી મોહોત થાય તો તે મોહોત તહોમતદારના ગફલતીથી કરેલા કૃત્યથી કિંવા બેફીકરીના કૃત્યના પરિણામ તરીકે થયું એવું સાબીત થવું જોઇએ. ૯ મ. હા. રી. પ્ર. ૩૨.

### કલમ ૩૩૯ મી.

### ગેરવાજબી અટકાવ એટલે શું?

### ટીકા.

જે માણસ જે જગ્યોએ જવા ખુશી હોય અને જ્યાં તેનો જવા હક હોય તે હકમાં તેને હરકત કરી જવા ન દેવો એ ગેરવાજબી અટકાવ છે. ગેરવાજબી અટકાવમાં અને ગેરવાજબી કેદમાં તફાવત એ છે કે ગેરવાજબી અટકાવમાં મુક્ત અટકાવી રાખવો એજ ગુન્હો છે. ગેરવાજબી કેદમાં ફરીઆદીને કોઈ બંધ કરેલી જગ્યામાં રોકી રાખવો જોઈએ.

૧. એક પોલીસ અમલદારે એક સખશને જમાન લેવા જેવું કામ નહીં છતાં જમાન આપતાં સુધી ઘેર જવા ના પાડી તેમાં તેણે ગેરવાજબી અટકાવ કર્યો એવું ગણાયું છે—સીઓસરણ સેહોઈ વિરૂદ્ધ મહમદ ફઝુલખાન. ૧૦ વી. રી. પ્ર. ૨૦

૨. એક બાઈડી પોતાની ખુશીથી તહોમતદારને ઘેર ગયેલ નહીં, ને ત્યાં તે રહી તે પોતાને વહોતું રહેવું તે છતાં રાખી તેમાં ઠરાવવામાં આવ્યું કે તહોમતદારે ગેરવાજબી અટકાવ કર્યો કહેવાય—રાણી વિરૂદ્ધ અમીધરાજ. ૪ વી. રી. પ્ર. ૩ ( ફોજદારી ).

જામીન નહીં લઈ શકાય તેવા અને કાગ્નીઝીબલ ગુન્હા કોઈ સખસના દેખતા કરવામાં આવે તો તે કરનારને ખાનગી સખસ પણ પકડી શકે છે વાસ્તે પકડનાર ઉપર તહોમત લાવી શકાય નહીં. જુઓ ક્રી. પ્રો. કોડ. કલમ ૧૦૫

### કલમ ૩૪૦ મી.

### ગેરવાજબી કેદ.

### ટીકા.

આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત થવા માટે નીચેની હકીકત જરૂર સાબીત થવી જોઈએ.

(૧) તેને ગેરવાજબી કેદ કર્યા,

(૨) તેને એવી રીતે કેદ કર્યા કે તેનાથી બીજી જગ્યોએ જવાય નહીં,

૧. એક પોલીસ સુપ્રિનટેનડેન્ટે એક સખ્સને માજીસ્ટ્રેટ પાસે હાજર કરવાનો ગેરવાજબી હુકમ કર્યો, અને વળી કાનસ્ટેબલોને તે કોઈ સાથે વાત ન કરે તે માટે તેને અટકાવવા મોકલ્યા તેમાં ઠરાવવામાં આવ્યું કે તેણે ગેરવાજબી કેદ કર્યાનો ગુન્હો કર્યો. ૨ મ. હા. રી.પ્ર. ૩૯૬

૨. છોડવાનો હુકમ થયાપછી જરૂર કરતાં વધારે વખત તહોમતદારને રોકવાથી ગેરવાજબી કેદનો ગુન્હો થાય છે. આવા વખતે ૨૪ કલાક સુધી અટકાવમાં રાખવા પોલીસનો હક છે. એવો બાનો આડો લેવાય નહીં (મેન. પ્ર. ૨૮૦).

## કલમ ૩૪૧ મી

| | | |
|---|---|---|
| કોઇ પણ માજીસ્ટ્રેટ. | કોઇને ગેરવાજબી અટકાવ. | વગર વારંટે પકડી શકાય, સમન નીકળે જામીન લઇ શકાય. |

**સીક્ષા.**

૧ મહીના સુધી આસાન કેદ, અથવા ૫૦૦ રૂપીઆનો દંડ અથવા બંને.

## કલમ ૩૪૨ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનો માજીસ્ટ્રેટ. | કોઇને ગેરવાજબી કેદ કરવો. | વગર વારંટે પકડીશકે, સમન નીકળે જામીન લઈ શકાય. |

**સીક્ષા.**

૧ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૧૦૦૦ રૂપૈઆનો દંડ, અથવા બેઉ.

## ટીકા.

૧ એક ગામના પોલીસ અમલદારોએ ગામડાના લોકની ઉસ્કેરણી

થી કેટલાક સખસોને પકડ્યા. પાછળથી એવું માલુમ પડ્યું કે તેમને દ્વેષથી પકડવામાં આવ્યા હતા તેમાં ઠરાવવામાં આવ્યું કે પોલીસ અમલદારો અને ગામના ઉપરી કરનારા લોકો ગેરવાજબી કેદ કરવાના ગુન્હાના તકસીરવાર છે. ૫ મ. હા. રી. એ. ૨૪

## કલમ ૩૪૩ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનો માજીસ્ટ્રેટ. | ત્રણ અથવા વધારે દીવસ ગેરવાજબી કેદ. | વગર વારંટે પકડાય સમન નીકળે જમા ન લેવાય. |

**સીક્ષા.**

૨ વર્ષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

## કલમ ૩૪૪ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ અથવા પેહેલા અથવા બીજા વર્ગનો માજીસ્ટ્રેટ. | દસ અથવા વધારે દીવસ ગેર વાજબી કેદ. | વગર વારંટે પકડાય. સમન નીકળે જમાન લેવાય. |

**શિક્ષા.**

૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

## ટીકા.

૧. આ કલમ પ્રમાણેની શિક્ષામાં એકલો દંડ થાય નહીં. ૧ મું. હા. રી. પ્ર. ૩૯ રાણી વિરૂદ્ધ બહીરજી કીશનાજી.

## કલમ ૩૪૫ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ અથવા ૧લા અથવા બીજા વર્ગનો મા જીસ્ત્રેટ. | જે સખસને છોડવાનો હુકમ સાદર થયો જાણ્યો હોય તે સખસને ગેરવાજબી કેદમાં રાખવો. | વગર વારંટે પકડાય નહી, સમન નિકળે જમાન લેવાય. |

**સીક્ષા.**

૨ વરસ સુધી એમાંના ગમેન્તે પ્રકારની કેદ, તથા બીજી કોઇ કલમ મુજબ જે કેદ થતી હોય તે.

## કલમ ૩૪૬ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ અથવા ૧લા અથવા ૨જા વર્ગનો માજીસ્ત્રેટ. | છાની ગેરવાજબી કેદ | વગર વારંટે પકડાય સમન નીકળે જમાન લેવાય. |

**સીક્ષા.**

બે વરસ સુધી એમાંના ગમે ત પ્રકારની કેદ, તથા બીજી કોઇ કલમ મુજબ જે કેદ થતી હોય તે.

## કલમ ૩૪૭ મી.

| | | |
|---|---|---|
| સેશન કોરટ અથવા ૧લા અથવા ૨જા વર્ગનો માજીસ્ટ્રેટ. | જબર જસ્તીથી કાંઇ મિલકત કડાવવાના, અથવા કાંઇ કાયદા વિરૂદ્ધ કામ કરવાના કારણસર ગેરવાજબી કેદ. | વગર વારંટ પકડી શકે, સમન નીકળે જામીન લઇ શકાય |

**સીક્ષા.**

૩ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

કલમ ૩૪૮ મી.

| | | |
|---|---|---|
| સેશન કોરટ અથવા ૧લા વર્ગનો માજીસ્ત્રેટ. | જબર જસ્તીથી કબુલાત કરાવવાના, અથવા ખબર કહડાવવાના અથવા કાંઇ મિલકત પાછી અપાવવાના કારણ સર ગેરવાજબી કેદ. | વગર વારંટે પકડી શકે, સમન નીકળે જામીન લઇશકાય: |
| સાક્ષા. 3 વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | | |

કલમ ૩૪૯ મી.

સાપરાધ બળ તથા હુમલા એટલે શું?

કલમ ૩૫૦ મી.

સાપરાધ બળ.

કલમ ૩૫૧ મી.

હુમલાની વ્યાખ્યા.

ટીકા.

જે લાકડી વીગેરેથી મારવાનું કરે તે ઘા નિષ્ફળ જાય તો પણ હુમલો કર્યો કહેવાય. આર્ય. પ્ર. ૭૧૫

આ કલમ પ્રમાણેના તહોમતમાં તહોમતદારનો બચાવ નીચેની હકીકત હોય તો થાયછે.

૧ થયેલો હુમલો અથવા સાપરાધબળ અકસ્માત વાપરવો પડ્યો, કિંવા,

૨ થયેલ હુમલો અથવા સાપરાધબળ પરસ્પરમા અંદર અંદરના તકરારને લીધે હતો, કિંવા,

૩ આ પ્રમાણે કરવાથી ફરીઆદીને સુધારવાની મતલબ હતી જેમકે માબાપ છોકરાંને ઘટતી સજા કરે વીગેરે, કિંવા,

૪ આ ગુન્હો ખાનગી બચાવનો અમલ કરતાં થયોછે, કિંવા
૫ આ ગુન્હો મિલકતનો બચાવ કરતાં થયો છે, કિંવા
૬ ફરીઆદીને પકડવાનું વારંટ હતું તે પ્રમાણે તાબે થતાં સામો થયો તેથી તેની ઉપર જસ્તી વાપરવી પડી.

કલમ ૩૫૨ મી.

| | | |
|---|---|---|
| કોઇ પણ માજી સ્ટ્રેટ. | ભારે ક્રોધ ઉત્પન્ન નહીં કર્યા છતાં કોઇની ઉપર સાપરાધ બળ વાપરવુંઅથવા હુમલ્લો કરવો. | વગર વારંટે પકડાય નહીં સમન નીકળે જામીન લઇ શકાય. |

સીક્ષા.

૩ મહીના સુધી એમાંના ગમેતે પ્રકારની કેદ અથવા ૫૦૦ રૂપીઆનો દંડ, અથવા બંને.

ટીકા.

૧ જે સખસ ઉપર આ કલમ પ્રમાણે કામ ચલાવી તેને પુરાવની ખામીને લીધે છોડી મુકવામાં આવ્યો હોય તે સખસની એની એ ફરીઆદ ઉપરથી વ્યથા કર્યાના તહોમતથી તજવીજ થઇ શકે નહીં.—કપ્તાન વિરૂદ્ધ સ્મીથ. ૭ બેં. લા. રી. પ્ર. ૨૫ (એ ૫)

૨ કાંઇ અણધાર્યો હુમલો થઇ જાય, અને તેમાં કજીઓ થઇ જુસ્સાથી ક્રોધથી કોઇનું ખુન થઇ જાય તો તેને કલમ ૩૦૦ના અપવાદ ૪ નો લાભ મળે. કહી પાર્ટીએ પેહેલો ગુસ્સો ચડાવ્યો, કિંવા કહી પાર્ટીએ પેહેલો હુમલ્લો કર્યો તે આ કામમાં જરૂરનું નથી—રાણી વિરૂદ્ધ જાલીમરેહ. ૧ વી. રી. પ્ર. ૩૩

૩ આ કલમ પ્રમાણેના તહોમતમાં ૨૫૦ દંડ અને દંડ ન આપે તો ૧ મહીનાની કેદની સજા કરવામાં આવી તે પેનલકોડની આ કલમ ઉપર અને ૬૫ ધ્યાનમાં લઇ ગેરવાજબી ઠરાવવામાં આવીછે. જીલ્લાબક્ષ. ઈં. ડા. પ્ર. ૩૪૧

૪ એક માણસ ઉપર ઘણા સખ્સો હુમલ્લો કરે અને તેથી તેના હાથ ભાગી પડે તો તે આ કલમ પ્રમાણેનો ગુન્હો નથી પણ કલમ ૩૨૫ પ્રમાણે બુદ્ધિપુર્વક મહા વ્યથાનો ગુન્હો છે—રાણી વિરૂદ્ધ રામતા હાલસાંગ. ૫ વી. રી. પ્ર. ૧૨

૫ વાપરેલા શબ્દથી એવું માલમ પડી આવતું હોય કે એજ વખત તુરત સાપરાધ બળ વાપરવાનો ઈરાદો નથી તો એ હુમલો થતો નથી. ૨ મું. હા. રી. પ્ર. ૨૫

૬ એક માણસ બીજા માણસને મારવાને લાકડી ઉગામે પણ તે સામો માણસ એટલે દુર ઉભો હોય તેથી લાકડી ત્યાં પોચવાનો સંભવ ન હોય તો તે તહોમતદારે હુમલો કર્યો કહેવાય નહીં. આર્ય. પ્ર. ૭૧૬

૭ પણ લાકડી હાથમાં લઈ સામા સખસને મારવા માટે છેટેથી "માર માર" એમ કરતો દોડે. જેને મારવાનો હોય તેને લાકડી લાગે એટલો નજીક તે આવે અને પછી તેને અટકાવવામાં આવે તો તેણે હુમલો કર્યો કહેવાય. આર્ય. પ્ર. ૭૧૬

તહોમત સાબીત થતી વખતે ગુન્હેગાર સખસ પાસે સુલેહ રાખવાનો મુચરકો લેવા વીગેરે બાબત કયા માજીસ્ટ્રેટોને અધીકાર છે તે માટે જુઓ ક્રી. પ્રો. કોડ કલમ ૪૮૯–૪૯૦

## કલમ ૩૫૩ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનો માજીસ્ટ્રેટ. | કોઈ સરકારી નોકરને ડરાવી ને તેનો અમલ કરતો બંધ રાખવાને સાપરાધ બળ વાપરવું અથવા હુમલ્લો કરવો. | વગર વારંટે પકડી શકે; વારંટ નીકળે, જામીન લઈ શકાય |

**સીક્ષા.**

૨ વર્ષ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

## ટીકા.

૧ કાંઈ કામ બજાવવાને સારૂ કોઈ સરકારી નોકરે પોતાના તાબાના માણસને કાંઈ હુકમ આપ્યો હોય તે હુકમ તેની પાસેથી પડાવી લેવાનો તહોમતદારોં પ્રેયત્ન કરે તો તેને આ કલમ પ્રમાણે સજા થાય. ૧૩ વી. રી. પ્ર. ૪૯

## કલમ ૩૫૪ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનોમા જીસ્ટ્રેટ. | કોઈ સ્ત્રીની લાજ લેવાના ઇરાદાથી તેની ઉપર હુમલ્લો અથવા સાપરાધ બળ. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે જમાન લઈશકાય. |

### સીક્ષા.

બે વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને. આવો ગુનોહ તહોમતદારે આગળ કર્યો હોય તો તેને આ સજા શીવાય ફટકાની સજા પણ થાયછે.શન ૧૮૬૪ના આકટ ૬ની કલમ ૪

## ટીકા.

આ પ્રમાણે હુમલ્લો કરી સ્ત્રીની લાજ લેવાય તો કલમ ૩૭૬ પ્રમાણે સજા થાય.

૧ કોઈ વૈદ વગર જરૂરીઆતે કોઈ સ્ત્રી દરદીને નાગી કરે, એવા બાનાથી કે એમ કર્યા વગર તે દરદ પારખી શકે તેમ નથી. તો એ કપડાં જો વૈદ પોતાને હાથે ઉતારેતો તેણે સાપરાધ બળ વાપર્યાનો ગુન્હો કર્યો કેહેવાય—રાણી વિરૂદ્ધ રોસીન સ્કી. આર્ય. પ્ર. ૭૧૬.

૨ ચાંદાનો દરદ થએલ સખસ કોઈ તેર વરસની છોકરી સાથે સંભોગ કરે. છોકરીને એવું જણાવે કે મને કાંઈ દરદ નથી તો એ સખસે આ કલમ પ્રમાણે બીચ સાપરાધબળ વાપર્યું કેહેવાય—રાણી

વિરૂદ્ધ સેનેટ. આર્ય. પ્ર. ૭૧૬

૩ કોઈ મેહેતાજી તેની સ્ત્રી નીશાળીઆ સાથે તેની સમતી વગર અયોગ્ય છુટ લે તેમાં તે સામી ન થાય તો પણ તે હુમલો છે—રાણી વિરૂદ્ધ નીકલ. આર્ય. પ્ર. ૭૧૫.

કલમ ૩૫૫ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનોમા જીસ્ત્રેટ. | ભારે અથવા આકસ્મીક ક્રોધ ઉત્પન્ન નહીં કર્યા છ તાં. કોઈ સખસને બે આબરૂ કરવાના ઈરાદાથી હુમલો. અથવા સાપરાધબળ | વગર વારંટે પકડાય નહી સમન ની કળે જમાન. લેઈ શકાય. |

સીક્ષા.

૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને.

કલમ ૩૫૬ મી.

| | | |
|---|---|---|
| કોઇ પણ માજીસ્ટ્રેટ. | કોઇ સખસે કાંઈ વસ્તુ પહેરી હોય, અથવા લઇ જતો હોય તે વસ્તુની ચોરી કરવાની કોશીશ કરવામાં હુમલો, અથવા સાપરાધ બળ. | વગર વારંટે પકડી શકે. વારંટ નીકળે જામીન લઈ શકાય નહીં. |

સીક્ષા.

૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ, અથવા બંને.

### કલમ ૩૫૭ મી.

| | | |
|---|---|---|
| કોઈ પણ માજી સ્ટ્રેટ. | કોઈ સખસને ગેર વાજબી કેદની કોશીશમાં હુમલો, અથવા સાપરાધ બળ. | વગર વારંટે પકડી શકે. વારંટ નીકળે જામીન લઈ શકાય |

સીક્ષા.

૧ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ, અથવા ૧૦૦૦ રૂપૈયાનો દંડ અથવા બેઉ.

### કલમ ૩૫૮ મી.

| | | |
|---|---|---|
| કોઇ પણ માજી સ્ટ્રેટ. | કોઈએ ભારે અથવા અચાનક ક્રોધ ઉત્પન્ન કર્યાપરથી તેના ઉપર હુમલો કરવો, અથવા સાપરાધ બળ વાપરવું. | વગર વારંટે પકડાય નહીં, સમન નીકળે જમાન લઇ શકાય. |

સીક્ષા.

૧ મહીના સુધી આસાન કેદ, અથવા ૨૦૦ રૂપૈયાનો દંડ અથવા બંને.

### કલમ ૩૫૯ મી.

મનુષ્ય હરણ બે જાતનાં છે. એક કાયદાસર વાલીના હવાલામાંથી, બીજું બ્રીટીશ ઈન્ડીઆમાંથી.

### કલમ ૩૬૦ મી.

જે સખસની રજામંદી વગર, કિંવા તેના તરફથી રજામંદી આપવાનો અધીકાર હોય એવા સખસની રજામંદી વગર બ્રીટીશ ઈન્ડીઆમાંથી લઈ જાય તેણે બ્રીટીશ ઇંડીયામાંથી હરણ કર્યું કહેવાય.

### કલમ ૩૬૧ મી.

ચૌદ વરસથી ઓછી ઉમરના છોકરાને, કિંવા સોળ વરસથી ઓછી ઉમરની છોકરીને, અથવા દીવાનાને તેના વાલીની રજા મંદી વગર લઈ જાય અથવા ફોસલાવી લઈ જાય તેણે કાયદાસર વાલીના હવાલામાંથી હરણ કર્યું કહેવાય.

ટીકા.

આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત થવા માટે નીચેની હકીકત સાબીત થવી જોઈએ.

૧ જેને લઈ જવામાં આવ્યું હોય તેના બાપની કિંવા તેના વાલીની તેમાં મંજુરી નહોતી,

૨ લઈ જવામાં આવે ત્યારે એ છોકરી વીગેરે તેના વાલીના કબજામાં હતી,

૩ જેને લઈ જવામાં આવેલ હોય તે છોકરી હોય તો સોળ વરસની હતી, છોકરો હોય તો ચૌદ વરસનો હતો, દિવાનો હોય તો ગમે તેટલી ઉમરનો હતો.

આ કલમ વધારે સ્પુરતાથી સમજવા માટે નીચેના અંગ્રેજી કોર્ટમાં ચુકેલા કેસો દાખલ કરવામાં આવે છે.

૧ તહોમતદારે છોકરીને કાંઈ સમજાવી ન હોય, લલચાવી નહોય, તેમ છતાં છોકરી મજકુર તેના બાપને ઘેરથી નીકળી પોતાણે દુર હોય એવા તહોમતદારને ઘેર જાય તો તહોમતદાર ઉપર આ તહોમત આવે નહીં. અલબત નીતી પ્રમાણે તે છોકરીને તેણે પાછી વાળવી જોઈએ પણ તેમ કરે નહીં તો તેથી ગુન્હામાં આવે નહીં. આનું કારણ એજ કે ગુન્હો છે તે કાયદાસર વાલીના હવાલામાંથી લઈ જવાનો છે— રાણી વિરૂદ્ધ ઓલીફાયર. આર્ચ. પ્ર. ૭૫૮

૨ થોડા વખત માટે એ છોકરી ક્યાંઈ બહાર ગઈ હોય તો એ વખતે તેના બાપનો કબજો છે એવું ગણાય છે. અને તેથી રસ્તેથી તેને લઈ જવામાં આવે તો ગુન્હો બને છે—રાણી વિરૂદ્ધ માલકોક. આર્ચ. પ્ર. ૭૫૮

૩ લઈ જતી વખતે છોકરી મજકુર કોર્ટના કાયદાસર વાલીપણા માંહેછે, એવું તહોમતદાર જાણતો ન હોય, અથવા એવું માનવાને તેને કાંઈ કારણ પણ ન હોય તો તેણે આ ગુન્હો કર્યો નથી—રાણી વિરૂદ્ધ હીબર્ટ. આર્ચ. પ્ર. ૭૫૮–૫૯

૪ એક તહોમતદાર એક છોકરીને શેરીમાં મળ્યો અને તેને લલચાવીને પાસેના એક ગામડામાં લઈ ગયો અને જ્યાં ફોસલાવી તેતેઓએ ગામડેથી પાછાં ફર્યાં એટલે તહોમતદારે શેરીના જે ભાગમાંથી તેને ઉડાવી હતી ત્યાં તેને મુકી છોકરી તેના બાપને ઘેર ગઈ. એ છોકરી કેની હતી એવી તહોમતદારે તજવીજ પણ કરી નહીં તેમ તે કેહેની દીકરી છે એવું જાણતો કે માનતો નહોતો તેમાં ઠર્યું કે તેણે ભગવી લઈ જવાનો ગુન્હો કર્યો નથી—રાણી વિરૂદ્ધ ગ્રીન. આર્ચ. પ્ર.૭૫૯

૫ છોકરીના માબાપને કાંઈ ખોટી હકીકત કહીને અથવા કપટ કરીને પોતાની છોકરીને તહોમતદારને આપે એવું તહોમતદાર કરે અને માબાપ ભોળપણાથી તહોમતદારને આપે પાછળથી એમ કરવાનું કારણ છોકરીને લઈ જવી એવું જણાય તો તહોમતદારે આ ગુન્હો કર્યો કહેવાય—રાણી વિરૂદ્ધ હોપકીન્સ. આર્ચ. પ્ર. ૭૫૯

૬ પોતાની છોકરીને લઈ જવા માબાપ પ્રથમ રજા આપે, પાછળથી ના પાડે તો પછી આ ગુન્હો બને છે કે નહીં એ શક ભરેલું છે. પરંતુ એટલું તો ખરૂં છે કે ના પાડયા પછી લઈ જાય તો આ ગુન્હો બને છે. આર્ચ. પ્ર. ૭૫૯

૭ એક છોકરીની મા તે છોકરીને રાત્રીએ એકલી નાચમાં વેશ્યાઓને ઘેર વગેરેમાં જવાની રજા આપે, તે ખરાબ ચાલે ચાલે, તેમાં તેની મંજુરી હોય એવું દર્શાવે, તો પછી એવી જગ્યોએથી તેને કોઈ ભગવી જાય તો તે કાયદાસર વાલીના હવાલામાંથી ભગવી લઈ ગયાનું ગણાય નહીં—રાણી વિરૂદ્ધ પ્રીમેટ. આર્ચ. પ્ર. ૭૫૯

૮ જે છોકરીને ભગવી લઈ જવામાં આવે તેની ઉમર ૧૬ વરસની અંદરની હતી એવું હું જાણતો નહોતો એવો બચાવ તહોમતદાર કરી શકે નહીં—રાણી વિરૂદ્ધ ગેબીન્સ. આર્ચ. પ્ર. ૭૫૯

૯ ભગવી લઈ જવામાં મારો ખરાબ હેતુ નહોતો એવો બચાવ તહોમતદાર કરી શકે નહીં—રાણી વિરૂદ્ધ બુથ. આ. પ્ર. ૭૫૯

૧૦ તહોમતદારે ઉશ્કેરણી મુકી તેણે કરીને ઉતરી કોઈ છોકરી તેના બાપને ઘેરથી નાશી જાય તો તહોમતદાર ઉપર આ તહોમત આવે—રાણી વિરૂદ્ધ રોબીન્સ. આર્મ. પ્ર. ૭૬૦

વળી જુઓ નીચેના હાઈકોર્ટે કરેલા ફેસલા.

૧ આ કલમ પ્રમાણેનો ગુન્હો સંપુર્ણ થવા માટે જે છોકરા અથવા છોકરીને લઈ જવામાં આવ્યું હોય તેને બળથી લઈ જવામાં આવ્યું હતું કે નહીં તે કાંઈ જરૂરની બાબત નથી—રાણી વિ. મોધુ પાત્ર. કો. ઈ. ડા. પ્ર. ૩૩૪

૨ જેનું નયન અથવા હરણ કરવામાં આવ્યું હોય તેની તેમ કરવામાં સમતી હતી એ જરૂરનું નથી—રાણી વિરૂદ્ધ ભંગીઆહીર. કો. ઈ. ડા. પ્ર. ૩૫૭

૩ આ કલમ પ્રમાણેનો ગુન્હો સંપુર્ણ થવા માટે કાયદાસર વાલીના હવાલામાંથી તેના મંજુરી વગર એ છોકરાનું હરણ કરેલું હોવું જોઈએ—રાણી વિરૂદ્ધ ગંધરસીંગ કો. ઈ. ડા. પ્ર. ૩૫૭

૪ એક છોકરીનું કોઈ સખસ સાથે લગન કરવું એવું ઠર્યું હોય પણ પાછળથી એ છોકરીના બાપનું મન ફર્યું હોય તેમ છતાં તેનો ધણી તેને ઉઠાવી લઈ જાય તો તેણે આ કલમ પ્રમાણેનો ગુન્હો કર્યો કહેવાય—રાણી વિરૂદ્ધ ગુરૂદાસ રાજબંસી કો. ઈ. ડા. પ્ર. ૩૫૭

૫ કોઈ છોકરૂ જાહેર રસ્તામાં રમતું હોય અને તેને ત્યાંથી લઈ જવામાં આવ્યું હોય તો તે કાયદાસર વાલીના કબજામાંથી લીધું કહેવાય—રાણી વિરૂધ મસામસ ઉજીરત. કો. ઈ. ડા. પ્ર. ૩૫૭

૬ ભાઈડા તેની બાઈડીને તેને સાસુરેથી લઈ જાય તો તે હરણ નથી પણ રાતમાં જોર જુલમથી તેને કબજે કરી જાય તો તેઓની ઉપર હંગામાનો ગુન્હો આવે.

૭ હરણ કરેલી છોકરી લાયક ઉમરની હોય અને ભગવી લઈ જવામાં તેની સમત્તી હોયતો તે ભગવી જનાર ઉપર પારકી સ્ત્રી ફોસલાવી લઈ જવાનું તહોમત આવે. આ કલમ પ્રમાણે તહોમત આવે

નહીં—રાણી વિરૂધ ઓમોતી પાડુ. કો. ઈ. ડા. પ્ર. ૩૩૯

૮ જે વખતે છોકરીનું હરણ કરવામાં આવે તે વખતે તે છોકરી તેના બાપના કબજામાં નહોય, કેયાંઈ નાશી ગઈ હોય તો ત્યાંથી નસાડી જનાર ઉપર આ કલમ પ્રમાણે તહોમત આવે નહીં (મેન પ્રૈ. ૨૯૧)

૯ ૧૦ વરસની છોકરી વાલી વગર હોયજ નહીં એવું વિરૂધ સાબીત થતાં સુધી માનવું જોઈએ. તે છોકરીનો કોઈ વાલી છે કે નહી તેનો તપાસ કરવામાં મેં ભુલ કરી એવો બચાવ તહોમતદાર લાવી શકે નહીં—કેશરેહિંદ વિરૂધ ઉમસાદબક્ષ ૩ ઈં. લા. રી. (મુંબાઈ) પ્ર. ૧૭૮

## કલમ ૩૬૨ મી.

કોઇ સખસને કોઈ જગ્યોથી જવાને જે માણસ બળથી જરૂર પાડે, અથવા કાંઇ ફરેબી ઇલાજથી લલચાવે ત માણસે ત સખસનું નયન કર્યું એમ સમજવું.

### ટીકા.

જુઓ નીચેના ફેસલા.

૧ આ કલમ પ્રમાણે નયન કરેલા સખસ ઉપર કાંઈ બળ અથવા ફરેબ વાપરવામાં આવ્યો નહીં હતો તેથી શિક્ષા રદ કરવામાં આવી—રાણી વિરૂદ્ધ કોમળદાસ. કો. ઈં. ડા. પ્ર. ૩૩૯

## કલમ ૩૬૩ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ અથવા ૧લા વર્ગનો માજીસ્ટ્રેટ. | મનુષ્ય હરણ. | વગરવારંટે પકડી શકે, વારંટ નીકળે, જમાન લેવાયનહી. |

**સીક્ષા.**

૭ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

## ટીકા.

જુઓ નીચેના ફેસલા અને કલમ ૩૬૯ નીચેના ફેસલા.
જુઓ કલમ ૩૬૧ની ટીકા અને ફેસલા.

૧ એક બાળક છોકરાએ તેના માબાપની પરવાનગી વગર અને કોઈ બીજા સખસની શીખવણીથી પોતાનું ઘર છોડ્યું છે એવી તહોમતદારને ખબર નહીં હોવાથી તેને લંકા સુધી લઈ જવાનું માથે લીધું. તેને રસ્તે પકડવામાં આવ્યો અને મનુષ્ય હરણ કરવાની મદદગારીના તહોમતથી ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો. મુખ્ય ગુન્હેગાર અને આ મદદગાર વચે એ છોકરાનું હરણ કરવા બાબત કાંઈ મસલત થઈ નહોતી. એવા કારણથી સેશન જજે આ શિક્ષા રદ કરી તેમાં ઠરાવવામાં આવ્યું કે કાયદાસર વાલીના હવાલામાંથી કોઈ બાળકને લઈ જવાનું કૃત્ય જ્યાં સુધી જારી રહે ત્યાં સુધી એ હરણ કરવાના ગુન્હામાં મદદગારી કરી કહેવાય, અને આ હરણ બ્રિટીશ ઇન્ડીઆમાંથી થયુ હતું માટે કલમ ૩૬૩ અને ૧૧૬ લગાવવી જોઈએ—રાણી વિરૂદ્ધ સામાઆ કાવનદાન. ૧ ઈં. લા. રી. પ્ર. ૧૭૩ (મદ્રાસ).

૨ સોળ વરસની અંદરની કોઈ છોકરીને તેના કાયદાસર વાલીની પરવાનગી વગર પરણવા માટે લઈ જવામાં આવે તો તેણે આ કલમ ૩૬૩ અને ૩૬૬ મુજબ ગુન્હો કર્યો કહેવાય. આવા કામમાં છોકરીની મંજુરી હતી એ બચાવ નથી તેમ તેને જોરથી કે ફરેબથી લઈ જવામાં આવી હતી એ પણ જરૂરનું નથી—રાણી વિરૂદ્ધ કુરદનસીંગ અને મોહનસીંગ.

૩ આ કલમમાં "કાયદાસર વાલી" એવા શબ્દ લખ્યા છે તેનો અર્થ નાના છોકરાં જેની સંભાળ અને તકેદારી નીચે રાખવામાં આવ્યું હોય તે સખસ તેનો કાયદાસર વાલી સમજવો—રાણી વિરૂદ્ધ બલદેઓ. કો૦ ઈં૦ ડા૦ પ્ર૦ ૩૫૮

૪ આ કલમ પ્રમાણેનું તહોમત માંહોમાંહે માંડી વળાય—રાણી વિરૂદ્ધ ગોપી મોહન મીતર. ૧૦ જુન સન ૧૮૭૪ કલકત્તા હાઈકોર્ટ.

## કલમ ૩૬૪ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | ખુન કરવા માટે મનુષ્ય હરણ અથવા મનુષ્યનયન. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે. જામીન લઇ શકાય નહીં. |

સીક્ષા.

જીવતાંસુધી સમુદ્રપાર, અથવા દસ વરસ સુધી સખત કેદ, તથા દંડ.

## કલમ ૩૬૫ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | કોઇ સખસને છાની રીતે ગેરવાજબી કેદકરવાનાઇરાદાથી તેનું હરણ અથવા નયન કરવું. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે. જામીન નહીં લઇ શકાય. |

સીક્ષા.

૭ વરસ સુધી બેમાંના એક તે પ્રકારની કેદ, તથા દંડ.

## કલમ ૩૬૬ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | કોઈ સ્ત્રીના જુલમથી લગન કરાવવા, અથવા તેની ઉપર જુલમ કરાવવા, વીગેરે કારણસર તે સ્ત્રીનું હરણ અથવા નયમ કરવું. | વગર વારંટે પકડી શકાય, વારંટ નીકળે જામીન લઈ શકાય નહીં. |
| સીક્ષા. | | |
| ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ, | | |

### ટીકા.

આ કલમ પ્રમાણેના તહોમતમાં જે કામ માટે ભગવી લઈ જવામાં આવી છે તે કામ સાબીત થવું જોઈએ (ક્રી. પ્ર. ૨૭

૧ જે વખત ભગવી લઈ જવામાં આવે તે વખત એ સ્ત્રીની મરજી હોય પણ પછી રસ્તે પડતાં તે સ્ત્રીની તે ભગવી લઈ જનારની ભેળી જવાની મરજી નહોય તેમ છતાં તેને રોકી રાખે તો તહોમતદારે આ કલમ પ્રમાણેનો ગુન્હો કર્યો કહેવાય. આર્મ. પ્ર. ૪૫૭

૨ જે વખત ભગવી લઈ જવામાં આવે તે વખત સ્ત્રીની ખુશી નહોય પણ પાછળથી તેને પરણાવે ત્યારે તેની ખુશી હોય તો એ પાછળની ખુશીથી તહોમતદાર બચી શકે નહીં કેમકે ગુન્હો છે તે ભગવી લઈ જતી વખત સ્ત્રીની ખુશી હતી કે નહીં તે ઉપર છે. સ્વીડનનો મુકરદમો આર્મ. પ્ર. ૪૫૭

૩ સ્ત્રીને ભગવી લઈ જઈ પરણાવવામાં આવે તે વખતે તેની મરજી હોય પણ તે મરજી તેણે તહોમતદારે વાપરેલા કપટ ઉપરથી આપી હોય તો તહોમતદારે આ ગુન્હો કર્યો કહેવાય—રાણી વિરૂદ્ધ વેકફીલ્ડ. આર્મ. પ્ર. ૪૫૭

## કલમ ૩૬૭ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ | કોઇ સખસને મહા વ્યથા થાય, તેને ગુલામ કરવામાં આવે, વીગેરે કારણ સરૂ તેનું હરણ અથવા નયન કરવું | વગર વારંટે પકડી શકાય, વારંટ નીકળે, જામીન લઈ શકાય નહી. |

**સીક્ષા.**

૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

## કલમ ૩૬૮ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ. | હરણ થયેલાં સખસને સંતાડવો, અથવા કેદમાં રાખવો. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે, જામીન લઈ શકાય નહીં. |

**સીક્ષા.**

મનુષ્ય હરણ અથવા મનુષ્ય નયનની શિક્ષા.

## ટીકા.

૧ હરણ કરેલા છોકરાને છુપાવવામાં જે સખસો મદદ કરે તેમને માટે આ કલમ છે. હરણ કરનારને માટે નથી—રાણી વિરૂદ્ધ સેખરૂજીર. કો. ઈ. ડા. પ્ર. ૩૫૭

### કલમ ૩૬૯ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ | કોઇ બચ્ચાંના શરીર પરથી કાંઈ મીલકત ચોરવાના ઈરાદાથી તે બચ્ચાંનુ હરણ અથવા નયન કરવુ | વગર વારંટે પકડી શકાય, વારંટ નીકળે, જામીન લઈશકાય નહીં. |
| સીક્ષા. | | |
| ૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | | |

### ટીકા.

આ કલમ પ્રમાણેના તહોમતમાં આ કાયદાની કલમ ૩૬૩ પ્રમાણેના તહોમતનો સમાવેશ થઈ જાયછે—રાણી વિરૂદ્ધ સાનાસેખ. ૮ વી. રી. પ્ર. ૩૫

### કલમ ૩૭૦ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ. | કોઈ સખસને ગુલામ દાખલ ખરીદવો, અથવા આપવો. | વગર વોરંટે પકડાય નહીં, વારંટ નીકળે જામીન લઈ શકાય |
| સીક્ષા. | | |
| ૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | | |

### ટીકા.

ગુલામનો અર્થ એછે કે જે સખસની સ્વતંત્રતા, મિલકત, અને જીંદગી ઉપર તેના શેઠનો અધિકાર હોય તે સખસ.

### કલમ ૩૭૧ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | નીત્ય ગુલામનો વેપાર કરવો. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે, જામીન લઈ શકાય નહીં. |

**સીક્ષા.**

જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

### કલમ ૩૭૨ મી.

| | | |
|---|---|---|
| સેશન કોરટ અથવા પેહેલા વર્ગનો માજીસ્ટ્રેટ. | જાર કર્મને માટે કોઈ બાળકને વેચવું, અથવા ભાડે આપવું. | વગર વારંટે પકડી શકે વારંટ નીકળે, જામીન લઈ શકાય નહીં. |

**સીક્ષા.**

૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ

### ટીકા.

૧ સેજની ક્રીઆ કરી કોઈ સોળ વરસથી ઓછી ઉમરની છોકરીને કોઈ હિંદુ દેવળમાં અરપણ કરવામાં આવે અને એવી છોકરી વેશીઆનો ધંધો ચલાવેછે એવું જણાય તો અરપણ કરનારે આ કલમ વિરૂદ્ધ ગુન્હો કર્યો ગણાય—રાણી વિરૂદ્ધ જેલી. ૯ મું. હા. રી. પ્ર. ૯૦ (ફોજદારી.)

૨ જે છોકરી વેશ્યાનો ધંધો ચલાવી તેથી ઉપજેલા નાણામાંથી,

તેના માબાપ અથવા વાલીને કોઈ નાણાં આપતી હોય તો તે નાણાં લેવાથી તેના માબાપ અથવા વાલી આ કલમ પ્રમાણે ગુન્હેગાર નથી. (ક્રી. પ્ર. ૨૮૧).

## કલમ ૩૭૩ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ અથવા ૧લા વર્ગનો માજીસ્ત્રેટ. | જાર કર્મને માટે કોઈ બાળકને ખરીદ કરવું અથવા કબજામાં લેવું. | વગર વારંટે પકડી શકે. વારંટ નીકળે. જમાન લઈ શકાય નહીં. |

| શિક્ષા. |
|---|
| ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. |

### ટીકા.

આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત કરતી વખતે એ જાર કર્મ માટે બાળકને તહોમતદારે ખરેખર કબજામાં લીધું હતું એવું સાબીત થવું જોઈએ.

વળી જુઓ કલમ ૨૭૨ ની ટીકા.

## કલમ ૩૭૪ મી

| | | |
|---|---|---|
| કોઈ પણ માજીસ્ત્રેટ. | કાયદા વિરૂદ્ધ જબરાઈથી મજુરી કરાવવી. | વગર વારંટે પકડી શકાય, વારંટ નીકળે, જમાન લઈ શકાય. |

| શિક્ષા. |
|---|
| ૧ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ, અથવા બંને. |

### ટીકા.

શેઠ વાણોતર પાસે મજુરી કરાવે, છોકરા પાસે મેહેતાજી કામ કરાવે તો જો તેણે યોગ્ય કામ કરાવ્યું હોય તો આ કલમના બંધનમાં આવે નહીં. આવી રીતે જબરાઈથી મજુરી કરાવતાં મજુરે કાંઈ બીગાડ કર્યો હોય તો તે માટે મજુર જવાબદાર નથી. કેમકે તેણે કાંઈ કાયદાસર મેહેનતાણું લઈ કામ કરવાનું માથે લીધું નથી.

### કલમ ૩૭૫ મી.

### બળાત્કાર સંભોગ એટલે શુ તેની વ્યાખ્યા.

### ટીકા.

આ કલમ બળાત્કાર સંભોગ કેને કેહેવો અને કેને ન કહેવો તેની વ્યાખ્યાની છે. રકમ પેહેલી, બીજી, ત્રીજી સેહેજ સમજાય તેવી છે. રકમ ચોથી જરા કઠણ છે. તેનો ભાવાર્થ એજ છે કે રજામંદી આપતી વખતે એ સ્ત્રિ એવું જાણે અથવા માને કે આ પુરૂષ મારો પૂરણેલ ધણી છે. એ પુરૂષ તેમ જાણતો ન હોય. તે કાંઈ વેષ લઈને કે બીજી કાંઈ યુક્તિથી ધણી છે એવું મનાવે, જણાવે તો એવા કેસમાં સ્ત્રીએ રજામંદી આપી છે તોપણ પાછળથી જો તે સ્ત્રીને તેની ભુલ માલુમ પડે તો તેની સાથે બળાત્કાર સંભોગ થયો ગણાય. પાંચમો રકમ પણ સેહેજ સમજાય તેવી છે તેની મતલબ એજ છે કે રજામંદી આપનાર છોકરી દસ વરસની હોય તો છોકરીએ રજામંદી આપી તેથી તે સંભોગ કર્યો એવો બચાવ કરી તહોમતદાર છુટો જઈ શકે નહીં. આ કલમમાં એક ખુલાસો છે તેની મતલબ એજ છે કે બળાત્કાર સંભોગના ગુન્હામાં સ્ત્રીની યોનીમાં પુરૂષના લીંગનો પ્રવેશ થયો હતો એટલો પુરાવ બસ છે. પરસ્પરની ઇંદ્રી તૃપ્ત થઈ નહોતી એ કાંઈ જરૂરનું નથી તેમજ પુરૂષના લીંગનો કેટલો પ્રવેશ થયો હતો તે પણ કાંઈ નિરમાણ થયું નથી. ગમે તેટલા ભાગનો પ્રવેશ થયો હોય તોપણ આવા કૃત્યને બળાત્કાર સંભોગ ગણ્યો છે.

આ કલમમાં એક અપવાદ છે તે ઘણો અગત્યનો છે. દસથી વધારે

વરસની છોકરી સાથે તેનો ધણી તેની રજામંદી વીગેરે વગર સંભોગ કરે તોપણ તેને બળાત્કાર સંભોગ ગણવો નહીં જોઇએ. કેમકે લગ્નમાં થયેલ કરાર પ્રમાણે સ્ત્રીએ પુરૂષની કામાદી ઇચ્છા પુર્ણ કરવી જોઇએ.

દસથી વધારે વરસની છોકરી જેને પરણાવી ન હોય તેની સાથે તેનો ધણી સંભોગ કરે તો તે બળાત્કાર સંભોગ ગણવો કે નહીં તે નકી થયું નથી કેમકે ઘણી નાતોમાં દસથી ઉપરમાં એચાર કે પાંચ સાત વરસ પછી પરણાવવામાં આવેછે. આ અપવાદનો લાભ મળવા જે સ્ત્રી સાથે સંભોગ કરવામાં આવ્યો છે તે સ્ત્રીને પોતે પોતાની નાતની લગ્ન વિધી પ્રમાણે પરણેલો છે અને એ સ્ત્રીને પોતાની વહુ દાખલ જાહેર કરી છે એવું સાબીત થવું જોઇએ. દસથી વધારે વરસની છોકરી સાથે અમુક સખસના લગ્ન કરવાની વાત ચાલતી હોય, લગ્ન કરવાનું નકી થયું ન હોય એ અરસામાં તેની ઇચ્છા વીગેરે વગર સંભોગ કરવામાં આવે તો તે બળાત્કાર સંભોગ ગણાય. વળી આ પ્રસંગે જણાવવાની જરૂર છે કે પરણેલ સ્ત્રી સાથે છુટા છેડા કર્યા પછી એટલે કે લગ્ન હક બંધ કર્યા પછી તે સ્ત્રી સાથે બળાત્કાર સંભોગ કરવામાં આવે તો તહોમતદારને આ અપવાદનો લાભ મળી શકે નહીં.

બળાત્કાર સંભોગના તહોમતમાં જે સ્ત્રી અથવા છોકરી સાથે આવો સંભોગ કરવામાં આવ્યો છે તે સ્ત્રી અથવા છોકરી સાથે બળાત્કાર સંભોગ થઇ શકે એવું નથી એવી તેની કોઇ પણ જાતની કુદરતી ખામી છે એવો બચાવ તહોમતદારો તરફથી લાવવામાં આવેછે, તથા મારી ઉપર બળાત્કારનું તહોમત છે પણ હું કુદરતી રીતે અશક્ત છઊં તો મારાથી આવો સંભોગ થઇ શકે નહીં એવો બચાવ તહોમતદારો વખતે લાવેછે આ બે બાબત તપાસવાની જરૂર છે જેથી મી૦ ગેના વૈદક ન્યાય શાસ્ત્રમાંથી તથા મી૦ ટેલરના વૈદકન્યાય શાસ્ત્રમાંથી ઉપયોગી ફકરા નીચે દાખલ કરવામાં આવેછે.

પુરૂષની અશક્તતા ચાર પ્રકારની હોયછે. ૧ તે ઘણોજ નાનો અથવા ઘણોજ વૃધ્ધ હોય, ૨ તેનું લીંગ ખામીવાળું હોય, અથવા તેનો ઘાટ કુદરતી રીત વિરૂધ્ધનો હોય, ૩ લીંગે કાંઇ રોગ હોય, ૪ મુળથીજ

અશક્તીવાળો હોય; અથવા જન્મ રોગી હોય.

હવે, આ ચાર બાબતમાંની પેહેલી બાબત વિષે જરા વિવેચન કરવામાં આવેછે. બીજી, ત્રીજી, અને ચોથી બાબતનું વિવેચન કરવાની જરૂર રેહેતી નથી.

૧ તે ઘણોજ નાનો હોય—અમુક અમુક સખસ જુવાન થયો છે કે નહી તે તેના શરીરના સાધારણ ઘાટ ઉપરથી, સાદના સ્વરૂપ ઉપરથી, ખાનગી ભાગ ઉપર વાળ ઉગવાથી, અને ઉત્પન્ન કરવાની ઈંદ્રીઓ સંપૂર્ણ હાલતમાં આવી છે એ ઉપરથી નકી થાયછે. પુરૂષ તરફેની સઘળી ઈંદ્રીઓ સંપુર્ણ અવસ્થામાં આવી ગઈ હોય તો તે સંભોગ કરવાને લાયક થયોછે એવું ગણવું જોઇએ.

તે ઘણોજ વૃધ હોય—માણસો સંભોગ કરવાથી ક્યારે અશક્ત થાયછે તે મુદત હજી નકી થઈ નથી. સાત વરસથી ઉપર ગમે તેટલા વરસો સુધી તે સંભોગ કરી શકેછે, વિલાયતમાં નેવુ નેવુ વરસના પુરૂષો સંભોગ કરવાની શક્તિવાળા માલમ પડ્યાછે. વળી મી. પાર કરાને એક સખસ હતો તેણે ૧૪૦ વરસની ઉમરે એક છોકરૂ પેદા કર્યું હતું.

આ ઉપરથી એમ સમજવાનું છે કે ઘરડો માણસો પોતે સંભોગ કરવાની શક્તિ ધરાવતા નથી એટલોજ બચાવ કરી ઘણું કરીને છુટી જઈ શકે નહિ પણ ઘરડો હોય અને તે સાથે શરીર એવું ભારે હોય કે ઉઠાવ્યું ઉઠે નહિ તો એવા કારણથી તેને લાભ મળે ખરો.

બળાત્કારે સંભોગ થયેલ છોકરી અથવા સ્ત્રી કોઈ વૈદ કીંવા અમલદાર પાસે લાવવા આવે ત્યારે નીચેની બાબત તેણે તપાસવી. આ બાબત માજીસ્ટ્રેટો વિગેરેને ઘણી ઉપયોગી છે.

૧ થયેલો હુન્નો બરાબર જાણવા માટે સ્ત્રીના ખાનગી ભાગના સર્વ ભાગ તપાસવા.

૨ સંભોગ કરતી વખતે સ્ત્રીએ હઠ લીધી હતી કે નહિ તે જાણવા માટે તેના શરીર ઉપર કાંઈ ચીંછડા વગેરે હોય તે જોવા.

૩ સંભોગ થતી વખતે સ્ત્રીએ જે લુગડું પેહેર્યું હોય તે લઇ તે ઉપર વિર્યના; લોહીના વગેરે ડાઘ છે કે નહિ તે જોવા. તોહોમતદારના લુગડા પણ તપાસવા.

કલમ ૩૭૬ મી.

| | | |
|---|---|---|
| સેશન કોરટ. | બળાત્કાર સંભોગ | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે, જમીન લઈ શકાય નહી. |

**શિક્ષા.**

જીવતાં સુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. આવો ગુનોહ તહોમતદારે આગળ કર્યા હોય તેને આ સજા શીવાય ફટકાની સજા પણ થાયછે. સને ૧૮૬૪ના આકટ ૬ની કલમ ૪.

ટીકા.

જેની સાથે બળાત્કાર સંભોગ કરવામાં આવ્યોછે તે ફરીઆદી ખરાબ ચાલની છે એવો પુરાવો આપી શકાયછે. પુરાવના આકટની કલમ ૧૫૫ ની રકમ (૪).

બળાત્કાર થયેલી સ્ત્રી કીંવા છોકરીએ મરતી વખતે તેના મોતનું જે કારણ કહ્યું હોય તે બળાત્કારથી થયેલા મોતની તજવીજ વખતે લગતી હકીકત છે.

૧ જો છોકરી સાથે કોઈ વેદ સંભોગ કરે એવું બાનું બતાવીને કે એમ કર્યા વગર તેનું દરદ મટે તેમ નથી. છોકરી આવા કારણથી સંભોગ કરવા દેતો વેદ બળાત્કાર સંભોગ કર્યો કહેવાય—રાણી વિરૂદ્ધ કેસ. આર્ય. પ્ર. ૭૧૯

૨ દસ વરસથી ઉપરની છોકરી સાથે તેનો ધણી સંભોગ કરે તો તે બળાત્કાર સંભોગ નથી પણ તેની ઓરતની મરજી વિરૂધ પાસે ઉભી કિંવા બીજી રીતે મદદગારી કરી તેની સાથે બળાત્કાર સંભોગ કરાવે તો તે ધણી મદદગારીનો ગુંન્હેગાર થાય છે—રાણી વિરૂધ અબડરસો. આર્ય. પ્ર. ૭૯૩

૩ દારૂ પાઈ સ્ત્રીને બેભાન કરી સંભોગ કરવામાં આવે તો તે

બળાત્કાર સંભોગ છે—રાણી વિરૂધ કેમપબીન આર્ય. પ્ર. ૭૬૩

૪ કોઈ સ્ત્રી ભરઊંઘમાં પડી હોય ત્યાં જઈ નીંદ્રામાં તેની સાથે સંભોગ કરવામાં આવે તો તે બળાત્કાર સંભોગ છે—રાણી વિરૂદ્ધ મેયેન આર્ય. પ્ર. ૭૬૩

૫ ગાંડી સ્ત્રી સાથે પણ તેની મરજી વગરનો સંભોગ તે બળાત્કાર સંભોગ છે—રાણી વિરૂધ ફુલેચર. આર્ય. ૭૬૩

૬ સંભોગ કરવા પ્રથમ હા પાડી હોય પણ સંભોગ કરવા આવતી વખતે ના પાડે તોપણ સંભોગ કરેતો બળાત્કાર સંભોગ કર્યો કહેવાય—આર્ય. પ્ર. ૭૬૪

૭ સ્ત્રી પુરૂષ વચ્ચે ઘણી બાઝાબાઝી થયા પછી એ સ્ત્રીએ પોતાની પરવાનગી આપી હોય તો તેથી તહોમતદાર આ કલમની શિક્ષાથી બચી જતો નથી—રાણી વિરૂધ અકબરકાજી, ૧ વી. રી. પ્ર. ૨

૮ એક નાની વયની છોકરી બળાત્કાર સંભોગ થવાથી ગુજરી જાય અને તેના ઉપર થયેલા જુલમની કાંઈ બાહારની નીશાની દેખાય નહીં એ કુદરતના સાધારણ ક્રમ પ્રમાણે અસંભવીત છે—રાણી વિરૂધ બાનીમંદપ મુકરજી ૧ વી. રી. પ્ર. ૨૯

૯ આ કલમ પ્રમાણે તહોમતદારને શિક્ષા કરતીવખતે જેની ઉપર બળાત્કાર થયો હોય તેની રહેણી કરણી ઉપર આધાર રાખી કરવી નહીં જોઇએ, પણ તે ગુન્હો કરતાં તહોમતદારે જે ઘાતકીપણું ચલાવ્યું છે તે ઘણું ચલાવ્યું છે કે થોડું ચલાવ્યું છે તે ઉપર તહોમતદારની ચાલ ઉપર, અને એ સ્ત્રીની નીરાધાર સ્થિતી ઉપર વીચાર કરી શિક્ષા કરવી જોઇએ—રાણી વિરૂધ જાનતાહાનોશીઓ ૯ વી. રી. પ્ર. ૫૯

૧૦ આ કલમ પ્રમાણેનો ગુન્હો કરવાની કોશીશ કરવામાં આવી હોય તો પાંચ વરસથી વધારે સજા કરવી નહીં જોઇએ—રાણી વિરૂધ જોસેફમરીઅમ ૧ બૅ. હા. રી. પ્ર. ૫-૧૦ વી. રી. પ્ર. ૧૦

૧૧ આ કલમ પ્રમાણે બળાત્કાર સંભોગનું તહોમત સાબીત થાય નહીં પણ છીનાળું કર્યાનો ગુન્હો સાબીત થાય તેવું હોય તો

પણ છીનાળાની સજા તેને થાય નહીં. ૧ મોરલી ૯ જેટ ૨૮ પ્ર. ૪૨૩. ૧૨ કાયદો એવું માને છે કે સાત વરસથી વધારે વરસની છોકરી સાથે બળાત્કાર સંભોગ થાય. વિરૂધ સાબીત કરવું એ તહોમતદારનું કામ છે. (મુમ. લી. જે. પ્ર. ૩૧૨ )

## કલમ ૩૭૭ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ. | સૃષ્ટિક્રમ વિરૂદ્ધ ગુનાહ. | વગર વારંટે પકડી શકે. વારંટ નીકળે. જામીન લઈ શકાય નહીં. |

### સીક્ષા.

જીવતાં સુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ, આવો ગુનોહ તહોમતદારે આગળ કર્યો હોય તો તેને આ સજા શીવાય ફટકાની સજા પણ થાયછે સને ૧૮૬૪ ના આકટ ૬ ની કલમ ૪.

### ટીકા.

ન્યાયની એક કહેવત છે કે કુદરતના ક્રમ વિરૂધના ગુન્હા એ માહાંત ગુન્હા છે. જુઓ શ્રીનીવાસ પ્ર. ૨૯૬

આ કહેવત ઉપરથી આ કલમ ઘડાએલી હોય એવું જણાય છે. કેમકે આ ગુન્હો કરનારને સજા ઘણી ભારેછે. આ કલમના ખુલાસા ઉપરથી માલુમ પડશે કે જેમ બળાત્કાર સંભોગના ગુન્હામાં ઈંદ્રિનો પ્રવેશ એ ગુન્હાનો મુખ્ય ભાગ ઠરાવ્યો છે તેમ આ કલમ પ્રમાણેના ગુન્હામાં પ્રવેશ થયો એટલે ગુન્હો બની ચુકયો એમ ગણવામા આવેલું છે. આ કલમના શબ્દો ઘણાજ મોઘમ છે. પરંતુ ફ઼ોજદારીમાં ર-

હેનારા સખ્સો સમજી શકે તેમ છે જેથી તેનું ખુલું વિવેચન કરવાની જરૂર જોવામાં આવતી નથી.

### કલમ ૩૭૮ મી.

### ચોરી કેહેને કહેવી તની વ્યાખ્યા.

### ટીકા.

૧ (ક) એક (અ) અને બીજા ભાગદારોનો નોકર હતો ને ભાગદારીના કેટલાક ચોપડા સાથે કોર્ટમાંથી આવતો હતો એટલામાં એ ચોપડા મારા છે એવું કહી (અ) એ એ ચોપડા પોતાના કબજામાં લીધા અને તે આપવા ના પાડી. માજીસ્ટ્રેટે (અ) ઉપર ચોરીનો ગુન્હો સાબીત ઠરાવ્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે (અ) ઉપર એ તહોમત રહી શકે નહિ કેમકે (ક) (અ) નો તેમજ બીજા ભાગદારોનો નોકર હતો તેથી (ક) નો કબજો તે (અ) નો પણ કબજો હતો—રાણી વિરૂદ્ધ અલાબક્ષ. ૧૩ બે૦ લા૦ રી૦ પ્ર૦ ૩૧૦ (નોટ)

૨ સરકારના જંગલ ખાતાનો ઇન્સપેકટરના કબજામાં જે લાકડાં હોય તે સરકારના પોતાના કબજામાં છે એવું ગણવું જોઇએ અને તેથી તે ઇન્સપેકટરના કબજામાંથી તેની મંજુરીથી કાંઇ લાકડાં જોઇતો ફી આપ્યા વગર લઇ જવામાં આવે તો એ ચોરી છે પણ જો એ મંજુરી અધીકાર વગર આપી હોય, કિંવા તે મંજુરી કપટથી મેળવી હોય તોજ. રાણી વિરૂદ્ધ હનમંતા.૧ ઇં૦ લા૦ રી૦ ( મુંબઇ ) પ્ર ૬૧૧

૩ કોઈ ઉપરીએ કાંઇ મિલકત કોઇને સોંપી હોય તે લઇને તે નાશી જાય તો તેણે વિશ્વાસઘાતનો ગુન્હો કર્યો કહેવાય. ચોરીનો ગુન્હો કર્યો કહેવાય નહિ. ભારતચંદ્ર ક્રીશ્ચન. ૧ વી૦ રી૦ પ્ર૦ ૨ (ફોજદારી)

૪ આ કલમમાં "બદદાનત" એ શબ્દ છે તેનો અર્થ જે સખસ કાંઈ ગેર વાજબી લાભ અથવા ગેર વાજબી હાની કરવાના ઇરાદાથી કાંઇ કૃત્ય કરે તેવો અર્થ થાયછે. રાણી વિરૂદ્ધ પ્રેયોનાથ બેનરજી. ૫ વી૦ રી૦ પ્ર૦ ૬૮ ( ફોજદારી)

૫ કોઇ સખ્સનો કાંઇ મિલકતમાં હક હોય તે હક ઘણાજ કાચા પાયા ઉપર હોય તો પણ તે મિલકત તે લે તો ચોરી ઠરતી નથી.—રા.

ણી વીરૂદ્ધ રામચરનસીંગ. ૭ વી૦ રી૦ પ્ર૦ ૫૭

૬ એક સખસે એક શેઠના નોકરની મદદ લઇ એક ચોરીનો ગુન્હો કર્યો. એ ચોર ચોરી કરવા આવનાર છે એવું એ નોકરે શેઠને કહ્યું હતું પણ ચોરને સજા થાય એવા હેતુથી ચોરી કરવા આવવાનું કહ્યું હતું તેમાં ઠરાવવામાં આવ્યું કે આ ચોરી થઇ નથી કેમકે તે મંજુરીથી ચોરી કરવા આવ્યો હતો. નોકરને કલમ ૧૦૮ ના ખુલાસા બે અને ચાર મુજબ સજા થાય—કેસરેહિંદ વિરૂદ્ધ ત્રોય લખોનાથ ચોધરી અને બીજાઓ. ૪ ઈં. ડાં. રી. (કલકત્તા) પ્ર. ૩૬૬

૭ ઝાડ કાપી લઇ જવામાં આવે તો ચોરી અને બીગાડ એવાં બે તહોમત આવે—રાણી વિરૂદ્ધ નારાયણ ક્રીસ્નાજી. ૨ મું. હા. રી. પ્ર. ૩૯૨

૮ કોઇ હિંદુ સ્ત્રી તેનાં ધણીના કબજામાંથી તેની રજામંદી વગર પોતાના પલ્લાની ચીજ લઇ જાય તો તેને તેમજ તે કૃત્ય કરવા જે મણે મદદ કરી તેમને પણ સજા થાય નહિ—રાણી વિરૂદ્ધ નાથા કલ્યાણ ૮ મું. હા. રી. પ્ર. ૧૧ (ફોજદારી)

૯ મુસલમાની કાયદા પ્રમાણે જે મિલકત ધણીની પોતાની લખ્ખવામાં આવી છે તે મિલકત તેની સ્ત્રી લઇ જાય તો તેણે આ કલમ પ્રમાણે ચોરીનો ગુન્હો કર્યો ગણાય—રાણી વિરૂધ ખતારબાઇ ૯ મું. હા. રી. પ્ર. ૧૯ (ફોજદારી).

૧૦ ઝાડને કાપ્યાં હોય પણ તે લઈ જવામાં આવ્યાં ન હોય તો પણ તે ચોરી થાય છે. ૫ મ. હા. રી. એ. ૩૬.

૧૧ જે મિલકત લઈ જવાનું તહોમત હોય તે મિલકત બદ ધ્યાન તથી લઈ જવામાં આવી નહોય તેમ છતાં ગુન્હો ઠરાવ્યો હોય તો તે ગેરવાજબી છે. ૫ મ. હા. રી. એ. ૩૭

૧૨ જે જનાવરો વગડામાં રખડતાં ફરતાં હોય જેમકે સાવજ, દીપડી, હરણ તેની ચોરી થઇ શકે નહિ—હેનાન વિરૂદ્ધ મોકેટ આર્ય. પ્ર. ૩૫૧

૧૩ આવા જાનવરોને જમીનનો માલીક અથવાં કોઇ પારકો ધણી મારે તો પછી એ જમીન ઉપરથી લઇ જનાર સખસ ઉપર ચોરીનું

તહોમત આવે.બ્લેડ્ઝ વિરૂધ હીગ્ઝ. આર્ય. પ્ર. ૩૫૧

૧૪ જંગલી જાનવરોને પણ પાંજરા વીગેરેમાં, રાખી કબજો હોય તેવું કર્યું હોય તો પછી તે ચોરી જનાર ઉપર ચોરીનું તહોમત આવે; તેમજ તળાવમાં માછલાં હોય તે પણ ધણીના કબજામાં છે એવું ગણાય છે અને તે ચોરી જનાર ઉપર પણ ચોરીનું તહોમત આવે—રાણી વિરૂધ હેડ. આર્ય. પ્ર. ૩૫૧.

૧૫ માલ ધણીના ઘરથી છૂટે જગ્યો હોય ત્યાં કુકડી તેનાં ઇંડાં સેવતી હોય તે ઇંડાં સેવાઇ બચ્ચાં થાય ત્યારે જંગલી કુકડા તરીકે તેને જંગલમાં છુટાં મુકી દેવાનો માલીકનો ઇરાદો હોય તો પણ જ્યાં સુધી કુકડી ઇંડાં સેવતી હોય ત્યાં સુધી તે માલીકનો કબજો છે અને તેથી તે ચોરી જનાર ઉપર ચોરીનું તહોમત આવે છે—રાણી વિરૂધ કોરી. આર્ય. પ્ર. ૩૫૧

૧૬ આ દેશમાં કેટલાક લોકો ઘોલાં ખબુતર પાળે છે અને તે ઓને માટલામાં કે ખુલી પેટીમાં રાખવાનું ઠરાવેલું હોય છે ત્યાંથી તે ચોરી જવામાં આવે તો તે ચોરીનો ગુન્હો થાય છે—રાણી વિરૂધ હોવેલ. આર્ય૦ પ્ર૦ ૩૫૧

આ કલમમાં આ ગુન્હો સંપુર્ણ થવા માટે જંગમ મીલકત ખશેડેલી હોવી જોઇએ. માટે એ જંગમ મિલકત ખશેડવા બાબત ના નીચે ફેસલા છે.

૧૭ કોઇ ચોર રકાબી ચોરવા માટે પેટીમાંથી તે રકાબી બહાર કાઢે એટલામાં તે પકડાઇ જાય તો તેણે તે રકાબી ખશેડી કહેવાય—રાણી વીરૂધ સીમસન. આર્ય. પ્ર. ૩૮૧

૧૮ ગાડામાં કાંઇ માલ ભર્યો હોય તેમાંથી કાંઇ માલ ચોરવાને ઇરાદે ઠાંઠા તરફ ખશેડી લાવવામાં આવે તો તેણે ચોરી કરી કહેવાય રાણી વિરૂધ વોલ્સ. આર્ય. પ્ર. ૩૮૧

૧૯ એક ચોરે ફરીયાદીના ડગલાના મહિલા ભાગમાંથી એક બુક ચોરી લેવા માટે બહાર ખેંચી આશરે એક ઇંચ બહાર કાઢી ત્યાં ફરીયાદીનો હાથ અકસ્માત તે પાકીટ ઉપર પડ્યો અને તેથી બુક પાકીટમાં પાછી પડી ગઇ તેમાં ઠરાવવામાં આવ્યું કે તહોમતદારે તે બુક

ખશેડી મુાટે તે તહોમતદાર ગણાય—રાણી વિરૂદ્ધ થોમસન. આર્ય. પ્ર. ૩૮૨

૨૦ એક કાગળ વેચવાવાળો સખ્સ એક કાગળની ચોરી કરવાને ઇરાદે કાગળ વેચવાંની કોથળીમાંથી એક કાગળ પોતાના ડગલાના ખીસામાં મુકે તો તેણે તે કાગળ ખશેડ્યો કહેવાય. રાણી વિરૂદ્ધ પોનટન. આર્ય. પ્ર. ૩૮૨

ઉપરના સઘળા કેસોમાં ખસેડવું સંપૂર્ણ ન થાય તો તહોમતદાર ઉપર કોશીશનું તહોમત આવે.

## કલમ ૩૭૯ મી.

| | | |
|---|---|---|
| કોઇપણ માજી-સ્ટ્રેટ. | ચોરી. | વગર વારંટે પકડી શકાય, વારંટ નીકળે. જામીન નહીં લઈ શકાય. |

**સીક્ષા.**

૩ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. આ સજાને બદલે ફટકાની સજા પણ થાય. સને ૧૮૬૪ના આકટ ૬ ની કલમ ૨

## ટીકા.

૧ એક સખ્સનો બળદ મરી જવાથી તેને દાટી આવ્યો તહોમતદાર તે ખોદી લાવ્યો એવું જણાવી તેની ઉપર આ કલમ પ્રમાણે ચોરીનું તહોમત લાવવામાં આવ્યું તેમાં ઠરાવવામાં આવ્યું કે બળદનો માલીક તેનું મુડદું દાટી આવ્યો ત્યારથી તેણે તેનો કબજો છોડ્યો ગણવો જોઇએ અને તેથી ચોરીનું તહોમત આવે નહિ. ૪ મ. હા. રી. એ. પ્ર. ૩૦

૨ એક સખ્સ છાકટો થઇ રસ્તામાં પડ્યો હોય તેનાં કપડાં ચોર લોકો ચોરી જશે એવી દયા ખાઇ તેનાં કપડાં વીગેરે કોઇ લઇ લે અને પછી નીશો ઉતર્યા પછી પાછાં આપે તો તેણે ચોરી કરી ગણાય નહિ. ( મ. હા. અ. રી. પ્ર. ૧૬૮

વળી જુઓ કલમ ૩૭૮ નીચેની ટીકા.

**કલમ ૩૮૦ મી.**

| | | |
|---|---|---|
| કોઇપણમાજીસ્ટ્રેટ. | કોઈ ઇમારત, તંબુ. અથવા વહાણમાં ચોરી. | વગર વારંટે પકડી શકાય, વારંટ નીકળે, જામીન લઈ શકાય નહીં. |

**સીક્ષા.**

૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. આ સજાને બદલે ફટકાની સજા પણ થાય છે સને ૧૮૬૪ ના આક્ટ ૬ ની કલમ ૨.

**ટીકા.**

આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત થવા માટે નીચેની હકીકત સાબીત થવી જોઇએ.

(૧) જે ઘર વીગેરેમાંથી ચોરી કરવાનું તહોમત હોય તે ઘર માણસને રહેવા દાખલ, કિંવા માલ ભરવા દાખલ ચોરી થઈ તે વખતે તે વપરાતું હતું,

(૨) તહોમતદારે ચોરી તેજ ઘરમાંથી કરી.

વળી જુઓ નીચેના ફેસલા.

૧ પોતાના ઘરમાં કોઈ મુસાફર આવી રહ્યો હોય અને તેનો માલ ઘરમાં મુક્યો હોય તેમાંથી તે ઘરધણી કાંઈ માલ ચોરે તો તેની ઉપર આ કલમ પ્રમાણે તહોમત આવે નહીં પણ કલમ ૩૭૯ પ્રમાણે તહોમત આવે. તેમજ જેનું વહાણ હોય તે વહાણવાળાએ મુસાફરના માલની ચોરી કરે તે ઉપર પણ આ કલમ પ્રમાણે તહોમત આવે નહીં. માત્ર ચોરી કરવાનું તહોમત આવે.

એક હથીઆરબંધ ટોળું ઘરની બહારે આવેલું ઉભું જોઇને ઘરધણી બીનો અને તેથી ઘરમાંથી કાંઈ માલ લઇને એ ટોળાને આપ્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે તે રહેવાના ઘરમાંથી ચોરી કહેવાય નહીં–

રાણી વિરૂદ્ધ લીઓનાર્ડ. આર્ય. પ્ર. ૪૨૬

૩ ઘરમાં પેસી કાંઈ માલ ઉઠાવે એટલા પકડાઈ જવાથી ઘરના તેજ ભાગમાં કાંઈ માલ ખોશી દે તોપણ તેણે રેહેવાના ઘરમાંથી ચોરી કરી કહેવાય—રાણી વિરૂદ્ધ અમીઅર. આર્ય. પ્ર. ૪૩૬-૪૩૭

૪ કોઈ માજીસ્ટ્રેટે કોઈને આ કલમ અને કલમ ૪૫૬ પ્રમાણે ગુન્હેગાર ઠરાવી બેઉ કલમ પ્રમાણે શિક્ષા કરી હોય. ઉપરની કોર્ટને આ કલમ સાથે કલમ ૪૫૬ નહીં પણ ૪૫૭ લગાવવી જોઈએ એવું જ- ણાય તો તેણે એ બાબત નવી તજવીજ કરવા ફરમાવવું નહીં જોઈએ પણ કલમ ૩૮૦ પ્રમાણેની સજા રદ કરવી જોઈએ—રાણી વિરૂદ્ધ રામચરણકેરી. બં. લા. રી. વધારાનું પુસ્તક પ્ર. ૪૮૯

૫ આ કલમ અને કલમ ૪૫૭ પ્રમાણે ચોરી કરવા માટે રાત્રે ઘર ફોડવાના કેસમાં કાંતો એ બેઉ ગુન્હા માટે એકજ સજા કરવી જોઈએ અથવા જુદી જુદી કરવી જોઈએ. પણ તે શિક્ષાનો એકંદર સરવાળો એ બે ગુન્હામાં જે મોટો ગુન્હો હોય તેમાં જેટલી શિક્ષા કરવી જોઈએ તેથી વધારે થવી નહીં જોઈએ—રાણી વિરૂદ્ધ તુકીયા બીનતમના. ૧ ઈં. લા. રી. (મુંબઈ) પ્ર. ૨૧૪

૬ કાનસ્ટેબલો તમને સોંપેલા ઘરમાંથી ચોરી કરે તો તેઓને આ કલમ પ્રમાણે સજા થાય. તેઓને કલમ ૪૦૯ પ્રમાણે સજા થાય નહીં. રાણી વિરૂદ્ધ બોઈદોનાદસીંગ. ૩ વી. રી. પ્ર. ૯

૭ છાપરાં ઉપરથી ચોરી કરે તો આ કલમ પ્રમાણે રેહેવાના ઘર માંથી ચોરી કરી કહેવાય નહીં. મ. જુ. પ્ર. ૨૮૨

૮ વંડામાંથી ચોરી કરવી એ પણ આ કલમ પ્રમાણેનો ગુન્હો નથી. કલમ ૩૭૯ પ્રમાણે ગુન્હો છે. મ. હા. રી.

૯ ઢોરોને બાંધવા છાંપો કર્યો હોય તો તે આ કલમના અર્થ પ્રમાણે માલ ભરવાનું સ્થાન ગણાય. મ. હા. રી.

૧૦ જો કોઈ સખસ એક ઈમારતમાંથી બે જુદા જુદા સખસની મિલકતની ચોરી કરે તો બે તહોમત ન આવે. એકજ આવે. ૧૧ વી. રી. પ્ર. ૩૮ (ફોજદારી).

## કલમ ૩૮૧ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ અથવા ૧ લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. | શેઠના કબજા માંહેલી મિલકતની મેહતા અથવા ચાકરે ચોરી કરવી. | વગર વારંટે પકડી શકાય, વારંટ નીકળે, જામીન લઇ શકાય નહીં. |

**સીક્ષા.**

૭ વરસ સુધી એમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. આ શિક્ષાને બદલે ફટકાની સજા પણ થાય. સને ૧૮૬૪ ના આક્ટ ૬ ની કલમ ૨.

### ટીકા.

આ કલમ પ્રમાણેનું તહોમત સાબીત કરવા માટે નીચેની હકીકત સાબીત થવી જોઇએ.

૧ ચોરી કરતી વખત તહોમતદાર ફરીયાદીનો નોકર હતો.

૨ એ ચોરી તેણે કરી.

૧ એક દીવસને માટે કોઇ સખસને મજુરી ઠરાવી નોકર રાખ્યો હોય તો તે આ કલમ પ્રમાણેનો અર્થ લેતાં નોકર કહેવાય નહિ—રાણી વિરૂદ્ધ હેડોન. આર્ચ. પ્ર. ૩૮૪

૨ એક નોકરને તેના ધણીએ પાંચ પાઉંડની નોટ વટાવી આવવા મોકલ્યો. નોકરે નોટ વટાવી રોકડા રૂપીઆને બદલે રૂપુ લીધું અને પછી નાશી ગયો તેમાં ઠરાવવામાં આવ્યું કે તેની ઉપર નોકર હોઇને ચોરી કરવાનું તહોમત આવે નહિ કેમ કે જે રૂપુ લઇ તે નાશી ગયો હતો તે રૂપું તેના ધણીના કબજામાંથી લઇ જવામાં આવ્યું નહોતું—રાણી વિરૂદ્ધ સલેન્સ. આર્ચ. પ્ર. ૩૮૪

૩ એક પોલીસના ગ્યાર્ડના માણસે તેમને સ્વાધીનની ગાર્ડમાં એક નાણાની પેટી મુકી હતી તેમાંથી નાણાં ચોરવાથી તેની ઉપર માત્ર સાધારણ ચોરીનું તહોમત મુક્યું હતું તેમાં ઠરાવવામાં આવ્યું કે

તેમની ઉપર આ કલમ પ્રમાણે મેહેતા અથવા ચાકરે કરેલી ચોરીનું. તોહોમત લગાડવું. જોઇએ— રાણી વિરૂદ્ધ જગરનાથસીંગ અને બી-જાઓ. કો. ઇ. ડા. પ્ર. ૩૪૫

૪ કોઇ ભાડે રાખેલો બોટમેન હોય તો તે આ કલમ પ્રમાણેનો મેહેતો અથવા ચાકર કહેવાય નહિ. આવા બોટમેને ચોરી કરી હોય તો કલમ ૩૮૦ પ્રમાણે શિક્ષા થાય—રાણી વિરૂધ બાકીલમાનજી. ૮ વ. રી. પ્ર. ૩૨

૫ કેટલાક માછલાં પકડવા વાળાઓએ પોતાના ધણીની માછલાં પકડવાની જગ્યા ઉપર બીજા માછલાં પકડવા વાળાઓએ જાળ નાખ-વાથી તે જાળ લઇ પોતાના કબજામાં રાખી તેમાં ફરીવવામાં આવ્યું કે તહોમતદારોએ ચોરીનો ગુન્હો કર્યો નથી. —રાણી વિરૂધ નોબીનચં-દર હાલદાલ. ૯ વી. રી. પ્ર. ૫૯

કલમ ૩૮૨ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | ચોરી કરવા સારૂ, અ-થવા ચોરી. કર્યા પછી નાશી જવા સારૂ, અથવા ચોરીથી મળેલી મિલકત પાસે રાખવા સારૂ. મોત, વ્યથા, અથવા અટકાવ કરવાની, અથવા મોત, વ્યથા કે. અટકાવનો ભય ઉત્પન્ન કરવાની તૈયારી ક-રીને પછી ચોરી કરવી. | વગર વારંટે પકડી શકાય, વારંટ નીક ળે, જામીન નહીં લઈ શકાય. |

**સીક્ષા.**

૧૦ વરસ સુધી સખત કેદ, તથા દંડ.

આ સજાને બદલે ફટકાની સજા પણ થાય. સને ૧૮૬૪ ના આક્ટ ૬ ની કલમ ૨.

## કલમ ૩૮૩ મી.

### જબરાઈથી કઢાવવું.

### ટીકા.

આ કલમ પ્રમાણેના તહોમતમાં નીચેની વાત સાબીત થવી જોઇએ.

(૧) તે સખ્સને, કિંવા બીજા સખ્સને ઈજા કરવાનો ભય દેખાડ્યો.

(૨). એ કામ તેણે ઈરાદાથી કરયું,

(૩) એમ કરવાથી તહોમતદારને તેણે મિલકત આપી,

(૪) એ તેણે બદ દયાનતથી કરયું.

જુઓ નીચેના કેસ઼ો.

૧ પૈસા નહીં આપેતો તારી ઉપર ફોજદારી તહોમત લાવીશ એમ કહી પૈસા કઢાવે તો તે આ કલમ પ્રમાણે ગુન્હો છે. જે તહોમતની ધમકી આપી તે તહોમત ખરૂં છે કે ખોટું તે જોવાની જરૂર નથી—રાણી વિરૂદ્ધ મુબારક અને બીજાઓ. ક્રો. ઈ. ડા. પ્ર. ૩૪૯

૨ આ કલમ પ્રમાણેનો ગુન્હો સંપુર્ણ થવા માટે એક સખ્સને વ્યથાનો ભય પમાડી બદદયાનતથી તેની પાસેથી કાંઈ મિલકત મુકાવે તો એ પુરતું છે. ક્રો. ઈ. ડા. પ્ર. ૩૪૯

૩ આ કલમ પ્રમાણેનો ગુન્હો સંપુર્ણ થવા માટે જે સખ્સે ભય પમાડ્યો હોય તે સખ્સેજ મિલકત લીધેલી હોવી જોઇએ એવું જરૂરનું નથી. એવા બદમાશો વચ્ચે ભય અમુકજણે દેખાડવો અને મિલકત અમુક જણે લેવી એવી ગોઠવણ કરેલી હોય અને તે ગોઠવણ પ્રમાણે બીજાએ તે મિલકત લીધી હોય તો સઘળા જણ જબરાઈથી કઢાવવાના ગુન્હામાં આવેછે—રાણી વિરૂદ્ધ શંકર ભાગવત. ૨ મું. હા. રી. પ્ર. ૩૯૪

૪ એક સખ્સે એક જંગલમાંથી લાકડા લેવાનો હક્ક સરકાર પાસેથી ખરીદ કરી લીધો એ જંગલમાંથી કોઈ બીજા સખ્સનો લાકડા લેવાનો હક્ક હતો તેથી તે બીજો સખ્સ પણ લાકડાના ગાડાં ભરી લઈ જતો હતો તે ગાડાં રોકાવી પેલા સખ્સે કાંઈ પૈસા લીધા. સરકાર સાથેના પેલા સખ્સના કરારમાં આ બીજા સખ્સનો કાંઈ હક્ક રાખવામાં આવ્યો હતો તેથી ઠરાવવામાં આવ્યું કે સરકાર પાસેનો

ખરીદદાર કોઈ બીજા સખ્શ પાસેથી આડાં રોકાણી નાણા લેતો તેણે આ કલમ પ્રમાણેનો ગુન્હો કર્યો કહેવાય નહીં—રાણી વિરૂદ્ધ અબદલ કાદર. ૩ મું. હા. સી. પ્ર. ૪૫ (ફોજદારી).

૫ આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત થવા માટે એક સખ્શને ઇરાદા પુર્વક કુંઇપણ કરવાનો ડર દેખાડીને અને એમ કરીને બદદ્યાનતથી તેની પાસેથી મિલકત કઢાવવી એ જરૂરનું છે. ૪ વી.રી.પ્ર.૫

૬ 'આટલા પૈસા આપ નહીં તો તારી નોકરી ખોવરાવીશ એમ કહી પૈસા કઢાવે તેણે આ કલમ પ્રમાણેનો ગુન્હો કર્યો કહેવાય. ૧૮ વી. રી. પ્ર. ૭૨૭

## કલમ ૩૮૪ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ અથવા ૧ લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. | જબરાઇથી કઢાવવું. | વગર વારંટે પકડાય નહીં, વારંટ નીકળે, જામીન લઇ શકાય. |

**શિક્ષા.**

૩ વર્ષસુધી બેમાના ગમેતે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને.

### ટીકા.

જુઓ કલમ ૩૮૩ ઉપરના ફેસલા.

કલમ ૩૮૫ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ અથવા ૧ લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ત્રેટ. | જબરાઇથી કહડાવવાનો ગુનોહ કરવા સારૂ કોઈ શખસને નુકુશાનનો ભય ફિતપજ કરવો. અથવા તેમ કરવાની કોશીશ કરવી. | વગર વારંટે પકડાય નહીં, વારંટ નીકળે જામીન લઇ શકાય. |

શિક્ષા.

૨ વર્સ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને.

કલમ ૩૮૬ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ. | મોત, અથવા મહાવ્યથાનો ભય કોઇ શખસને પમાડીને જબરાઈથી કહડાવવાનો ગુનોહ કરવો. | વગરવારંટે પકડાય નહીં, વારંટ નીકળે, જામીન લઇ શકાય નહી. |

સીક્ષા.

૧૦ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

## કલમ ૩૮૭ મી.

| | | |
|---|---|---|
| શેશન કોરટ. | જબરાઇથી કહેડાવવાનો ગુનોહ કરવા સારૂ કોઇ શખસને મોત અથવા મહાવ્યથાનો ભય ઉત્પન્ન કરવો, અથવા તેમ કરવાની કોશીશ કરવી. | વગર વારંટે પકડાય નહીં, વારંટ નીકળે, જામીન લઇ શકાય નહીં. |
| શિક્ષા. ૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | | |

### ટીકા.

૧ પરાણે પૈસા કઢાવવાને ઇરાદે કોઇ આપઘાત કરવાનો ડોળ ઘાલે તો તે આ કલમ પ્રમાણે ગુન્હેગાર થાય છે.—રાણી વિરૂધ ગ્રેગરી કો. ઈ. ડા. પ્ર. ૩૩૧

## કલમ ૩૮૮ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | મોત અથવા જીવતાં સુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસની કેદની શિક્ષા થઇ શકે એવા ગુનહનું તહેમત મુકવાનો, ડર દેખાડીને જબરાઇથી કેહડાવવાનો ગુનોહ કરવો. | વગર વારંટે પકડાય નહીં વારંટ નીકળે. જામીન લઇ શકાય નહીં. |
| શિક્ષા. ૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | | |

| | | |
|---|---|---|
| એજ. | અગર સૃષ્ટિ ક્રમ વિરૂદ્ધ ગુનાહનો ડર દેખાડ્યો હોય તો. | એજ. |

**શિક્ષા.**

જીવતાં સુધી સમુદ્ર પાર, આ શિક્ષાને બદલે ફટકાની સજા પણ થાય સને ૧૮૬૪ ના આકટ ૬ ની કલમ ૨.

કલમ ૩૮૯ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | જબરાઈથી કહડાવવાનો ગુનોહ કરવા સારૂ મોત અથવા જીવતાં સુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસની કેદની શિક્ષા થઈ શકે એવા ગુનાહનું તહોમત મુકવાનો કોઈ સખસને ડર દેખાડવો. | વગર વારંટે પકડાય નહીં વારંટ નીકળે, જામીન લઈ શકાય નહીં. |

**સીક્ષા.**

૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

| | | |
|---|---|---|
| એજ | અગર તે સૃષ્ટિ ક્રમ. વિરૂદ્ધ ગુનોહ હોય, તો. | એજ |

**શિક્ષા.**

જીવતાં સુધી સમુદ્રપાર, આ સજાને બદલે ફટકાની સજા થાય. સને ૧૮૬૪ના આકટ ૬ની કલમ ૨

टीका.

तहोमतदारोए एवी गोठवण करी होय के डर आटला जणे बताववा. आटला जणे तें मीलकत कढाववी. तो ए सघळा जण एकज एटले आ कलम प्रमाणे गुन्हेगार थाय छे. २ मुं. हा. री. प्रं. ४१७

कलम ३९० मी.

अपहरण कोने केहेवुं तेनी व्याख्या.

टीका.

१ चोरने पकडवा जतां चोरीनो माल फेंकी दई पीछो लेनार पकडी शके नहि एवा हेतुथी पाणी फेंके तो अपहरण कर्युं कहेवाय नहि म. हा. री. ३ वी. री. प्र. १४

२ एक बोट चाली जती हती तेने रोकवा माजीस्ट्रेटनो हुकम छे एवुं कही केटलाक सख्से रोकी अने तेने लुंटी लीधी तेमां ठराववामां आव्युं के आ वखते बोटवाळाने गेरवाजबी अटकाव करी रोक्या केहेवाय अने तेथी तहोमतदारोए आ कलम प्रमाणे गुन्हो कर्यो कहेवाय. ५ वी. री. प्र. १९

३ चोरी करतां घर धणी सामो थाय तो तेने मारवो एवो धरादो थयो होय अथवा ए प्रमाणे मारवानी कोशीश करवामां आवे तो तहोमत दारोए आ कलम प्रमाणे गुन्हो कर्यो कहेवाय. ५ वी. री. प्र. ६५

४ चोरी करतां व्यथा करे तो आ कलम प्रमाणे सजा थाय ६ वी. री. प्र. ८५

कलम ३९१ मी.

डेकोईटीनी व्याख्या.

टीका.

१ गायकवाडना मुलकमां कोई डेकोईटीनो गुन्हो थयो होय तो इंग्रेजी कोरटथी तेनो इनसाफ थई शके नहि, पण डेकोईटी करतां जे मीलकत लेवाई होय ते इंग्रेज सरकारना मुलकमांथी हाथ आवे तो डेकोईटीमां गयेल मिलकत राखवाना गुन्हानो इनसाफ ते कोर्ट करी शके छे. १ ई. ला. री. (मुंबई) प्र. ५०

૨ આ કલમ પ્રમાણેના ગુન્હામાં એકલી દંડની સજા થાય નહીં—રાણી વિરૂદ્ધ બોજો અને બીજાઓ. કો. ઈ. ડા. પ્ર. ૩૪૮

૩ આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરેલા સખસો ઉપર પછી ડેકાઈટીની મીલકત રાખવાનું તહોમત આવે નહીં—ભૈરવસીંગ વિરૂદ્ધ અમીરસીંગ. કો. ઈ. ડા. પ્ર. ૯૪૮

૪ ડેકોઈટી થયા પછી છ કલાકના ટુંકા વખતમાં કોઈ સખસ એ ડેકોઈટીમાં ગયેલ મિલકત સાથે માલુમ પડે તો વિરૂદ્ધ સાબીત થતાં સુધી તેઓ ડેકોઈટીમાં ગયેલ મિલકત કબજામાં રાખનાર નહીં પણ તે ડેકોઈટી કરનાર છે એમ કાયદાસર અનુમાન થાય—રાણા વિરૂદ્ધ કાસીમલ. કો. ઈ. ડા. પ્ર. ૩૪૮

૫ પાંચ જણ હથીયાર બંધ એક ઘર ફોડી ચોરી કરવા ગયા. એક જણ ભીંતમાં બાકોરૂં પાડવા મંડ્યો. બીજા ગાર્ડ તરીકે ઉભા રહ્યા. ઘરના લોકે જાગી જવાથી રાડ પાડી તેથી ગામના લોક દોડી આવ્યા. આ પાંચ જણમાંના એકે એક ગામડીઆને ઠાર માર્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે તેમની ઉપર ડેકોઈટીનું તહોમત આવે નહીં. રાત્ર ઘર ફોડવાનું તહોમત આવે—રાણી વિરૂદ્ધ રેવાન માળવાર. કો. ઈ. ડા. પ્ર. ૩૪૮

## કલમ ૩૯૨ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ અથવા ૧લા વર્ગનો માજીસ્ટ્રેટ. | અપહરણ. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે, જામીન લઈ શકાય નહીં. |

### સિક્ષા.

૧૦ વરસ સુધી સખત કેદ, તથા દંડ. આવો ગુનોહ તહોમતદારે આગળ કર્યો હોય તો તેને આ સજા શીવાય પણ ફટકાની સજા પણ થાયછે. સને ૧૮૬૪ના આકટ ૬ની કલમ ૪

## ટીકા.

આ કલમ પ્રમાણેનો ગુનોહ સ્થાપીત થવા માટે નીચેની હકીકત સાબીત થવી જોઈએ.

(૧) તહોમતદારોએ આ ચોરી કરી;

(૨) આ કલમમાં જે મોત મહાવ્યથા વીગેરે કરીને, અથવા એમ કરવાને બીક દેખાડીને તહોમતદારે તે ચોરી કરી.

અપહરણ કરતી વખતે તહોમતદારે કરેલા કૃત્યથી શરીરને હાની પોચવાની ખરેખરી બીક ફરીઆદીને હતી એવું સાબીત કરવું જોઈએ, અથવા તહોમતદાર શરીરનું મને આવું નુકશાન કરશે એવી બીક લાગવાના મને આટલાં આટલાં કારણ હતાં એવી સાબીતી આપવી જોઈએ.

૧ એક માણસ બીજા સખસને ઠેકે પાડે તેથી તે બેશુદ્ધ થઈ જાય એ અરસામાં તેની પાસેથી કાંઈ માલ લઈ લેતો તે અપહરણ કર્યું કહેવાય. આર્ય. પ્ર. ૪૫૧

૨ એક ગાડીને અમુક રસ્તા ઉપર વારંવાર લુટી લેવામાં આવતી તેથી તે લુટનારને પકડી લેવા એક સખસ તે ગાડી સાથે ગયો. લુટવાવાળો ગાડી પાસે આવ્યો અને એક પીસ્તોલ દેખાડી ગાડીમાં બેસનારા પાસેથી પૈસા માગ્યા. જે સખસ પકડવામાં સાથે ગયો હતો તેણે તથા ગાડીમા બેસનારાએ તેને પૈસા આપ્યા પણ પછી તે લુટનારને પકડી લેવામાં આવ્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે લુટનારે અપહરણનો ગુન્હો કર્યો. આર્ય. પ્ર. ૪૫૧

૩ એક સ્ત્રીની વાળી ખેંચી લેવા માટે તહોમતદારે એક સ્ત્રીનો કાન ત્રોડ્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે તહોમતદારે અપહરણ કર્યું—રાણી વિરૂદ્ધ લેપીયર. આર્ય. પ્ર. ૪૫૧

૪ તહોમતદારે ફરીઆદીની ઘડીઆળની સાંકળી અને સીલ પકડી ગુંજીની અંદરથી બહાર ખેંચી કાઢવાનું કર્યું. ઘડીઆળની સાંકળી ફરીઆદીના ગળા આસપાસ હતી તેથી નીકળી શકી નહીં પણ તુને પાડી તે સાંકળી લઈ ગયો તો તે અપહરણ થયું કહેવાય—રાણી વિરૂદ્ધ મેસન. આર્ય. પ્ર. ૪૫૧

૫ એક મિલકત બે સખસોમાંથી કોની છે તે માટે વાંધો હોય અને તેથી બંનેને બાઝા બાઝી થાય. સબળો હોય તે નબળા પાસેથી બધી મિલકત લઈ જાય તો તેણે અપહરણ કર્યું કહેવાય—રાણી વિરૂદ્ધ ડેવીઝ. આર્ય. પ્ર. ૪૫૧

૬ એક સખસને ખબર ન પડે એવી રીતે કોઈ તેની પાસેથી કાંઈ માલ ખેંચી લઈ જાય તો તેણે અપહરણું કર્યું કહેવાય નહીં—રાણી વિરૂદ્ધ મેકરે. આર્ય. પ્ર. ૪૫૧

૭ અપહરણમાં જે મોત કિંવા મહાવ્યથા થવી જોઈએ કિંવા તેમ થવાની કોશીશ થવી જોઈએ એ અપહરણ થયા વખતે કિંવા અપહરણ થયા પહેલાંની હોવી જોઈએ. અપહરણ થયા પછી થાય તો અપહરણ કહેવાય નહીં—રાણી વિરૂદ્ધ નોસીલ. આર્ય. પ્ર. ૪૫૨

૮ તું મને આટલા પૈસા આપ નહીં તો તારી ઉપર સૃષ્ટિક્રમ વિરૂદ્ધ મૈથુનની ઇચ્છાનું તહોમત લાવીશ એમ કહી તે નાણા કઢાવે તો તેણે અપહરણ કર્યું કહેવાય એમ ઘણા કેસોમાં ઠરી ચુક્યું છે—રાણી વિરૂધ જોન્સ. આર્ય. પ્ર. ૪૫૨

૯ કોઈ સખસ પોતાની મિલકત કોઈ લઈ જતો હોય તેમાં બીકથી કાંઈ સામો ન થાય પણ તેની મિલકત તે પોતાની મેળે આપે નહીં તો એ ગુન્હો જબરાઈથી કઢાવવાનો નહીં પણ અપહરણનો થાય છે. ચોરી કરવામાં વ્યથા કરવાનો ઇરાદો હોય કિંવા કોશીશ હોય તો એ ગુન્હો અપહરણનો થાય છે—રાણી વિરૂધ તીકેબોર. ૫ વી. રી. પ્ર. ૯૫

૧૦ અપહરણના ગુન્હામાં ખરાબ ઇરાદો સાબીત થવોજ જોઇએ ૫ મ. હા. રી. એ. ૩૯

કલમ ૩૯૩ મો.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ત્રેટ. | અપહરણ કરવાની કોશીશ. | વગર વારંટે પકડી શકાય, વારંટ નીકળે, જામીન નહીં લઈ શકાય. |

શિક્ષા.

૭ વરસ સુધી સખત કેદ, તથા દંડ. આવો ગુનોહ તહોમત દારે આગળ કર્યો હોયતો તેને આ સજા શીવાય ફટકાંની સજા પણ થાયછે. સને ૧૮૬૪ના આકટ ૬ની કલમ ૪

કલમ ૩૯૪ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ત્રેટ. | અપહરણ કરવામાં અથવા અપહરણની કોશીશમાં બુદ્ધિ પુર્વક વ્યથા કરવી, અથવા અપહરણ કરવામાં સામીલ રહેવું. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે, જામીન નહીં લઈ શકાય. |

સીક્ષા.

જીવતાં સુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસ સુધી સખત કેદ, તથા દંડ. આવો ગુનોહ તહોમતદારે આગળ કર્યો હોય તો તેને ઉપરની સજા શીવાય ફટકાની સજા પણ થાયછે. સને ૧૮૬૪ના આકટ ૬ની કલમ ૪

ટીકા.

૧ લુટ સાથે બુદ્ધિપુર્વક વ્યથા થઈ હોય તો કલમ ૩૯૨-૩૯૪ પ્રમાણે નહીં પણ એકલી કલમ ૩૯૪ પ્રમાણે સજા થાય—રાણી વિરુદ્ધ મુક્તીકોરા. કો. ઈં. ડા. પ્ર. ૩૫૬

### કલમ ૩૯૫ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | ડકાઈટી. | વગર વારંટે પકડી શકાય, વારંટ નીકળે, જામીન લઈ શકાય નહીં. |

**સીક્ષા.**

જીવતાં સુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસ સુધી સખત કેદ, તથા દંડ.

#### ટીકા.

જુઓ, ક્રી. પ્રો. કોડ કલમ ૬૮

૧ આ કલમ પ્રમાણેનો ગુન્હો કરનારને ૧૪ વરસની સજા થાય નહીં—રાણી વિરૂદ્ધ હરજવાર. કો. ઈ. ડા. પ્ર. ૩૪૮

૨ ઘર લુંટવા આવતી વખત પેહેલાં ઘરનાં માણસોને ભાગી જવાની તક હતી એવું સાબીત થાય તો તહોમતદારો આ કલમમાં ફરમાવેલી સજાથી બચી જઈ શકે નહીં. આ કલમ પ્રમાણે ગુન્હો સંપુર્ણ થવા માટે લુટ કરનાર સખસે તાતકાલીક બથા અથવા તાતકાળીક અટકાવ કર્યો હતો અથવા કરવાની કોશીશ કરી હતી એટલુંજ સાબીત થવું પુરતું છે—રાણી વિરૂદ્ધ કીશોરી પાતર અને બીજાઓ. ૬ વી. રી. પ્ર. ૩૫

૩ ડેકોઈટીનો ગુન્હો થયા પછી છ કલાકના વખતની અંદર કેટલાક સખસોએ ડેકોઈટીમાં ગયેલ માલ સાથે માલુમ પડ્યા તેમાં ઠરાવવામાં આવ્યું કે એવી વખતે કાયદો એવું અનુમાન કરેછે કે તેઓ ડેકોઈટીમાં ગયેલ માલ લેનાર નહીં પણ ડેકોઈટી કરનારામાંનાજ છે. ૩ વી. રી. પ્ર. ૧૦

૪ ડેકોઈટી થયા પછી આઠ દસ દીવસે માલુમ પડે તો ડેકોઈટી કરનાર તરીકે અથવા ડેકોઈટીમાં ગયેલ માલ રાખવા માટે એમ બેમાંનું એક તહોમત મુકવું જોઈએ. જેમકે આ નહીં તો આ. ૫ વી. રી. પ્ર. ૬૬

## કલમ ૩૯૬ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ. | ડાકાઇટીમાં ખુન. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે જામીન નહી લઈ શકાય. |

**સીક્ષા.**

મોત, અથવા જીવતા સુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસ સુધી સખત કેદ, તથા દંડ.

### ટીકા.

જુઓ નીચેના ફેસલા.

જુઓ. ક્રી. પ્રો. કોડ. કલમ ૬૮

ડેકાઈટીની ટોળીનો કોઈ માણસ ડેકાઈટી સાથે અજાણતાં કોઈનું ખુન કરેતો ખુન અને ડેકાઇટી એ બે તહોમત આવે. આ કલમ પ્રમાણેજ તહોમત આવે—રાણી વિરૂદ્ધ રઘુ. કો. ઈ. ઠા. પ્ર. ૩૪૮

## કલમ ૩૯૭ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | ખુન અથવા મહા વ્યથા કરવાની કોશીશ સાથે આ પહરણ અથવા ડાકાઈટી. | વગર વારંટ પકડી શકે, વારંટ નીકળે, જામીન લઈ સકાય નહીં. |

**સીક્ષા.**

ઓછામાં ઓછા ૭ વરસ સુધી સખત કેદ.

કલમ ૩૯૮ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | કોઈ ભયંકર શસ્ત્ર ધારણ કર્યું હોય તે વખત અપહરણ અથવા ડાકાઈટી કરવાની કોશીશ. | વગર વારંટે પકડી શકાય વારંટ નીકળે, જામીન લઈ શકાય નહીં. |

સીક્ષા.

ઓછામાં ઓછા સાત વરસ સુધી સખત કેદ.

કલમ ૩૯૯ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | ડાકાઈટી કરવાની તૈયારી કરવી. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે જામીન લઈ શકાય નહી. |

સીક્ષા.

૧૦ વર્સ સુધી સખત કેદ, તથા દંડ

કલમ ૪૦૦ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | હમેશાં ડાકાઈટી કરવાના કારણ સર એકઠા મળેલા સખસોની ટોળીમાં હોવું. | વગર વારંટે પકડી શકાય વારંટ નીકળે, જામીન લઈ શકાય નહીં. |

શિક્ષા.

જીવતાં સુધી સમુદ્ર પાર, અથવા ૧૦ વરસ સુધી સખત કેદ, તથા દંડ.

## ટીકા.

આવા ગુન્હેગારોની તજવીજ તહોમત જ્યારે મુક્યું હોય ત્યારે તહોમતદાર જ્યાં હોય ત્યાં થઈ શકેછે. જુઓ ક્રી. પ્રો. કોડ કલમ ૬૭ નું દ્રષ્ટાંત (ક.)

## કલમ ૪૦૧ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | હમેશ ચોરી કરવાના કારણસર એકઠા મળેલા સખસોની ભટકતી ટોળીમાં હોવું. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે. જમાનત લઈ શકાય નહીં. |

સીક્ષા.

૭ વરસ સુધી સખત કેદ, તથા દંડ.

## ટીકા.

૧ આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત થવા માટે નિત્ય ડકોઈટી કરવાની ટોળી ઉભી થઇ હતી અને એ ટોળીનો હેતુ હમેશાં એવા ગુન્હા કરવાનો હતો એવું સાબીત થવું જોઇએ. ૬ મ. હા. રી. પ્ર. ૧૨૦.

## કલમ ૪૦૨ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ | ડાકાઈટી કરવાના કારણસર મળેલા પાંચ અથવા વધારે સખસોમાં હોવું. | વગર વારંટે પકડાય વારંટ નીકળે જમાન લેવાય નહીં. |

સીક્ષા.

૭ વરસ સુધી સખત કેદ તથા દંડ.

## ટીકા.

આ કલમ પ્રમાણેનો ગુન્હો કરનાર શખસ જ્યાં પકડાય ત્યાં તેનો ઈનસાફ થવો જોઇએ (જુવો ક્રી. પ્રો. કો. કલમ ૯૭ દ્રષ્ટાંત (ક).

આવી મંડળીના દરેક માણસના સારી ચાલના જમાન લેવા માટે માજીસ્ટ્રેટોનો કેટલો અધીકાર છે. તે માટે જુવો ક્રી. પ્ર. કો. કલમ ૫૦૫-૫૦૬-૫૧૦.

ક્રી. પ્રો. કો. કલમ ૯૦ પ્રમાણે આવી મંડળી પોતાની હદમાં ભેળી થઈ હોય અથવા ભેળી થવાની હોય તેની ખબર જાણતાં તુરત પાસેના પોલીસ થાણામાં અથવા માજીસ્ટ્રેટને તે બાબત ખબર આપવી જોઇએ એવી જમીનના માલીક વગેરે ઉપર ફરજ છે.

## કલમ ૪૦૩ મી.

| | | |
|---|---|---|
| કોઈ પણ માજીસ્ટ્રેટ. | બદ દયાનતથી જંગમ મિલકતનો ખોટો ઉપયોગ કરવો અથવા તે પોતાને કામે લગાડવી. | વગર વારંટે પકડાય નહીં વારંટ નીકળે. જમાન લઈ શકાય. |
| સાંક્ષપ્ત. ૨ વરસ સુધી બેમાના એમે ત પ્રકારની કેદ અથવા દંડ, અથવા બંને. | | |

## ટીકા.

આવા ગુન્હાનો ઈનસાફ કયાં થાય તે માટે જુવો ક્રી. પ્રો. કો. કલમ. ૯૭ દ્રષ્ટાંત (ઈ)

૧ એક નોકર પોતાના શેઠ તરફથી ઉઘરાણી કરી શેઠને નાણાં નહી આપતાં શેઠની પાસે પોતાનો પગાર લેણો હોય તે માટે તે નાણાં રાખે તો તેણે આ કલમ પ્રમાણે ગુન્હો કર્યો ગણાય. રાણી. વિરૂધ બીજર રાય. કો. ઈ. ડા. પ્ર. ૩૪૫

૨ આ કલમ પ્રમાણેનું તોહોમત સાબીત કરતી વખતે મિલકત

મજકુરનો ઉપયોગ તોહોમતદારે પોતે કર્યો એવું સાબીત થવું જોઈએ. મિલકત જડે અને કબજામાં રાખે એટલા ઉપરથીજ. આ ગુન્હો સંપુર્ણ થતો નથી. રાણી વિરૂધ અબદુલ. કો. ઈ. ડા. ૩૪૫

૩ કોઈ સખસની ભુલથી કાંઈ નાણાં વધારે આપવામાં આવે તે સખસ તે લેતી વખતે કિંવા પાછળથી અમુક નાણાં વધારે આવ્યાં છે. એવું જાણે પણ તે પાછાં નહી આપતાં પોતાના ઉપયોગમાં લે તો તેણે આ કલમ પ્રમાણે ગુન્હો કર્યો કેહેવાય. ઠગાઈનો ગુન્હો કર્યો કેહેવાય નહી. રાણી વિરૂધ શામસુંદર કો. ઈ. ડા. પ્ર. ૩૪૬

૪ તોહોમતદાર અને ફરીયાદી જે ધંધો કરતા હોય તેમાં અમુક ચાંબડાની કિમત ન આપતાં એ ચાંમડાં પોતાના ઉપયોગમાં લેતો તોહોમતદારે આ કલમ પ્રમાણે ગુન્હો કર્યો કેહેવાય નહી ૧૭ વી. રી. પ્ર. ૧૧

૫ કોઈ તોહોમતદાર નાંણાની જુદી જુદી રકમનો ખોટા ઉપયોગનો ગુન્હો કરે તો તેની ઉપર એક તોહોમત આવે નહી. જુદાં જુદાં તોહોમત આવે ૧૫ વી. રી. પ્ર. ૫

## કલમ ૪૦૪ મી.

| | | |
|---|---|---|
| સેશન કોરટ અથવા ૧ લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. | કોઈ સખસ મરી જાય તે વખતે તેની પાસે જે મિલકત હોય અને જે તેના વારસના કબજામાં આવી નથી એમ જાણવામાં હોય તે મિલકતનો બદ દયાનતથી ખોટો ઉપયોગ કરવો. | વગર વારંટે પકડાય નહીં. વારંટ નીકળે, જામીન લેવાય. |

**સીક્ષા.**

**૩ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.**

| | | |
|---|---|---|
| એજ | અગર તે મરનારની નોકરીમાં કોઈ રેહેતો અથવા બીજો સખસ હોય તે ઉપરનો ગુન્હો કરેતો. | એજ |

| સીક્ષા. |
|---|
| ૭ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. |

ટીકા.

૧ „ આ કલમ પ્રમાણે ગુજરેલા સખસની મિલકતનો ઉપયોગ તોહોમતદારે પોતે કરેલો હોવો જોઇયે એવી કાંઈ જરૂર નથી. રાણી વિરૂધ. નોબીતચંદર સરકાર. કો. ઈ. ડા. પ્ર. ૩૪૫

૨ આ કલમ સ્થાવર મિલકતનો ખોટો ઉપયોગ કરે તેને લાગુ પડતી નથી. રાણી વિરૂધ. ગીરધર ધરમદાસ ૬ મું. હા. રી. પ્ર. ૩૩ (ફોજદારી).

૩ આ કલમ પ્રમાણેનો ગુન્હો માંહોમાંહે માંડીવાળી શકાય નહી. ૭ મ. હા. રી પ્ર. ૩૪

## કલમ ૪૦૫ મી.

## સાપરાધ વિશ્વાસઘાત એટલે શું?

ટીકા.

૧ પંત્સાલા વેપારનો કોઈ ભાગદાર જેને પંત્સાલા વેપારની કાંઈ મિલકત સોંપી હોય કિંવા જે ઉપર તેની સતા હોય તે મિલકત પોતાના ઉપયોગમાં બદદયાનતથી લેતો તેણે વિશ્વાસઘાતનો ગુન્હો કર્યો કેહેવાય રાણી વિરૂધ આપ્પોદ કુમારશો ૧૩ બે. લા. રી. પ્ર. ૭૩૦ (ફુલબેંક).

૨ તોહોમતદાર એક થાણાની પોલીસનો સબ ઇન્સ્પેક્ટર હતો. એ

આણાના ડબામાં એક ટટ્ટુ લાવવામાં આવ્યું અને ત્યાં સને ૧૮૭૧ ના આકટ ૧લા પ્રમાણે રાખવામાં આવ્યું. સ્ટેશનની બુકો તપાસવાથી એવું માલમ પડ્યું કે એ ટટ્ટુને એ કાયદા પ્રમાણે લીલામ કર્યું નહોતું અને કોઈ ગોપીનાથ નામના સખસે તે ખરીદ કર્યું હતું. થોડા વખત પછી ગોપીનાથ પાસેથી જે સખસે એ ટટ્ટુ વેચાતું લીધું હતું તેની પાસેથી તોહોમતદારે એ ટટ્ટુ વેચાતું લીધું. માજીસ્ટ્રેટને પુરાવ ઉપરથી એવું માલમ પડ્યું કે તે સને ૧૮૭૧ ના આકટ ૧ લા પ્રમાણે કાંઈ પણ હરાજી થઈ નહોતી તેથી તોહોમતદારને વિશ્વાસઘાતનું તોહોમત મુકી સજા કરી તેમાં ઠરાવવામાં આવ્યું કે એ શિક્ષા ગેરવાજબી છે અને વળી એવું પણ ઠરાવવામાં આવ્યું કે એ મિલકત તોહોમતદારને સોંપેલી હોવી જોઈએ. અને તેણે બદદયાનતથી તેનો ગેરઉપયોગ કરેલો હોવો જોઈએ. વળી તોહોમતદારનો ઇરાદો કોઈ ગેરવ્યાજબી લાભ અગર ગેરવ્યાજબી નુકશાન કરવાનો હોવો જોઈએ. રાણી વિરૂધ રાજ ક્રીસનબીસવાલ. ૮ બે. લા. રી. પ્ર. ૧

૩ અમુક મિલકત ઘરેણે મુકેલી નથી એવું કહી એ ઘરેણે મુકેલી મિલકત પાછી આપવાને કોઈ સખસ ના કહે તો તેણે કાંઈ હકના દસ્તાવેજનો વિશ્વાસઘાત કર્યો એવું ગણાય નહી. રાણી વિરૂધ જાફર નાયક અને બીજો. ૨ મુ. હા. રી. પ્ર. ૧૨૭

૪ કોઈ ઉપરીએ કાંઈ મિલકત કોઈને સોંપી હોય તે લઈને તે નાશી જાય તો તે ગુન્હો ચોરીનો નહી પણ વિશ્વાસઘાતનો કેહવાય. ભારથચંદર ક્રીશ્નના કામમાં. કો. ઈ. ડા. પ્ર. ૩૪૫

૫ આ કલમ પ્રમાણે તોહોમત આવી જે તોહોમતદાર નીર્દોષ થયો હોય તે તોહોમતદાર ઉપર આ કલમ પ્રમાણેના કેસમાં જે પુરાવ પડ્યો હોય તે પુરાવા ઉપરથીજ ચોરીની મિલકત લેવાનું પણ તોહોમત આવી શકે. કો. ઈ. ડા. પ્ર. ૩૪૫

૬ આ કલમ પ્રમાણેનો ગુન્હો સંપુર્ણ થવા માટે જે મિલકત તેને સોંપી હોય તે મિલકત સંબંધી તે કરાર થયો હોય તે કરાર વિરૂધ કિંવા કોઈ કાયદા વિરૂધ કૃત્ય કરી પોતાના ઉપયોગમાં તે મિલકત લીધી એવું સાબીત થવું જોઈએ. કો. ઈ. ડા. પ્ર. ૩૪૫

૭ વિશ્વાસઘાતનો ગુન્હો માંહોમાંહે માંડીવાળી શકાય નહી. રાણી વિરૂદ્ધ લક્ષમણ ગાંબીજી છે, ૧ ઈ. લા. રી. (મુંબઈ) પ્ર. ૧૫૮

૮ કોઈ ચીજ વાપરવાથી બગડી હોય તો તે આ કલમ પ્રમાણે વિશ્વાસઘાતનો ગુન્હો નથી. ૩ મ. હા. રી. પ્ર. ૬

૯ ઘરેણે મુકેલો માલ બીજાને ત્યાં ઘરેણે ન મુકવો એવો કરાર હોય તો પછી એ પ્રમાણે બીજે ઠેકાણે ઘરેણે મુકનાર ઉપર આ કલમ પ્રમાણે 'વિશ્વાસઘાતનું તોહોમત' આવે. પણ જો તેણે બદદયાનતથી તેમ કર્યું હોય તો. ૬ મ. હા. રી. પ્ર. ૨૮

## કલમ ૪૦૬ મી.

| | | |
|---|---|---|
| સેશન કોરટ અથવા ૧ લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. | સાપરાધ વિશ્વાસઘાત. | વગર વારંટે પકડી શકે. વારંટ નીકળે જામીન લઈ શકાય નહીં. |

**શિક્ષા.**

૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને.

## ટીકા.

વિશ્વાસઘાતના ગુન્હામાં મુખ્ય બે બાતની જરૂર છે (૧) સ્પષ્ટ કિંવા ગર્ભીત કરારથી ઉલટી રીતે કરવું (૨) બદદયાનતથી તેમ કરવું.

આમાંની એક પણ વાતની ગેરહાજરી હોય તો આ ગુન્હો થતો નથી. વળી જુઓ કલમ ૪૦૫ ઉપરના ફેસલા.

### કલમ ૪૦૭ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ અથવા ૧લા વર્ગનો માજીસ્ટ્રેટ. | ભાર વાહક, ડંઢાવાળા વોગેરેએ વિસ્વાસઘાત કરવો. | વગર વારંટે પકડાય, વારંટ નીકળે, જામીન ન લઈ શકાય. |

**સીક્ષા.**

૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

### કલમ ૪૦૮ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ અથવા ૧લા અથવા ૨જા વર્ગનો માજીસ્ટ્રેટ. | કોઈ મેતા અથવા ચાકરે સાપરાધ વિશ્વાસઘાત કરવો. | વગર વારંટે પકડીશકે. વારંટ નીકળે, જામીન લઈ શકાય નહી. |

**શિક્ષા.**

૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

**ટીકા.**

આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત કરવા માટે નીચેની વાત સાબીત થવી જોઇએ.

(૧) જે માલનો વિશ્વાસઘાત કરવામાં આવ્યો હોય તે માલ તેણે લીધો,

(૨) એવો માલ લેવા તેને રાખ્યો હોય તે કારણથી કિંવા તેના દરજાથી લેવાનું તેનું કામ નથી.

૧ એક શેઠનો દીકરો કાંઈ પણ પગાર વગર આવી મીલકત લેવાનું કામ કરતો હોય તો આ કલમના અર્થ પ્રમાણે નોકર કહેવાય. અગર

જો એવું કામ કરવા તેની સાથે કાંઈ સ્પષ્ટ ઠરાવ થયો નથી તોપણ રાણી વિરૂદ્ધ ફોકસ. આર્ય પ્ર. ૪૮૪

૨ એક નોકરને જે કામ માટે પૈસા આપ્યા હોય તે કામમાં તે ન વાપરે તે. અને તેને પુછવામાં આવે ત્યારે તે એ પૈસા એજ કામમાં વાપર્યા છે. એમ ખોટું કહે તો તેણે આ કલમ પ્રમાણેનો ગુન્હો કર્યો કહેવાય. વાટસન અને કંપની વિરૂદ્ધ ગુલાબખાન. ઈ. ડા. પ્ર. ૩૪૪

૩ સોંપેલા પૈસા લઈ નાસી જાય તો તે આ કલમ પ્રમાણે વિશ્વાસઘાતનો ગુન્હો છે. કો. ઈ. ડા. પ્ર. ૩૪૫

કલમ ૪૦૯ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ અથવા ૧લા વર્ગનો માજીસ્ટ્રેટ. | કોઈ સરકારી નોકરે, અથવા સરાફે, વેપારીએ, કે આડતીયાએ સાપરાધ વિસ્વાસઘાત કરવો. | વગર વારંટે પકડાય નહીં, વારંટ નીકળે જમાન લઈ શકાય નહીં. |
| **શિક્ષા.** જીવતા સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ, બંને. | | |

ટીકા.

સરકારી નોકર જેને તેના સરકારી હોદ્દાને લીધે નાણા લેવાનો અધીકાર હોય તેઓ તે નાણા સંબંધી વિશ્વાસઘાત કરે તેને આ કલમ લાગે.

૧ તલાટીઓ લોકો પાસેથી રોકડા નાણાં લઈ સરકારમાં ભરવાને બંધાએલા છે તે તલાટી રોકડ નાણાને બદલે દાણા લે અને સરકારમાં નાણાં પોતાના ઘરમાંથી ભરે તો તેમણે આ કલમ પ્રમાણે ગુન્હો કર્યો કહેવાય નહીં. ૪ મ. હા. રી. એપે. ૩૨

૨ કોઈ મુખ્તિઆરને તેને રાખનાર સખ્સ પાસેથી તેનું મહેનતાણું

મળ્યું હોય તે ઉપરાંત તેને રાખનારની માહેતી વગર વકીલ પાસેથી કાંઈ તે લેતો તેની ઉપર આ કલમ પ્રમાણે તહોમત આવી શકે—પેરી મોહન ઘોસ. ૯ બેં. લા. રી. પ્ર. ૩૧૨

૨ કોઈ કાનસ્ટેબલ તેના થાણાના માણસનો પગાર બદદયાનતથી વાપરી ખાય તો તેની ઉપર આ કલમ પ્રમાણે તહોમત લાવી શકાય. રાણી વિરૂદ્ધ સબદરબીયા. ક્રો. ઈ. ડા. પ્ર. ૨૪૫

૩ મીઠાની વખારમાંથી ઘણું મીઠું ઓછું થઈ ગયું હોય પણ જ્યાં સુધી એ મીઠું બદદયાનતથી મીઠાનો દરોગો લઈ ગયો એવું સાબીત થાય નહીં ત્યાં સુધી તેની ઉપર આ કલમ પ્રમાણેનું તહોમત આવી શકે નહીં—રાણી વિરૂદ્ધ બીન બહાદુર પટનાયક. ક્રો.ઈ.ડા. પ્ર.૩૪૫

૪ નાયબનાજર એ આ કલમના સંબંધમાં નાજરના હાથ નીચેનું માણસ છે તેનું ખાનગી માણસ નથી—રાણી વિરૂદ્ધ મહમુદ હુસેન. ૨ અ. હા. રી. પ્ર. ૨૯૮

૫ જે સખસ ઉપર કલમ આ ૪૦૯ પ્રમાણે તોહોમત આવી સજા થઈ હોય તે સખસ ઉપર વળી એ કલમ ૪૧૧ સાથે કલમ પ્રમાણે ચોરીની મીલકત લેવા વીગેરેનું તહોમત આવે નહીં—રાણી વિરૂદ્ધ શંકર. ૨ અ. હા. રી. પ્ર. ૩૧૩

૬ કાનસ્ટેબલો તેમને સોંપેલા ઘરમાંથી ચોરી કરે તો તેઓને આ કલમ પ્રમાણે સજા થાય તેઓને કલમ ૪૦૯ પ્રમાણે સજા થાય નહીં. રાણી વિરૂદ્ધ બોઈદાનાસીંગ. ૩ વી. રી. પ્ર. ૨૯

૭ કોઈ ઓફીસના હેડ કલાર્કનું કામ સ્ટાંપ વેચવાનું હોય પણ તેના ઉપરીની મંજુરી મેળવ્યાવીના કિંવા તેના ઉપરીને જાણ કરીને પોતાના આસીસ્ટંટને તે સ્ટાંપ વેચવાનું કામ સોંપે. આસીસ્ટંટ તે સ્ટાંપ લઈ નાશી જાય તો હેડકલાર્કે વિશ્વાસઘાતનો ગુન્હો કર્યો કહેવાય નહીં પણ આસીસ્ટંટે કર્યો કહેવાય. ૧૩ વી. રી. પ્ર. ૭૭

૮ નાજર એ બજાવણીના કામનો ઉપરી છે. અને તે જે રીપોર્ટ કરે, કિંવા દાખલ કરે તેની સચ્ચાઈ વીશે તે જવાબદાર છે. મારા તાબાના માણસે મને ઠગ્યો એવું કહી તે પોતાની જવાબદારીથી મુક્ત થઈ શકે નહીં. ૭ વી. રી. પ્ર. ૧૦૯

૯ આ કલમ પ્રમાણેના અર્થ પ્રમાણે નાયબનાઝીર એ સરકારી નોકર છે. નાજરનો ખાનગી નોકર નથી. ૨ વાબ્ય. પ્રાંત. હા. રી. પ્ર. ૨૯૮

૧૦ હીસાબમાં મોઠું વધારે સલીક નીકળવું જોઈએ તેને બદલે સલીકમાં થોડું સીઠું હોય, પણ તે મીઠું દરોગો ખાઈ ગયો એવો પુરાવ ન હોય ત્યાં સુધી તેણે વિશ્વાસઘાત કર્યો કહેવાય નહીં. ૫ વી. રી. પ્ર. ૨૧

## કલમ ૪૧૦ મી.

### ચોરીની મીલકત લેવાની વ્યાખ્યા.

#### ટીકા.

માત્ર ચોરીની મિલકત માટેજ આ કલમ નથી. જબરાઈથી કઢાવીને જે મિલકત મેળવી હોય તે રાખનાર માટે, અપહરણની મિલકત રાખનાર માટે મિલકતનો ખોટો ઉપયોગ કર્યો હોય તે મિલકત માટે, અને વિશ્વાસઘાત કરેલી મિલકત રાખનાર માટે પણ નીચેની આ કલમછે.

જુઓ કલમ ૪૧૧ ઉપરના ફેસલા.

## કલમ ૪૧૧ મી

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ અથવા ૧લા અથવા ૨જા વર્ગનો મા જીસ્ટ્રેટ. | ચોરીની મિલકત ચોરીની જાણીને બદદયાનતથી લેવી. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે, જમાન લઈ શકાય નહી. |

#### શિક્ષા.

૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. આ સજાને બદલે ફટકાની સજા પણ થાયછે. સને ૧૮૬૪ના આક્ટ ૬ની કલમ ૨

## ટીકા.

આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત થવા માટે નીચેની હકીકત સાબીત થવી જોઈએ.

(૧) જે માલ બદદ્યાનતથી રાખવાનું તહોમત હોય તે માલની ચોરી થઈ હતી,

(૨) તે માલ તહોમતદારે બદદ્યાનતથી લીધો.

જુઓ નીચેના ફેસલા.

૧ તહોમતદારે એ માલ લેવાનો ઈરાદો કર્યો હોય પણ ચોરે જ્યાં સુધી એ માલ તેને આપ્યો નથી ત્યાં સુધી તેણે ચોરીનો માલ રાખવાનો ગુન્હો કર્યો નથી—રાણી વિરુદ્ધ વાયલો. આર્ચ પ્ર. ૪૭૪

૨ ચોરીના માલને અડવાથી કિંવા મજુર તરીકે બીજે ઠેકાણે લઈ જવા તેનો કબજો લેવાથી ચોરીનો માલ રાખવાનું તહોમત આવતું નથી. એ માલ તહોમતદારે અથવા તેના તરફથી બીજા કોઈએ કબજામાં લેવો જોઈએ—રાણી વિરુદ્ધ સ્મિથ. આર્ચ પ્ર. ૪૭૫

૩ સ્ત્રી ચોરી કરી આવે અને તે ચોરી લાવેલો માલ ધણી રાખે તો ધણી ઉપર ચોરીનો માલ રાખવાનું તહોમત આવે. આર્ચ પ્ર. ૪૭૫

૪ એક સ્ત્રીએ તેના ભાઈડાની ગેરહાજરીમાં તેની જાણ બહાર કેટલોક ચોરીનો માલ લીધો અને તે પેટે ચોરને કાંઈક નાણાં આપ્યા, ચોર અને ધણી પાછળથી ભેળા થયા તે સ્ત્રીના ધણીને ખબર હતી કે જે માલ એ ચોર આપી ગયો છે તે ચોરીનો છે અને એટલા માટે બાકીના પૈસા તે ચોરને પોતે આપ્યા તેમાં ઠરાવવામાં આવ્યું કે તે ધણી પણ ચોરીનો માલ રાખવાનો તકસીરવાન છે—રાણી વિરુદ્ધ વુડવર્ડ. આર્ચ પ્ર. ૪૭૫

૫ એક છોકરે તેના ધણીના કબજામાંથી એક ઘેટું ચોર્યું તે ઘેટો તેના ધણીએ પાછો લીધો. છોકરાને પુછ્યું કે આવો માલ તું કોને ત્યાં વેચી આવેછે. છોકરાએ અમુક સખ્સનું નામ લીધું ત્યારે તહોમતદારને પકડવા માટે એક ઘેટું તેને ત્યાં વેચી આવવાનું તેના ધણીએ કહ્યું. એ પ્રમાણે તે વેચી આવ્યો તેથી તહોમતદાર ઉપર ચોરીનો માલ

રાખવાનું તહોમત આવ્યું તેમાં ઠરાવવામાં આવ્યું કે જે વખતે એ વેચું ધર્યું તે વખત તે ચોરીનું નહોતું તેથી તહોમતદાર ઉપર ચોરીનો માલ રાખવાનું તહોમત આવે નહીં—રાણી વિરૂદ્ધ ડીલાન. આર્ચ પ્ર.૪૭૬

૯ એક સંબસે સોસો પાઉંડની એક એક નોટ હોય છે એવી ૭ નોટની ચોરી કરી અને દરેક નોટ ૨૦ વીશ પૌંડની લીધી તેમાંથી કેટલીક (બ) નામના સખસને આપી તેમાં ઠરાવવામાં આવ્યું કે (બ) ઉપર ચોરીનો માલ રાખવાનું તહોમત આવે નહીં કેમકેતેણે જે નોટ લીધી તે ચોરાયે ગયેલી નહોતી—રાણી વિરૂદ્ધ વોકલી. આર્ચ પ્ર. ૪૭૬

ચોરીનો માલ રાખવાનું તહોમત આવતી વખતે ચોરીનો માલ તહોમતદારના કબજામાંથી માલુમ પડવો જોઇએ એ મુખ્ય વાત છે. જ્યાં સુધી તહોમતદાર તે માલ તેના કબજામાં ક્યાંથી આવ્યો તે બતાવી શકે નહીં ત્યાં સુધી તે ચોરી કરનાર કિંવા ચોરીનો માલ રાખનાર છે એવું અનુમાન તેની વિરૂદ્ધ થાયછે ઘણી વખતે ચોરીનો માલ તહોમતદારના કબજામાંથી હાથ આવેછે. કાયદા પ્રમાણે જે માલ હાથ આવેછે. કાયદા પ્રમાણે જે માલ હાથ આવ્યો છે તે તહોમતદારના કબજામાં કેવી રીતે હતો તે પણ અગત્યની બાબત થઇ પડેછે એવે વખતે નીચેની હકીકત સાબીત થવી જોઇએઃ-

(૧) જે માલ હાથ આવ્યો છે તે થોડા વખત ઉપર થયેલી ચોરી માં ગયેલો તે અથવા તેમાંનો છે;

(૨) તે માલ તહોમતદારના અનન્યગ્રાહ્ય કબજામાંથી માલમ પડેલોછે.

અનન્યગ્રાહ્ય કબજો એટલે એવો કબજો કે જે ઠેકાણે તહોમતદાર શીવાય બીજા કોઇથી જઇ શકાય તેવું નહોય તેવી જગો. તહોમતદારનું ઉઘાડું ફળી જ્યાં ઘણા જણ જઇ આવી શકે તેમજ લુચા દુશ્મનો ત્યાં માલ મુકી જઇ શકે એવી જગ્યોએથી માલ મજકુર હાથ આવ્યો હોય તો તેના કબજામાંથી હાથ આવ્યો એવું ગણાઇ, એટલા ઉપરથી તેને ગુન્હેગાર ગણવો નહીં જોઇએ.

૧ ચોરીની મિલકત બદદયાનતથી રાખવાના તહોમતમાં તહોમતદારનો ઇરાદો ચોરીની મિલકત છે એવું તે સાપરાધ જાણતો હતો એ

જરરનું છે—રાણી વિરૂદ્ધ દોયલઆલીદર અને બીજો.

૨ કોઈ સખ્સ કાંઈ ચોરીની મિલકત લઈને પોતાના ઘરમાં છુપાવે તો તેની ઉપર આ કલમ ૪૧૧ અને કલમ ૪૧૪ પ્રમાણે તહોમત નહીં આવે. માત્ર આ કલમ ૪૧૧ નુંજ તહોમત આવે.

૩ આ કલમ પ્રમાણેનું તહોમત જે સખ્સ ઉપર આણ્યું હોય તે સખ્સે ચોરીમાં ગયેલી રકમ ગુન્હા ભરેલી રીતે રાખી એવું ખુલી રીતે સાબીત થવું જોઈએ. મીરચારઅલી. ૧૩ વી. રી. પ્ર. ૭૦

૪ આ કલમ પ્રમાણેના તહોમતમાં લીધેલી મિલકતનો પ્રકાર તહોમતદારના કબજામાં તે મિલકત આવી તેની વખત જગ્યા અને રીતી અને તે ચોરી લઈ જવામાં આવી એ હકીકત ધ્યાનમાં લેવી જોઈએ. ગુન્હો કરનાર સખ્સ કોઈ અમુક સખ્સ છે તે નક્કી ન થાય તો તેઓ ચોરીની મિલકત લેવાના ગુન્હાથી છટકી જઈ શકે નહીં—રાણી વિરૂદ્ધ હરીશંકર ફકીરભટ ૨ મું. હા. રી. પ્ર. ૧૩૦

૫ આ કલમમાં બતાવેલી ચોરીની મિલકત લેતી વખતે તે મિલકત ચોરીની છે એવું તહોમતદાર જાણતો ન હોય પણ તેવું જાણવામાં આવ્યા પછી રાખે તો તેણે આ કલમ પ્રમાણે ગુન્હો કર્યો કહેવાય. ૪ મ. હા. રી. એ. ૪૨

## કલમ ૪૧૨ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ. | આ ડાકાઈટી કરતાં મળેલી મિલકતછે એમ જાણીને તે ચોરીની મિલકત બદદયાનતથી લેવી. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે, જમાન લઈ શકાય નહી. |

**શિક્ષા.**

જીવતાં સુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસ સુધી સખત કેદ તથા દંડ. આ સજાને બદલે ફટકાની સજા થાય. સને ૧૮૬૪ ના આકટ ૬ની કલમ ૨

## ટીકા.

૧. આ કલમ પ્રમાણેનું તહોમત સ્થાપીત કરવા માટે જે સખ્સે ડેકોઈટી ગયેલી મિલકત લીધી હોય તે સખ્સ એ ડેકોઈટી થઈછે એવું જાણતો હતો, કિંવા માનતો હતો, કિંવા જે સખ્સ પાસેથી તેણે એ મિલકત લીધીછે તેઓ ડેકોઈટી કરના વાળાછે એવું તે જાણતો હતો, કિંવા માનતો હતો એવું સાબીત થવું જોઈએ.--રાણી વિરૂદ્ધ જોગેશ્વર બગદી અને બીજાઓ. ક્રી. રી. પ્ર. ૧૦૯

૨ જે સખ્સ ઉપર કલમ ૪૦૯ પ્રમાણે તહોમત આવી સજા થઈ હોય તે સખ્સ ઉપર વળી એ કલમ સાથે આ કલમ પ્રમાણે ચોરીની મિલકત લેવા વીગેરેનું તહોમત આવે નહી—રાણી વિરૂદ્ધ શંકર. ૨ મ. હા. રી પ્ર. ૩૧૩

## કલમ ૪૧૩ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | હંમેશાં ચોરીની મિલકત લેવાનો ધંધો કરવો. | વગર વરંટે પકડાય, વારંટ નીકળે, જામીન લઈ શકાય નહીં. |

### શિક્ષા.

જીવતાં સુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. આવો ગુનોહ તહોમતદાર આગળ કર્યો હોય તો તે ઉપરની સજા શીવાય ફટકાની સજા પણ થાયછે. સને ૧૮૬૪ ના આક્ટ ૬ ની કલમ ૪

## કલમ ૪૧૪ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ અથવા ફસ્ટ અથવા ૨જા વર્ગનો મા-જીસ્ટ્રેટ. | ચોરીની મિલકત જાણીને તેને સંતાડવાની મદદ કરવી. | વગર વારંટે પકડી શકે. વારંટ નીકળે. જામીન લઈ શકાય નહી. |
| શિક્ષા. ૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | | |

### ટીકા.

ચોરીના જાણીને કબજામાં રાખવાનો પુરાવ ન હોય તો આ કલમ પ્રમાણે સંતાડવાનું તહોમત આવે. આ કલમ અને કલમ ૪૧૧ પ્રમાણેનાં બે તહોમત એકની એક મિલકત બાબતમાં આવે નહી.

૧ કયા ચોર પાસેથી એ મિલકત લીધી એવું સાબીત ન થાય તો કલમ ૪૧૧ પ્રમાણેનું તહોમત ન આવે, પણ આ કલમનું તહોમત આવે—રાણી વિરૂદ્ધ હરશંકર ફકીરભટ ૨ મું હા. રી. પ્ર. ૧૩૦

૨ એક સખસે કેટલીક ચોરીની ચીજ એક સખસના ઘરમાં અને ખેતરમાં છુપાવી એવા ઇરાદાથી કે એથી એ ઘર અને ખેતરના માલીક ઉપર ચોરીનું તહોમત આવે તેમાં ઠરાવવામાં આવ્યું કે છુપાડનાર ઉપર કલમ ૧૯૩ પ્રમાણે ખોટો પુરાવો બનાવવાનું તથા આ કલમ પ્રમાણે ચોરીની મિલકત છુપાવવાનું તહોમત આવે. કેશરેહિંદ વિરૂદ્ધ રામેશરરાવ. ૨ ઈ. લા. રી. ( અલાહબાદ ) પ્ર. ૩૭૯

## કલમ ૪૧૫ મી.

### ઠગાઇની વ્યાખ્યા.

જુઓ કલમ ૪૧૭ નીચેના ફેસલા.

## કલમ ૪૧૬ મી.

### વેશ બદલીને ઠગાઇ કરવાની વ્યાખ્યા.

## ટીકા.

૧ પોતાની છોકરી નથી એવું જાણ્યા છતાં તે પોતાની છોકરી છે એવું કહીને તેને કોઈ સાથે પરણાવવાનું કરે તો તેણે આ કલમ પ્રમાણે ગુન્હો કર્યો કહેવાય. ૭ વી. રી. પ્ર. ૫૧

૨ બીજાને નામે જુબાની આપવી તે આ કલમ પ્રમાણેનો વેશ લઈ ઠગાઈનો ગુન્હો નથી. કલમ ૧૯૩ પ્રમાણે જુઠી જુબાની આપ્યાનો ગુન્હો થાયછે—રાણી વિરૂદ્ધ પ્રેમાભીખા ૧ મું. હા. રી. પ્ર. ૮૯

૩ હું અમુક પોલીસ અમલદાર છઉં એવું કહી ગામડાના લોકો પાસેથી પૈસા કઢાવે તો તેણે ઠગાઈ અને સરકારી નોકરનો વેશ લીધાનો ગુન્હો કર્યો કહેવાય. ૨ વી. રી. પ્ર. ૨૯

## કલમ ૪૧૭ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનો માજીસ્ટ્રેટ. | ઠગાઈ. | વગર વારંટે પકડાય, વારંટ નીકળે જમા ન લેવાય. |

**સીક્ષા.**

૧ વર્ષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને.

## ટીકા.

૧ કોઈ સખસ હું પોલીસ અમલદાર છું એવું દેખાડી કોઈ ગામડીયા પાસેથી કાંઈ પૈસા લેતો તેણે આ કલમ પ્રમાણે ઠગાઈનો અને સરકારી નોકરનો વેશ લીધાનો ગુન્હો કર્યો કહેવાય—રાણી વિરૂદ્ધ સદાનંદદાસ. કા. ઈ. ડા. પ્ર. ૩૪૨

૨ કોઈ ચોકીદાર કોઈ સખસને ફરેબ દઈ અથવા તેને દુઃખ દેવાની બીક દેખાડી અથવા કપટથી તે સખસ પાસેથી કાંઈ નાણું લેતો તેણે આ કલમ પ્રમાણે ઠગાઈનો અને કલમ ૩૮૩ અને ૩૮૪ પ્રમાણે જબરાઈથી કઢાવવાનો ગુન્હો કર્યો કહેવાય. સરકારી નાણાનો

બદદયાનતથી તેણે ખોટો ઉપયોગ કર્યો એવું તહોમત તેને લાગુ પડે નહીં—રાણી વિરૂદ્ધ રામનારાયણ ચોકીદાર. કો. ઈં. ડા. પ્ર: ૭૪૨

૩ એક દીવસે પૈસા લઈ બીજે દીવસે તે પૈસા કોઈને આપ્યા વગર કપટથી કોઈ સખ્સ નાસી જાય તો એટલાજ ઉપરથી તેણે ઠગાઈનો ગુન્હો કર્યો ગણાય નહીં. નાણું લેતી વખતે ઠગાઈ કરવાનો અથવા ફરેબ દેવાનો તેનો ઈરાદો હતો એવું સાબીત થવું જોઈએ. આ ઈરાદો સાબીત કરતી વખતે નાણું લઈ ભાગી જવાની તેની વર્તણુક પુરાવામાં મુકી શકાય—રાણી વિરૂદ્ધ હીરામણ હજવાઈ. કો. ઈં. ડા. પ્ર. ૩૪૨

૪ તારા બાપ ઉપરનું કરજ છે તે તું આપ નહીં તો તેનાં આવાં આવાં પરીણામ થશે એવી કાંઈ છોકરાને ફરેબ દેવામાં આવે તો તે ઠગાઈ નથી. જે પરીણામ થવાનું હોય તે ઘણુંજ સહરાવીને કહ્યું હોય તો તે ઠગાઈ છે. પણ એમ કહેવામાં કાંઈ ખરાબ ઈરાદો તહોમતદારનો ન જણાય તો તે ઠગાઈ નથી—રાણી વિરૂદ્ધ રાજકુમાર બેનરજી. કો. ઈં. ડા. પ્ર. ૩૪૨

૫ કોઈ સખ્સ પોતાને ઘેર લગન છે નહીં એવું જાણ્યા છતાં પોતાને ઘેર લગન છે એવું ખોટું કહી કેટલોક માલ બીજા સખ્સ પાસેથી ભાડે લઈ જાય. થોડું ભાડું આપે. બીજું ભાડું અને એ માલ પાછળથી આપવાની લખેલી વાયદા ચીઠી લખી આપે. પાછળથી એવું જણાય કે એ મિલકત પોતાના એક દિવાની દાવામાં જમીન લેવા તે સખ્સનો ઈરાદો હતો. આથી તેણે ઠગાઈનો ગુન્હો કર્યો કહેવાય—રાણી વિરૂધ કાદરબક્ષ. કો ઈં. ડા. પ્ર. ૩૪૨

૬ એક સખ્સ પાસેથી તહોમતદારો પોતાને ત્યાં મુકેલાં ઝવેરાત તેઓને પાછાં આપે એવા હેતુથી લીધેલી રકમની એક સરકારી પ્રોમીસરી નોટ લીધી, પણ એ પ્રોમીસરી નોટ લઇ તેમાં ઝવેરાત પાછાં આપવા તેમનો ઈરાદો નહોતો અને તેથી એ નોટ એ સખ્સ પાસે તહોમતદારોનું બીજું લેણું હતુ તે માટે રાખવા કહ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે તેઓએ ઠગાઇનો ગુન્હો કર્યો છે—રાણી વિરૂદ્ધ આદરશનદાસ કો. ઈં. ડા. પ્ર. ૩૪૨.

૭ ટીકટ વગર પ્રદરશનમાં છાનું જવું એ આ કલમ પ્રમાણે ઠગાઈનો ગુનોહ નથી—રાણી વિરૂદ્ધ મેહેરવાનજી બેજનજી. ૬ મુ. હા. રી. પ્ર. ૬ (ફોજદારી.)

૮ એક કોઈ બ્રાહ્મણી છે એવું કોઇ સખસ કોઈ પાસેથી પેસા લઈ પરણાવે અને પાછળથી તે બ્રાહ્મણી નથી એમ ઠરે તો તેણે આ કલમ પ્રમાણેનો ગુનોહ કર્યો કહેવાય—રાણી વિરૂધ પદ્દામોની બાઈ સ્તોબી. કો. ઈ. ડા. પ્ર. ૩૪૧.

૯ આ કલમ વિરૂદ્ધનો ગુનોહ માંહોમાંહે વાળી શકાય નહીં—રાણી વિરૂદ્ધ લખ્ખુ સદાશીવ. ૧ ઈ. લા. રી. (મુંબાઇ) પ્રે. ૧૫૮.

૧૦ જે કામ કરવાનો કરાર કર્યો હોય, તે કરાર કરતી વખતેજ તે પુરો કરવાનો તહોમતદારનો ઈરાદો હતો એવું સાબીત કરવામાં આવે તો તે ઠગાઈ છે—રાણી વિરૂધ હરગોવીંદદાસ. ૯ મુંબઈ. હા. રી. પ્ર. ૪૪૮

૧૧ નીચા વર્ગની ટીકટ લઈ ઉપલા વર્ગમાં બેસે તો તેની ઉપર ઠગાઇનો ગુન્હો આવતો નથી પણ તે રેલવે એક્ટ પ્રમાણે ગુન્હેગાર થાયછે—રાણી વિરૂદ્ધ ડાહ્યાભાઈ પરશરામ ૧ મું હા. રી. પ્ર. ૧૮૦

૧૨ જે મિલકત ઠગાઈ કરીને મેળવેલી હોય તે મિલકત ઠગાઈ કરેલા સખસની છે એવું આ કલમ પ્રમાણેના તહોમતમાં બતાવવું જોઇએ. ૧ મ. હા. રી. પ્ર. ૩૧

૧૩ એક મજુર કરેલી મજુરીના નાણા લેવા આવ્યો ત્યારે તે આપનાર ધણીએ પુછ્યું કે કામ બરોબર કર્યુંછે. મજુરે હા કહી. એ પ્રમાણે કામ પુરૂં કર્યું નથી એવું તે શેઠ જાણતો હતો તેમ છતાં એ મજુરને ફસાવવા માટે પુરેપુરાં નાણાં આપ્યાં અને પછી તેની ઉપર ઠગાઇનું તહોમત લાવ્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે ઠગાઇનું તહોમત રહે નહીં. પુરૂં કામ કર્યું નથી એવું તે જાણતો હતો જેથી મજુરની લુચ્ચાઇથી ઠગાય તેવું નહોતું. ૧૧ વી. રી. પ્ર. ૫૧

૧૪ જે તારીખે મજુર લોકોનો પગાર ચુકાવી આપવામાં આવે તે તારીખે તેટલો પગાર લેણો ન હોય તેમ છતાં અધુરા કામનો પગાર કોઈ મુકદમ લે. મજુરોને કરેલા કામનાં નાણાં આપે. અધુરાં

કામનાં પોતા પાસે વો તેણે ઠગાઈનો ગુન્હો કર્યો કહેવાય. ૧૦ વી. રી. પ્ર. ૨૮

## કલમ ૪૧૮ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ પેહલા અથવા બીજા વર્ગનોમા જીસ્ટ્રેટ | જેનો લાભ જાળવવાની, કાયદાથી કે જાયદાસર કરા રથી જે સખસની ફરજ હોય તેને ગેરવાજબી હા ની થશે એવું જાણીને તે સખસે ઠગાઇ કરવી. | વગર વારંટે પકડી શકે વારંટ ની કળે જમાન લઈ શકાય. |

**સીક્ષા.**

૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારનો કેદ અથવા દંડ અથવા બંને.

## કલમ ૪૧૯ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ અથવા પેહલા અથવા બીજા વર્ગનો માજીસ્ટ્રેટ. | વેશ લઈને ઠગાઈ કરવી. | વગર વારંટે પકડાય, વારંટ નીકળે જમાન લેવાય. |

**શિક્ષા.**

૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને.

## ટીકા.

૧ આ છોકરી અમુક સ્ત્રીની છે એવું જાણ્યાછતાં તે બીજી સ્ત્રીની છોકરી છે, એવું કોઈ સખ્સ કહી કાંઈ કૃત્ય કરે તો તેણે આ કલમ પ્રમાણે વેશ લઈ ઠગાઈ કરી એમ સમજવું—રાણી વિરૂદ્ધ ધનપત ઓઝા. કો. ઈ. ડા. પ્ર. ૩૪૨

૨ કોઈ નીચા વર્ગની છોકરી છે એવું જાણ્યા છતાં તે ઉંચા વર્ગની છોકરી છે એવું કહી કોઈ ઉંચા વર્ગના સખસ સાથે પરણાવે, પૈસા લે તો તેણે ઠગાઈનો અને આ કલમ પ્રમાણે વેશ લઈ ઠગાઈ કર્યાનો ગુન્હો કર્યો ગણાય—રાણી વિરૂદ્ધ ડાબીસીમ અને બીજાઓ. કો. ઈ. ડાં. પ્ર. ૩૪૨

## કલમ ૪૨૦ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ અથવા ૧લા વર્ગનો માજીસ્ટ્રેટ. | ઠગાઈ કરીને બદ દયાનતથી કાંઈ મિલકત અપાવવી, અથવા કોઈ કિમતાં દસ્તાવેજ ફેરવાવવો, અથવા તેનો નાશ કરાવવો. | વગર વારંટે પકડાય નહીં, વારંટ નીકળે જામીન લઈશકાય. |

**સીક્ષા.**

૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

## કલમ ૪૨૧ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનો મ, જીસ્ટ્રેટ. | માગનારાઓમાં વેહેચાણ થતી અટકાવાને માટે કાંઈ મિલકતનું બદદયાનતથી અથવા દગલબાજીથી ખશેડવું અથવા છુપાવવું વગેરે. | વગર વારંટે પકડાય નહીં, વારંટ નીકળે, જામીન લઈ શકાય. |

**સીક્ષા.**

૨ વર્ષ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

## કલમ ૪૨૨ મી.

| | | |
|---|---|---|
| ૧લા અથવા ૨ જા વર્ગનો માજી સ્ટ્રેટ. | કોઈનું કાંઈ લેણું કે માગણું હોય તે પોતાના માગનારાઓને મળતું હોય તે માણસે બદદાનતથી અથવા દગલબાજીથી અટકાવવું. | વગર વારંટે પકડાય નહીં. વારંટ નીકળે, જામીન લઈ શકાય. |

**સીક્ષા.**

બે વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બેન.

## કલમ ૪૨૩ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનોમાજીસ્ટ્રેટ. | કોઇના નામની કાંઇ મિલકત કરી આપવાના જે ખતમાં કિંમતનો જીક્કર ખોટો લખ્યો એવા ખતપર બદદાનતથી કે દગલબાજીથી સહી કરવી. | વગર વારંટે પકડાય નહી. વારંટ નીકળે. જામીન લઈ શકાય. |

**સીક્ષા.**

૨ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બેઉ.

## કલમ ૪૨૪ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનો માજીસ્ત્રેટ. | પોતાની કે પારકી કાંઈ મિલકતનું બદદાનતથી અથવા દગલબાજીથી ખસેડવું કે છુપાવવું. અથવા તેમ કરવામાં મદદ કરવી. અથવા ખરૂં લેહેણું કે દાવો બદદાનતથી મુકી દેવો. | વગર વારંટે પકડાય નહીં, વારંટ નીકળે. |

**સીક્ષા.**

૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને.

### ટીકા.

૧ કોઈ ભાગાદાર ભાગીદારની કાંઈ મિલકત કપટથી લઈ જાય તો તેના ઉપર આ કલમ પ્રમાણે તહોમત લાવી શકાય—રાણી વિરૂદ્ધ ગુરબાનોદપંત. ૧૩ બેં. બા. રી. પ્ર. ૩૦૮ (નોટ)

## કલમ ૪૨૫ મી.

### બીગાડ કોને કહેવો તેની વ્યાખ્યા.

### ટીકા.

૧ ઢોરના માલીક ઢોરોને ખેતરમાં રખડતા મુકવાનીજ માત્ર ગફલત કરે તો તે આ કલમ પ્રમાણે ગુન્હો નથી. એ કલમમાં એવું છે કે તહોમતદારને આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવતાં પેહેલાં ઢોરો એ પ્રમાણે મુકવાથી નુકશાન થશે એવું જાણ્યા છતાં તેણે તે ઢોરો ખરેખર મુક્યાં એવું સાબીત થવું જોઇએ—ફોર્બસ વિરૂદ્ધ ગીરીશચંદર બાતાચારજી ૯ બ. લા. રી. પ્ર. ૩

૨ ઝાડ કાપી લઈ જવામાં આવે તો બીગાડ અને ચોરી બેઉમાં તહોમત લાગી શકે—રાણી વિરૂદ્ધ નારાયણ કીશ્નાજી. ૨ મું.હા.રી.પ્ર. ૩૯૨

૩ સરકારી જમાન જેણે ભાડે રાખી હોય તેને ઠરાવેલો દર આ-

આ શીવાય કોઈ પોતાના ઢોર અટકાવે તો તેણે આ કલમ પ્રમાણે ગુન્હો કર્યો કહેવાય નહીં ૬ મ. હા. રી. એ. ૨૯

૪ નદીમાં ઈમારતી લાકડાં તરાવીને એક પુલને હરકત કરવાનું કેટલાક સખ્સો ઉપર તહોમત આવ્યું તેમાં એ ઈમારતી લાકડાના માલીકોને પણ ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા જેથી ઠરાવવામાં આવ્યું કે એ માલીકનો તેમ કરવામાં ઈરાદો કિંવા જ્ઞાન હતું. એવો પુરાવો નથી તેથી તેમની ઉપર આ ગુન્હો ઠરી શકે નહીં. ૬ મ. હા. રી. એ. ૪૦

## કલમ ૪૨૬ મી.

| | | |
|---|---|---|
| કોઇ પણ માજીસ્ટ્રેટ. | બીગાડ. | વગર વારંટે પકડાય નહીં, સમન નીકળે, જામીન લઈ શકાય. |

**સીક્ષા.**

૩ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બેઉ

## કલમ ૪૨૭ મી

| | | |
|---|---|---|
| ૧લા અથવા બીજા વર્ગનો માજીસ્ટ્રેટ. | બીગાડ કરીને ૫૦) રૂપી આની અથવા વધારે નુકશાની કરવી. | વગર વારંટે પકડાય નહીં, વારંટ નીકળે જામીન લવાય. |

**સીક્ષા.**

૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ, અથવા બંને.

## કલમ ૪૨૮ મી.

| | | |
|---|---|---|
| ૧ લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. | દશ રૂપીઆની કે તેથી વધારે કીંમતના કોઈ જાનવરને મારી નાંખીને કે જેહેર દઈને અથવા લંગડુ લુલુ કરીને કે નિરૂપયોગી કરીને બીગાડ કરવા | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે જમાન લઈ શકાય. |

સીક્ષા.

૨ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ, અથવા બંને.

## કલમ ૪૨૯ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ અથવા ૧લા અથવા બીજાવર્ગનો માજીસ્ટ્રેટ | કાંઈ ગણુ કીંમતના હાથી, ઉંટ, ઘોડા વીગેરેને, અથવા ૫૦ કે વધારે રૂપીઆની કીંમતના કોઈ બીજા જાનવરને મારી નાખીને, અથવા જેહેર દઈને અથવા લુલુ લંગડુ કરીને કે નીરૂઉપયોગી કરીને બીગાડ કરવો. | વગર વારંટે પકડી શકાય,વારંટ નીકળે જામીન લઈ શકાય |

સીક્ષા.

૫ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને.

### ટીકા.

સાંઢડો એનો અર્થ બળધ, ગોધા, ગાય એમાં સમાતો નથી. જો

તેની કિંમત રૂપીઆ ૫૦ નહોય તો કલમ ૪૨૬ કિંવા ૪૨૮ પ્રમાણે સજા થાય.

કલમ ૪૩૦ મી.

| | | |
|---|---|---|
| સેશન કોરટ અથવા ૧ લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ત્રેટ. | ખેતીનાં કામોને પાણીનું પોહોંચવું ઓછું કરીને બીગાડ કરવો, વગેરે. | વગર વારંટે પકડી શકે વારંટ નીકળે, જામીનલઇ શકાય. |
| સીક્ષા. 5 વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ. અથવા બંને. | | |

ટીકા.

૧ આ કલમ પ્રમાણેનો ગુન્હો તહોમતદારે માત્ર પાણી તેની મેળે વગર ખપનું જવા દીધું હોય તેમાંજ બનતો નથી. કરેલું કૃત્ય કાંઈ પણ હક વીના કર્યું હોય એટલી હકીકત આ ગુન્હામાં પુરતી છે—રામક્રિશ્ન ચેતી વિરૂદ્ધ પાલાનયંદીકદંબર. ૧ઈં. લા. રી. (મદ્રાસ) પ્ર. ૨૬૨

કલમ ૪૩૧ મી

| | | |
|---|---|---|
| સેશન કોરટ અથવા ૧ લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ત્રેટ. | મુસાફરી કરવીને અથવા માલ લઇ જવાને જોખમ ભરેલો થાય એમ અથવા અગમ્ય થાય એમ કોઇ સરીયામ રસ્તાને, પુલને, નદીને, અથવા વહાણચાલે એવી નેહેરને નુકશાન કરીને બીગાડ કરવો. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે, જમાન લઇ શકાય |
| શિક્ષા. ૫ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને. | | |

## કલમ ૪૩૨ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ અથવા ૧ લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ત્રેટ. | નુકશાની થાય એવી રીતે કોઈ સરીયામ ગટરને રેલાવીને અથવા બંધ કરીને બીગાડ કરવો. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે, જામીન લઈ શકાય |

**સીક્ષા.**

૫ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને.

## કલમ ૪૩૩ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ | કાંઈ દાંડીનો દીવો અથવા દરીયાઈ નીશાની હોય તેનો નાશ કરીને, તેને ખશેડીને, અથવા ઓછી ઉપયોગી કરીને; અથવા ખોટી રોશની બતાવીને બીગાડ કરવો. | વગર વારંટે પકડી શકાય, વારંટ નીકળે, જામીન લઈ શકાય. |

**સીક્ષા.**

૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને.

કલમ ૪૩૪ મી.

| | | |
|---|---|---|
| ૧ લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. | સરકારી અખતીઆરથી ઉભી કરેલી કાંઇ જમીનની નીશાનીનો નાશ કરી, તેને ખસેડી વીગેરે કરીને બીગાડ કરવો. | વગર વારંટે પકડાય નહીં. વારંટ નીકળે. જામીન લઈ શકાય |

સીક્ષા.

૧ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ. અથવા બેન.

કલમ ૪૩૫ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ | ૧૦૦ રૂપીયાની કે વધારે નુકશાની કરવાના ઇરાદાથી અગ્નીવડે, અથવા અવાજ સાથે ફુટે એવા કાંઇ પદારથ વડે બીગાડ કરવા. | વગર વારંટે પકડી શકે. વારંટ નીકળે. જામીન લઈ શકાય. |

સીક્ષા.

૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

## કલમ ૪૩૬ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ. | કાંઈ ઘર બીગેરેનો નાશ કરવાના ઇરાદાથી અગની વડે અથવા અવાજ સાથે ફુટે એવા પદાર્થ વડે બીગાડ કરવો. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે જામીન લઇ શકાય નહીં. |

**સીક્ષા.**

જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

### ટીકા.

૧ કહી ઇમારતને નુકશાન કરવામાં આવ્યું તે આ કલમ પ્રમાણેના તહોમતમાં બતાવવું જોઇએ. ૮ વી. રી. પ્ર. ૩૦

૨ જે ઇમારતને નુકશાન કરવામાં આવ્યું હોય તે ઇમારત પુરી થયેલી હોવી જોઇએ એવી કાંઈ જરૂર નથી. તેનો કાંઈ ભાગ ઉભો થયો હોય અને તેને નુકશાન કરવામાં આવ્યું હોય તો આ કલમ પ્રમાણે તહોમત આવે. ૭ મ. જુ. પ્ર. ૧૫૦

## કલમ ૪૩૭ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | તુતક વાળા વહાણનો અથવા ૨૦ ટનના ભારના વહાણનો નાશ કરવાના ઇરાદાથી, અથવા તેવા વહાણને જોખમ ભરેલું કરવાના ઇરાદાથી બીગાડ કરવો. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે, જામીન નહીં લઇ શકાય. |

**સીક્ષા.**

૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

### કલમ ૪૩૮ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | છેલ્લી કલમમાં બ્યાન કરેલો બીગાડ આગની વડે, અથવા અવાજ સાથે ફુટે એવા કોઈ પદાર્થ વડે કર્યો હોય તો. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે, જામીન લઈ શકાય નહીં. |

**સીક્ષા.**

જીવતાં સુધી સમુદ્રપાર, અથવા દસ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

### કલમ ૪૩૯ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ. | ચોરી વીગેરે કરવાના ઈરાદાથી વહાણનું કીનારા પર ચડાવી દેવું. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે, જામીન લઈ શકાય નહીં. |

**સીક્ષા.**

૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

### કલમ ૪૪૦ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ. | મોત અથવા બ્યથા કરવાની તૈયારી કરીને બીગાડ કરવો, વીગેરે. | વગર વારંટ પકડી શકે, વારંટ નીકળે, જામીન લઈ શકાય નહીં. |

**સીક્ષા.**

૫ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

## કલમ ૪૪૧ મી.

## સાપરાધ પ્રવેશ એટલે શું.?

### ટીકા.

૧ એક એકઠા રહેવાવાળા હીંદુના ઘરમાં કુટુંબનો કોઈ માણસ પેસે તો તેણે પ્રવેશનો ગુન્હો કર્યો એમ કહેવાય નહીં તેમ કોઈ પારકો સખસ એવા કુટુંબની રજા અને પરવાનગીથી પેસે તો તે પણ ગુન્હો નથી. પ્રાણક્રીષ્ણચંદ્ર. ૯ બે. લા. રી. પ્ર. ૮૦

૨ આ કલમ પ્રમાણેનો ગુન્હો બનવા માટે જે સખસનો ખરેખરો કબજો હોય તેને ધમકી દેવાના, તેનો તીરસ્કાર કરવાના, અથવા તેને દુઃખ આપવાના ઈરાદાથી તહોમતદારે તે પ્રવેશ કરેલો હોવો જોઈએ ઘરના માલિકનો કબજો ખરેખરો ન હોય તો આ ગુન્હો બનતો નથી. ઈશ્વરચંદ્રકરમોકર વિરૂદ્ધ શીતળદાસ ચીતર. ૮ બે. લા. રી. પ્ર. ૬૨

૩ આ કલમ પ્રમાણેનો ગુન્હો તહોમતદાર કાંઈ ગુન્હો કરવાને ઈરાદે પેઠેલો હોવો જોઈએ, અથવા કોઈ સખસને ધમકી આપવાને, તીરસ્કાર કરવાને, અથવા દુઃખ આપવાને ઈરાદે પેઠેલો હોવો જોઈએ. તેમ સાબીત થયા સુધી ગુન્હો બનતો નથી. સીરતીધરપુર ઈ. ૯ બે. લા. રી. પ્ર. ૧૯ કેશરેહિંદ વિરૂદ્ધ બુધસીંગ. ૨ ઈ. લા. રી. ( અલાહબાદ ) પ્ર. ૧૦૧

૩ કોઈના જમીન ઉપર પરાણે જઈ કબજાવાળા સખસને તીરસ્કાર કરવાના ઈરાદાથી કાંઈ ઈમારત બાંધે તો તેણે આ ગુન્હો કર્યો ગણાય—રાણી વિરૂદ્ધ રામદયાલમંડળ. કો. ઈ. ડા. પ્ર. ૩૪૬

૪ ઈમારત બાંધતા જાહેર રસ્તાની કાંઈ જમીન દબાય તો તે દબાવનાર ઉપર આ કલમનું તહોમત લાગે નહીં. કો. ઈ. ડા. પ્ર. ૩૪૬

૫ ખોટું વારંટ લઈ ઘરમાં પેસી કોઈ પોલીસ અમલદાર કોઈને પકડે તો તેની ઉપર આ કલમ પ્રમાણે પ્રવેશનું પણ તહોમત આવે—રાણી વિરૂદ્ધ નંદમોહનસીરકાર કો. ઈ. ડા. પ્ર. ૩૪૬

૬ કોઈ બાળવાની જગ્યા કોઈ સખસ ખેડી નાખે અને તે બાળવાની જગ્યાના હકદાર માહેલો એ ખેડનાર સખસ એક ન

હોય તો તેની ઉપર આ કલમ પ્રમાણે તહોમત આવે. ૬ મુ. હા. રી. એ. ૨૫

### કલમ ૪૪૨ મી.

### ગૃહ પ્રવેશ કોને કહેવો તેની વ્યાખ્યા.

#### ટીકા.

૧ કોઈ સખ્સ છીનાળું કરવાને ઈરાદે કોઈના ઘરમાં પેસે તો તેણે આ કલમ પ્રમાણે ગૃહપ્રવેશ કર્યો એમ કહેવાય. જો કોઈ કુંવારી ઓરત સાથે આડો વહેવાર ચલાવવા તેનો ઈરાદો હોય તો. ૮ મ. હા. રી. એ. ૬

### કલમ ૪૪૩ મી.

### ગુપ્ત ગૃહ પ્રવેશ કોને કહેવો તેની વ્યાખ્યા.

### કલમ ૪૪૪ મી.

### રાત્રે ગુપ્ત ગૃહ પ્રવેશ કોને કહેવો તેની વ્યાખ્યા.

### કલમ ૪૪૫ મી.

### ઘર ફોડવું કોને કહેવું તેની વ્યાખ્યા.

#### ટીકા.

૧ ઝાડ કાપીને અંદર પેસવું એ આ કલમ પ્રમાણેનો પ્રવેશ છે. રાણી વિરૂદ્ધ જીનતબીબી. કો. ઈ. ડા. પ્ર. ૩૪૯

૨ આ કલમમાં જે સરતો બતાવી છે તેવી સરતોથી નહીં પણ વગર કપટે જો પ્રવેશ કર્યો હોય તો તે આ કલમ પ્રમાણે ગુન્હો નથી— રાણી વિરૂદ્ધ ગોકુળચંદ. કો. ઈ. ડા. પ્ર. ૩૪૬

૩ આ કલમ પ્રમાણે ગુન્હો બનવા માટે ઘરમાં પેસવાનું સાબીત થવું જોઈએ. માત્ર છાપરા ઉપર જવાથી આ ગુન્હો પુરો થતો નથી. મ. હા. રી.

### કલમ ૪૪૬ મી.

### રાતે ઘર ફોડવું કોને કહેવું તેની વ્યાખ્યા.

## કલમ ૪૪૭ મી.

| | | |
|---|---|---|
| કોઈપણમાજીસ્ટ્રેટ. | સાપરાધ પ્રવેશ. | વગર વારંટે પકડી શકાય, સમન નીકળે, જામીન લઈ શકાય. |

**સીક્ષા.**

૩ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૫૦૦ રૂપીઆનો દંડ, અથવા બંને.

### ટીકા.

૧. એક કલેક્ટરે કોઈ ગામડાની ઉજડ જમીન નહીં ખેડવાને એક સખસને હુકમ કર્યો હતો તે નહીં માનતા તે જમીન ઉપર તે ગયો તેથી તેને આ કલમ પ્રમાણે સજા થઈ તે હાઈકોર્ટે મંજુર રાખી છે. કો. ઈં. ડા. પ્રે. ૩૩૬

૨ જાહેર નદીનો એક ભાગ કોઈએ માછલાં પકડવા સારૂ ઘણા દીવસથી રાખ્યો હોય તેના હકમાં ભંગ કરવો એ આ કલમ પ્રમાણે પ્રવેશનો ગુન્હો નથી—કેશરેહિંદ વિરૂદ્ધ આરૂનાઈઆ. ૨ ઈં. લા. રી. (કલકત્તા) પ્રે. ૩૫૫

## કલમ ૪૪૮ મી.

| | | |
|---|---|---|
| કોઈપણ માજીસ્ટ્રેટ. | ગૃહ પ્રવેશ. | વગર વારંટે પકડી શકાય, વારંટ નીકળે, જામીન લઈ શકાય. |

**સીક્ષા.**

૧ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ અથવા ૧૦૦૦ રૂપીઆનો દંડ અથવા બંને.

### કલમ ૪૪૯ મી.

| | | |
|---|---|---|
| સેશનકોરટ. | મોતની શિક્ષા થઈ શકે, એવો કોઈ ગુનોહ કરવા સારૂ ગૃહપ્રવેશ કરવો. | વગર વારંટે પકડી શકે, વારંટ્ર નીકળે, જામીન લઈ શકાય નહીં. |

**શિક્ષા.**

જીવતાં સુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસ સુધી સખત કેદ, તથા દંડ.

### કલમ ૪૫૦ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ. | જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઈ શકે એવો કોઈ ગુનોહ કરવા સારૂ ગૃહ પ્રવેશ કરવો. | વગર વારંટે પકડી શકાય, વારંટ નીકળે, જામીન લઈ શકાય નહીં. |

**સીક્ષા.**

૧૦ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

**ટીકા.**

આ કલમ પ્રમાણેનો ગુનોહ બન્યો છે એવું જાણવામાં આવે તો તુરત પાસેમાં પાસેના માજીસ્ટ્રેટને કિંવા પોલીસ અમલદારને તે બાબતના ખબર દેવા જોઇએ જુઓ. ક્રી. પ્રો. કોડ કલમ ૮૯

## કલમ ૪૫૧ મી.

| | | |
|---|---|---|
| કોઈ પણ મા જીસ્ટ્રેટ. | કેદની શિક્ષા થઈ શકે એવો કોઈ ગુનોહ કરવા સારૂ ગૃહ પ્રવેશ કરવો. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે, જામીન લઈ શકાય. |

**શીક્ષા.**

૨ વર્ષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ. અથવા ૧ લા અથવા ૨ જા વર્ગ નો માજીસ્ટ્રેટ. | અગર તે ગુનોહ ચોરીનો હોય, તો. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે, જામીન લઈ શકાય નહી. |

**સીક્ષા.**

૭ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

## કલમ ૪૫૨ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ અથવા ૧ લા અથવા ૨ જા વર્ગ-નો માજીસ્ટ્રેટ. | વ્યથા અથવા હુમલો વીગેરે કરવાની તૈયારી કર્યા પછી ગૃહપ્રવેશ કરવો. | વગર વારંટે પકડી શકાય, વારંટ નીકળે, જામીન નહીં લઈ શકાય. |

**સીક્ષા.**

૭ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

**ટીકા.**

૧ ખોટું વારંટ લઈ કોઈ શખ્સને તેના ઘરમાંથી પકડવામાં આવે તો તેની ઉપર આ કલમ પ્રમાણેનું તહોમત આવે. ૧૨વી. રી. પ્ર. ૩૩

## કલમ ૪૫૩ મી.

| | | |
|---|---|---|
| ૧ લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. | ગૃહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે, જામીન લઈ શકાય નહીં. |

સીક્ષા.

૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

આ સજાને બદલે ફટકાની સજા પણ થાય. સને ૧૮૬૪ ના આક્ટ ૬ ની કલમ ૨

## કલમ ૪૫૪ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ અથવા ૧ લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. | કેદની શિક્ષા થઈ શકતી હોય એવો કોઇ ગુનોહ કરવા સરૂ ગુપ્ત ગૃહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળ જામીન લઈ શકાય નહીં. |

સીક્ષા.

૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

| | | |
|---|---|---|
| એજ | અગર તે ગુનોહ ચોરીનો હોય તો. | એજ. |

શિક્ષા.

૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

## ટીકા.

૧૦ ચોરી સાથે ગૃહપ્રવેશના તહોમતમાં માજીસ્ટ્રેટના અધીકાર બહાર જઈ એક ગુન્હાની જુદી જુદી તજવીજ કરવી જરૂરની નથી. જે મોટી સજા હોય તેમાં નાની સજા સમાઈ જાયછે—રાણી વિરૂદ્ધ ગનુ લાધા. ૨ મું. હા. રી. પ્ર. ૧૨૬

### કલમ ૪૫૫ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. | વ્યથા અથવા હુમલો વીગેરે કરવાની તૈયારી કરીને ગુપ્ત ગૃહ પ્રવેશ કરવો, અથવા ઘર ફોડવું. | વગર વારંટે પકડી શકે વારંટ નીકળે, જામીન લઇ શકાય નહીં. |

**શિક્ષા.**

૧૦ વર્ષ સુધી બેમાના ગમેતે પ્રકારની કેદ, તથા દંડ.

### કલમ ૪૫૬ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ અથવા ૧ લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. | રાતે ગુપ્ત ગૃહ પ્રવેશ કરવો, અથવા ઘર ફોડવું. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે, જામીન લઈ શકાય નહીં. |

**સિક્ષા.**

૩ વરસ સુધી બેમાંના ગમેતે પ્રકારનીકેદ, તથા દંડ. આ સજાનેબદલે ફટકાની સજા પણ થાય. સને ૧૮૬૪ ના આકટ ૬ની કલમ ૨

## કલમ ૪૫૭ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ અથવા ૧ લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. | કેદની શિક્ષા થઈ શકતી હોય એવો ગુનોહ કરવા રાતે ગુપ્ત ગૃહપ્રવેશ કરવો, અથવા ઘર ફોડવું. | વગર વારંટે પકડી શકાય, વારંટ નીકળે, જામીન લઈ શકાય નહીં. |
| શિક્ષા. ૫ વર્સ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | | |
| એજ | અગર તે ગુનોહ ચોરીનો હોય તો. | એજ |
| શિક્ષા. ૧૪ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | | |

### ટીકા.

૧ કોઈ ચોર રાત્રીએ ગુપ્ત ગૃહપ્રવેશ કરતાં ઘરધણીને બુદ્ધિ પુર્વક મહાવ્યથા કરવાની કોશીશ કરે તો તેને આ કલમ ૪૫૭–૩૨૪ પ્રમાણે સજા થાય નહીં. કલમ ૪૬૦ પ્રમાણે સજા થાય. ૨ વી. રી. પ્ર. ૫૩

## કલમ ૪૫૮ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. | વ્યથા વીગેરે કરવાની તૈયારી કરીને રાતે ગુપ્ત ગૃહપ્રવેશ કરવો, અથવા ઘર ફોડવું | વગર વારંટે પકડી શકાય વારંટ નીકળે, જામીન લઈ શકાય નહીં. |
| શિક્ષા. | | |
| ૧૪ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | | |

### ટીકા.

આ ગુન્હાના ખબર દરેક માણસે પોલીસમાં અગર માજીસ્ટ્રેટને આપવો જોઈએ. ક્રી. પ્રો. કોડ. કલમ ૮૯

## કલમ ૪૫૯ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ. | ગુપ્ત ગૃહ પ્રવેશ અથવા ઘર ફોડવાનો ગુનોહ કરતાં કોઈને મહા વ્યથા કરવી. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે જામીન નહીં લઈ શકાય. |
| સીક્ષા. | | |
| જીવતા સુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | | |

### ટીકા.

આ કલમ પ્રમાણેના ગુન્હાના ખબર દરેક જણે પોલીસમાં અગર માજીસ્ટ્રેટને ત્યાં આપવા જોઈએ. ક્રી. પ્રો. કોડ. કલમ ૮૯

## કલમ ૪૬૦ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ | ઘણા સખસો રાતે ઘર ફોડવા વીગેરેમાં સામીલ હોય, અને તેઓમાંનો કોઈએક મોત, અથવા મહા વ્યથા કરે, તો. | વગર વારંટે પકડી શકાય, વારંટ નીકળે, જામીન લઈ શકાય નહીં. |

**સીક્ષા.**

જીવતાં સુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, જુથા દંડ.

### ટીકા.

જુઓ કલમ ૪૫૭ નીચેનો પેહેલો ફેસલો.

## કલમ ૪૬૧ મી.

| | | |
|---|---|---|
| ૧ લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. | કાંઈ બંધ કરેલા નિધાનમાં કાંઈ મીલકત હોય, અથવા કાંઈ મીલકત છે એમ ધરાયું હોય, તે નીધાનને બદ દયાનતથી ફોડીને બીજી રીતે ઉઘાડવું. | વગર વારંટે પકડી શકે વારંટ નીકળે જામીન લઈ શકાય |

**શિક્ષા.**

૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ. અથવા બંને.

## કલમ ૪૬૨ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ અથવા ૧ લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. | તેજ ગુનોહ જ્યારે તેની ધાન જેને સોપ્યું હોય તે માણસ કરે ત્યારે. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે, જામીન લઇ સકાય. |

સીક્ષા.

૩ વરસ શુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને.

## કલમ ૪૬૩ મી.

### ખોટો લેખ બનાવવો એટલે શું?

### ટીકા.

આ કલમ ૪૬૩ અને કલમ ૪૭૧-૪૭૫-૪૭૬ પ્રમાણેના ગુન્હાની ફરીઆદ જે કોર્ટમાં તે ગુન્હો કરવામાં આવ્યો હોય તે કોર્ટની પરવાનગી વગર લેઇ શકાય નહીં. જુઓ ક્રી. પ્રો. કોડ કલમ ૪૬૯-૪૭૦-૪૭૧

૧. આ કલમ પ્રમાણે કોઇ દીવાની કોર્ટે કોઇ સખ્સ ઉપર ખોટી સાક્ષી આપવા બાબત અથવા ખોટો દસ્તાવેજ બનાવ્યા બાબત કામ ચલાવવાનો હુકમ કર્યો હોય એ દીવાની કેસની હાઇકોર્ટમાં અપીલ થઈ હોય તો પણ એ અપીલનો ફેસલો થતાં સુધી એ ફોજદારી કામ ચાલી શકે નહીં—એવો હાઇકોર્ટ હુકમ કરી શકતી નથી. રામપ્રસાદ હાજરા બે. લા. રી. વધારાનું પુસ્તક પ્ર. ૪૨૬

૨ એક સરકારી હાફીસના રજીસ્ટરના કેટલાક પાના ફેરવવામાં આવ્યા એવા ઇરાદાથી કે જે કપટ કરવું છે તે બહાર ન પડે અને તેથી ફજેતી અને શિક્ષા ન થાય. એ ફેરવવાનો ઇરાદો કપટથી જે પૈસા ઉઠાવી જવામાં આવ્યા હતા તે સરકારને લેવામાં હરકત પડે એવી રીતે ફેરવવામાં આવ્યા નહોતા તેમાં ઠરાવવામાં આવ્યું કે તહોમતદારોએ ગુન્હો કર્યો નથી--રાણી વિરૂદ્ધ જોગેશ્વર પ્રસાદ. ૧૦ ડીસેંબર સને ૧૮૭૩ અલાહબાદ હાઇકોર્ટ.

૩ આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત થવા માટે તહોમતદાર મજકુરે દસ્તાવેજ આપ્યું કિંવા તેનો કાંઈ ભાગ બતાવેલો હોવો જોઇએ અને તે પણ એવા ઇરાદાથી કે જે સખસના નામનું તે દસ્તાવેજ બનાવે છે તે સખસે તે લખ્યું છે એવું મનાય. ૧૦ વી. રી. પ્ર. ૭

૪ એક સખસને કાંઈ મિલકતનો થાલ લખી કાંઈ મુદતનું દસ્તાવેજ લખી આપી બીજા સખસને તેજ મિલકત બાબત આગલી તારીખ નાખી આગલા સખસને ઠગવા માટે બીજું દસ્તાવેજ કરી આપી એજ જમીન થાલમાં લખી આપવામાં આવે તો તેણે ખોટું દસ્તાવેજ બનાવ્યું કહેવાય. આર્ચ. પ્ર. ૬૧૨

૫ દસ્તાવેજમાં શું લખ્યું છે તે સહી કરનારને જણાવ્યા વગર તેની સહી કરાવી લેવામાં આવે તો તેણે ખોટું દસ્તાવેજ બનાવ્યું કહેવાય નહીં. આર્ચ. પ્ર. ૬૧૩

૬ ખોટો લેખ એ કોઈ પણ લખાણ અથવા દસ્તાવેજનો થઈ શકે. કોઈ તસબીર ઉપર તસબીર પાડનારનું નામ રંગથી ભરવામાં આવે તો તે ખોટો લેખ બનાવ્યો કહેવાય નહીં. આર્ચ. પ્ર. ૬૧૫

## કલમ ૪૬૪ મી.

### લેખ ખોટો બનાવવો એટલે શું ?

### ટીકા.

૧ આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત થવામાટે જેના નામનું ખોટું દસ્તાવેજ બનાવ્યું હોય તે એ દસ્તાવેજની વાત ન જાણે એવું કાંઈ કપટ તહોમતદારે કર્યું એવું સાબીત થવું જોઇએ. ૯ વી. રી. પ્ર. ૨૦

વળી જુઓ કલમ ૪૬૫ નીચેના ફેસલા.

## કલમ ૪૬૫ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ | લેખ ખોટો બનાવવો. | જ્યારે વારંટ પકડાય નહીં, વારંટ નીકળે, જામીન લઈ શકાય. |
| **સીક્ષા.** 
૨ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | | |

### ટીકા.

૧ આ કલમ પ્રમાણેનો ગુન્હો સંપુર્ણ થવા માટે દસ્તાવેજ ખોટું બનાવવું એજ પુરતું છે. કોઈ ખરેખરા હૈયાત પુરૂષના નામનું તે પ્રસીદ્ધ કરેલું હોવું જોઈએ એવું કાંઈ જરૂરનું નથી. એ દસ્તાવેજ કોઈ ઈનસાફની કોર્ટ પુરાવમાં લે એવું નહોય પણ, જેઓએ તે દસ્તાવેજ બનાવ્યું હોય તેઓ તે પુરાવમાં રજુ કરવા ઈરાદો રાખતા હોય તો તે આ ગુન્હો બનવાને પુરતું છે—રાણી વિરૂદ્ધ સીફત અલી. બેં. લા. રી. પ્ર. ૧૨ ૧૦ વી. રી. પ્ર. ૬૧

૨ કોઈ એકઠા હુકમનામાવાળાની મંજુરી વગર એક વકાલતનામું લખી સઘળાના નામની સહી કરી કોઈ વકીલને આપે અને વકીલને તેમાં એવું લખી દે કે હુકમનામાના નાણાં પુરેપુરાં પોચી રહ્યા છે, તો એ સહી કરનાર સખ્સે ખોટો લેખ બનાવ્યો કહેવાય—રાણી વિરૂદ્ધ ગયાનીરામ. ૯ વી. રી. પ્ર. ૭૮

૩ એક સખ્સ મુખત્યાર તરીકે કામ કરવાનું કબુલ કરે, અને તેમ કરવામાં પોતાની મંજુરી તરીકે તેની નીશાની મુખત્યારનામા નીચે કરી આપે. પાછળથી એ મુખત્યારનામું ખોટું લખેલું માલમ પડે તો તે મુખત્યાર ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરેછે એવું ગણાય નહી—રાણી વિરૂદ્ધ બરજોબરીખ. ૫ વી. રી. પ્ર. ૭૦.

૪ આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત થવા માટે જે સખ્સના

નામનું ખોટું દસ્તાવેજ બનાવ્યું હોય તે સખસે તે દસ્તાવેજનો મજકુર ન જાણે એવી રીતે તહોમતદારે ઠગાઈનું કૃત્ય કરયું હોય એવું સાબીત થવું જોઈએ—રાણી વિરૂદ્ધ નેત્રી બુતોલા. ૯ વી. રી. પ્ર. ૨૦

૫ એક સખસે પોતાની ખાતાવહી જે છુટા ખરડાનું તાવની હતી તેમાં કેટલીક રકમ લખી તે રકમમાં એવું લખાણ કરયુ કે જે ઉપરથી એવું જણાય કે કોઈ સખસને ભર્યા પુરાં નાણાં પોચેલા હોય પણ ખરેખરી રીતે તે પોચેલા નહોતાં તેમાં ઠરાવવામાં આવ્યુ કે તેણે ખોટું દસ્તાવેજ બનાવ્યું. ઈં. ડા. પ્ર. ૩૫૫

૬ કોઈ સખસ પોતાની ગફલતી છુપાવવાને સારૂ કોઈ ઓફીસનો રીપોર્ટ ફેરવે તો આ કાયદામાં બતાવેલી વ્યાખ્યા પ્રમાણે ખોટો દસ્તાવેજ બનાવ્યાનો ગુન્હો થતો નથી.

૭ બેઉ પક્ષકારની પરસ્પરની સલામતી માટે એક દસ્તાવેજ બે ભાગે કરવામાં આવ્યું હોય તેમાંનો એક ભાગ કોઈ ફેરવે તો તેને સખત સજા થવી જોઈએ—રાણી વિરૂદ્ધ કીશોરી મોહનદત. ૧૭ વી. રી. પ્ર. ૫૮

## કલમ ૪૬૬ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | કોઈ ઈનસાફની કોર્ટનું દફતર, અથવા જનમ વીગેરે બાબતનો સરકારીનોકર રાખતો હોય તેવો રજીસ્ટર ખોટો બનાવવો. | વગર વારંટે પકડાય નહી, વારંટ નીકળે, જામીન લઈ શકે નહી. |

સીક્ષા.

૭ વરસ સુધી બેમાંના એક તે પ્રકારની કેદ, તથા દંડ, આવો ગુનોહ તહોમતદારે આગળ કર્યો હોય તો તેને ઉપરની સજા શીવાય ફટકાની સજા પણ થાયછે. સને ૧૮૬૪ના આક્ટ ૬ની કલમ ૪

## ટીકા.

જુઓ કલમ ૪૬૫ નીચેના ફેસલા.

## કલમ ૪૬૭ મી.

| | | |
|---|---|---|
| શેશન કોરટ. | કાંઈ કીંમતી દસ્તાવેજ અથવા વીલ અથવા કાંઈ કીંમતી દસ્તાવેજ બનાવ વાનો કે કોઈના નામ પર કરી આપવાનો, અથવા કાંઈ નાણાં વીગેરે લેવાના અખતીઆર ખોટો બનાવ વો. | વગર વારંટે પકડાય નહીં, વારંટ નીકળે, જામીન લઈ શકાય નહીં. |

### શિક્ષા.

જીવતાં સુધી સમુદ્ર પાર, અથવા ૧૦ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ તથા દંડ, આવો ગુનોહ તહોમતદારે આગળ કર્યો હોય તો તેને ઉપરની સજા શીવાય ફટકાની સજા પણ થાયછે. સંન૧૮૬૪ ના આકટ ૬ ની કલમ ૪.

| | | |
|---|---|---|
| એજ. | તે કીંમતી દસ્તાવેજ ઈંડી આ સરકારની પ્રામીસરી નોટ હોય, તો. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે, જામીન નહીં લઈ શકાય. |

### શિક્ષા.

ઉપર મુજબ.

## ટીકા.

૧ કોઈ કલેકટરનું સીલન બદદયાનતથી ફેરવવામાં આવે તો તેણે આ કલમ પ્રમાણે ગુન્હો કર્યો કહેવાય—રાણી વિરૂદ્ધ હરીશ્ચંદ્ર બોશ. કો. ઈં. ડા. પ્રે. ૩૫૪

કલમ ૪૬૮ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ. | જુઠાઈ કરવાના કારણ સર ખોટો લેખ બનાવવો. | વગરવારંટે પકડાય નહીં, વારંટ નીકળે, જામીન લઈ શકાય નહીં. |

સીક્ષા.

૭ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ આવો ગુનોહ તહોમતદારે આગળ કર્યો હોય તો તેને ઉપરની સજા શીવાય ફટકાની સજા પણ થાયછે. સને ૧૮૬૪ના આકટ ૬ની કલમ ૪

કલમ ૪૬૯ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | કોઈ સખસની આબરૂને હાની કરવાના કારણ સર, અથવા તેટલા માટે વાપરવામાં આવશે એમ જાણીને, ખોટા લેખ બનાવવો | વગર વારંટે પકડાય નહીં વારંટ નીકળે. જામીન લઈ શકાય. |

શિક્ષા.

૩ વરસ શુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ. તથા દંડ. આવો ગુનોહ તહોમતદારે આગળ કર્યો હોય તો તેને ઉપરની સજા શાવાય ફટકાની સજા પણ થાયછે. સને ૧૮૬૪ના આકટ ૬ની કલમ ૪

ટીકા.

૧ કોઈ અરજી આપવાનો મુસદો કર્યો હોય અને તે મુસદો જે અરજીનો હોય તે અરજી કોઈ બાબતના પુરાવાતરીકે વાપરવાની હોય તો અને તે અરજીના મુસદ્દામાં કોઈ સખસની આબરૂને હાની પોચે એવી હકીકત હોય તો તેણે આ કલમ પ્રમાણેનો ગુન્હો કર્યો કહે-

વાય. ૧૦ વી. રી. પ્ર. ૬૧

### કલમ ૪૭૦ મો.

બનાવટનો લેખ કોને કહેવો તેની વ્યાખ્યા.

### કલમ ૪૭૧ મી.

બનાવટનો લેખ ખરા દાખલ વાપરવો.

ટીકા.

૧ એક હેડ કોનસ્ટેબલે પોલીસની ડાયરીમાં ખોટો ફેરફાર કર્યા તેથી તેણે આ કલમ પ્રમાણેનો ગુન્હો કરવાનું ઠર્યું છે—રાણી વિરૂદ્ધ ક્રીસ્તોસુંદર દેવ. ૧૧ વી. રી. પ્ર. ૪૪

૨ આ કલમ પ્રમાણે ગુન્હેગારને શિક્ષા મારતાં પહેલાં જે દસ્તાવેજ ખોટું બનાવ્યાનું તેના ઉપર તહોમત હોય તે દસ્તાવેજ બદદયાનતથી ખરા દાખલ વાપર્યાનું સાબીત થવું જોઇએ—રાણી વિરૂદ્ધ જાહાબક્ષ ૮ વી. રી. પ્ર. ૮૧ ૧૭ વી. રી. પ્ર. ૩૨

૩ અસલ દસ્તાવેજ નહીં પણ તેની નકલ વાપરવામાં આવે પણ અસલ દસ્તાવેજ ખોટું છે એવું તે નકલ રજુ કરનાર જાણતો હોય તો તેણે આ કલમ પ્રમાણેનો ગુન્હો કર્યો કહેવાય—રાણી વિરૂદ્ધ નજુર અલી. ૬ વી. રી. પ્ર. ૪૧

૪ છુટા છેડાનું દસ્તાવેજ એ કિંમતી દસ્તાવેજ છે. એવું દસ્તાવેજ રજીસ્ટર કરાવે તો તેણે આ કલમ પ્રમાણે ખોટું દસ્તાવેજ વાપર્યાનો ગુન્હો કર્યો કહેવાય—રાણી વિરૂદ્ધ અઝીમુદીન અને બીજો. ૧૧વી. રી.પ્ર.૧૫.

૫ આ કલમ સાથે કલમ ૪૭૪ નું તહોમત આવી શકે કેમકે જો દસ્તાવેજ કબજામાં ન હોય તો તે વાપરી કેમ શકે—નજર અલી. ૪ આ. હા. રી. પ્ર. ૩૯

૬ આ કલમ પ્રમાણે વાપરનાર સખસ એ દસ્તાવેજ ખોટું છે એવું જાણતો અથવા માનતો હોય તેણે વાપર્યું હોવું જોઇએ. ૧૭ વી. રી. પ્ર. ૩૨

૭ (અ) (બ) ના નામની એક અરજી ઉપર સહી કરે. (ક) તે મામલતદાર પાસે રજુ કરે. (અ) ને (બ) ના નામની સહી કરવાનો

અધીકારે ન હોય અને જોકે (અ) નો ઇરાદો મામલતદારને (બ) એ સહી કરી છે એવું મનાવવાનો હોય તોપણ કોઇને ઠગવાનો ઇરાદો (અ) નો ન હોય તેમ એ સહી કરવાથી (અ) ને કે (બ) ને કાંઈ ગેરઆજબી લાભ કે ગેરઆજબી હાની થઈ ન હોય તો (અ) નું આ કૃત્ય ગુન્હા ભરેલું નથી—રાણી વિરૂદ્ધ ભવાનીશંકર વીગેરે. ૧૧ મું. હા. રી. પ્ર. ૩

૮ એક સરકારી નોકર સરકારી કામ કરતાં એક ખોટો દસ્તાવેજ ખરા દાખલ વાપરે તે આ કલમ પ્રમાણે ગુન્હો છે, અગર જો એ દસ્તાવેજ ઉપર સહી અને શીક્કો બરોબર ન થયો હોય તોપણ. ૫ વી. રી. પ્ર. ૯૯

## કલમ ૪૭૨ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | હિંદુસ્તાનના ફોજદારીકાયદાની ૪૬૭મી કલમ મુજબ શિક્ષા થઈ શકે એવો ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરવાના ઇરાદાથી ખોટી મહોર, પતરૂ વીગેરે બનાવવું, અથવા તેવું જાણી બુઝીને કબજામાં રાખવું. | વગર વારંટે પકડાય નહીં, વારંટ નીકળે, જામીન લઇ શકાય નહીં. |

**સીક્ષા.**

જીવતાં શુધી સમુદ્રપાર, અથવા ૭ વરસ શુધી બેમાના એમે તે પ્રકારની કેદ, તથા દંડ.

## ટીકા.

૧ ખોટી સીલ અને ખોટા દસ્તાવેજ એક સખસના કબજામાં માલુમ પડયાં. તે તેની પાસે કેવી રીતે આવ્યાં તેનો તે સંતોષકારક ખુલાસો આપી શક્યો નહીં તેમાં ઠરાવવામાં આવ્યું કે તેણે તે વાપરવા માટે કબજામાં રાખ્યાં એવું ગણવું જોઇએ. ૨ વી. રી. પ્ર. ૫

આવાં દસ્તાવેજોનો શોધ કરવા માટે કયા કયા માજીસ્ટ્રેટોનો અ-

ઞોઆર છે તે માટે જુઓ ક્રી. પ્રો. કોડ કલમ ૩૭૭

## કલમ ૪૭૩ મી.

| | | |
|---|---|---|
| સેસન્સ કોર્ટ. | હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૬૭મી કલમ શીવાય બીજી કોઈ કલમ મુજબ શિક્ષા થઈ શકે એવો ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરવાના ઈશદાથી ખોટી મહોર, પતરૂ વીગેરે બનાવવું, અથવા તેવા ઈરાદાથી કબજામાં રાખવું. | વગર વારંટે પકડાય નહીં, વારંટ નીકળે જમાન લઈ શકાય નહીં. |
| શિક્ષા. ૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | | |

## ટીકા.

૧ એક માણસના કબજામાં ખોટો લેખ બનાવ્યાના સાહીત્ય તરીકે જુદી જુદી જાતની સીલ માલુમ પડી તેમાં ઠરાવવામાં આવ્યું કે જો એ સીલ એકજ ખોટું દસ્તાવેજ બનાવવા માટે કબજામાં રાખી હોય તો એકજ તહોમત આવે, પણ જુદા જુદા દસ્તાવેજ બનાવવા માટે તે સીલો રાખી હોય તો જેટલા જુદા જુદા દસ્તાવેજો બનાવવાનો તેનો ઈરાદો હોય તેટલા જુદા જુદા તહોમતથી તેને શિક્ષા થઈ શકે—રાણી વિરૂધ્ધ ગોકલચંદર. ૧૩ વી. રી. પ્ર. ૧૯

## કલમ ૪૭૪ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ. | કાંઈ લેખ ખોટો બનાવેલો છે એવું જાણીને તેખરા દાખલ વાપરવાના ઇરાદાથી કબજામાં રાખવો. | વગર વારંટે પકડાય નહીં. વારંટ નીકળે જામીન લેઈ શકાય નહીં. |
| સીક્ષા. | | |
| ૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | | |

| | | |
|---|---|---|
| એજ. | તે અગર કાંઇ કીંમતી દસ્તાવેજ, અગર વીલ હોય, તો. | એજ |
| સીક્ષા. | | |
| જીવતાં શુધી સમુદ્રપાર, અથવા ઉપર મુજબ. | | |

### ટીકા.

૧ જો કલમ ૪૭૧ પ્રમાણેનું તહોમત તહોમતદાર ઉપર મુકવામાં આવે તો પછી આ કલમ પ્રમાણેનું તહોમત રહે નહીં. કેમકે એ કલમ ૪૭૧ દસ્તાવેજ વાપરવાની છે. આ કબજામાં રાખવાની છે. વાપરવાનું તહોમત આવે તે કબજામાં હોવાવગર કેમ આવી શકે. વાપરવું ન હોય પણ માત્ર કબજામાં રાખ્યું હોય તે માટે આ કલમ છે—રાણી વિરૂદ્ધ નજરઅલી. ૬ મું. હા. રી. પ્ર. ૩૯

## કલમ ૪૭૫ મી.

| | | |
|---|---|---|
| સેશન કોરટ. | હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૬૭મી કલમમાં લખેલા પ્રકારના લેખોનું ખરાપણું દેખાડવા સારૂ વપરાતી હોય એવી કાંઈ મુદ્રા, અથવા નીશાની ખોટી બનાવવી, અથવા ખોટી નીશાની કરેલો પદાર્થ કબજામાં રાખવો. | વગર વારંટે પકડાય નહીં. વારંટ નીકળે, જામીન લેવાય નહીં. |

**સાક્ષા.**

જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૭વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારનો કેદ, તથા દંડ.

### ટીકા.

૧ આ કલમ પ્રમાણેનો ગુન્હો સંપુર્ણ થવા માટે તહોમતદારના કબજામાં જે દસ્તાવેજ હોય તેની ઉપર કાંઈ ખોટું ચ્હિન અથવા નીશાની હોવી જોઈએ. અને તહોમતદારના કબજામાં જે દસ્તાવેજ છે તે ખરા દાખલ વાપરવાનો ઇરાદો છે એવું સાબીત થવું જોઈએ. એ દસ્તાવેજ કલમ ૪૬૭ માં જે પ્રકાર બતાવ્યો છે તે પ્રકારનું હોવું જોઈએ. રાણી વિરૂદ્ધ રઘુનંદન પત્રોનવેસ. ઈં. ડા. પ્ર! ૩૬૪

### કલમ ૪૭૬ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ. | હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૬૭મી કલમમાં લખેલા પ્રકારથી જુદા પ્રકારના લેખનું ખરાં પણું દેખાડવા સારૂ વપરાતી હોય એવી, કાંઈ મુદ્રા, અથવા નીશાની ખોટી બનાવવી, અથવા ખોટી નીશાની કરેલો પદાર્થ કબજામાં રાખવો. | વગર વારંટે પકડાય નહીં, વારંટ નીકળે જમાન લઈ શકાય નહી. |

**શિક્ષા.**

૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

### કલમ ૪૭૭ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | કોઈ વીલને દગલબાજીથી છુપાવવું, ચેહેરી નાખવું, અથવા તેનો નાશ કરવો, અથવા તેમ કરવાની કોશીશ કરવી. | વગર વારંટે પકડાય નહીં, વારંટ નીકળે, જમાન લઇ શકાય નહીં. |

**સીક્ષા.**

જીવતાં શુધી સમુદ્રપાર, અથવા ૭ વરસ શુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

**ટીકા.**

૧ કોઈ એક સંબંધીના દસ્તાવેજનો નાશ કરવામાં આવે તો આ કલમ પ્રમાણે કિંમતી દસ્તાવેજનો નાશ કરવાનું તેની ઉપર તહોમત આવે—રાણી વિરૂદ્ધ નીતાઇમંડળ. ઈં. ડા. પ્ર. ૩૨૭

કલમ ૪૭૮ મી.

વેપારની નીશાની એટલે શું?

કલમ ૪૭૯ મી.

મિલકતની નીશાની એટલે શું?

કલમ ૪૮૦ મી.

ખોટી વેપારની નીશાની વાપરવી એટલે શું?

કલમ ૪૮૧ મી.

ખોટી મિલકતની નીશાની વાપરવી એટલે શું!

કલમ ૪૮૨ મી.

| | | |
|---|---|---|
| ૧લા અથવા ૨જા વર્ગનો માજીસ્ત્રેટ. | કોઈ સખસને છેતરવા, અથવા નુકશાન કરવાના ઈરાદાથી કાંઈ ખોટી વેપારની અથવા મીલકતની નીશાની વાપરવી. | વગર વારંટે પકડાય નહીં, વારંટ નીકળે, જામીન લઇ શકાય. |

શિક્ષા.

૧ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને.

કલમ ૪૮૩ મી.

| | | |
|---|---|---|
| ૧લા અથવા ૨જા વર્ગનો માજીસ્ત્રેટ. | કોઈ બીજો માણુસ કાંઈ વેપારની અથવા મીલકતની નીશાની વાપરતો હોય તેવી નીશાની હાની અથવા નુકશાન કરવાના ઈરાદાથી ખોટી બનાવવી. | વગર વારંટે પકડાય નહી વારંટ નીકળે, જમાન લઇ શકાય. |

સીક્ષા.

૨ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ, અથવા બંને.

## કલમ ૪૮૪ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ અથવા ૧ લા વર્ગ નો માજીસ્ત્રેટ. | કોઈ સરકારી નોકર જે મીલકતની નીશાની વાપરતો હોવે અથવા કાંઈ મીલકતની બનાવટ જાત વગેરે બતાવવા સારૂ તે જે નીશાની વાપરતા હોય તેની નીશાની ખોટી બનાવવી. | વગર વારંટે પકડાય નહીં, સમન નીકળે, જમાન લઈ શકાય. |

**સીક્ષા.**

૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

## કલમ ૪૮૫ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ અથવા ૧ લા વર્ગ નો માજીસ્ત્રેટ. | કાંઈ છાપ, પતરૂં અથવા કાંઈ સરકારી કે ખાનગી મીલકતની અથવા વેપાર ની નીશાની ખોટી બનાવવાનું કાંઈ બીજું હથીઆર દગલબાજીથી બનાવવું, અથવા કબજા માં રાખવું. | વગર વારંટે પકડાય નહીં, સમન નીકળે જામીન લઈ શકાય. |

**શિક્ષા.**

૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

## કલમ ૪૮૬ મી.

| | | |
|---|---|---|
| ૧ લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. | ખોટી મીલકતની અથવા વેપારની નીશાની જે પર હોય એવો માલ, જાણી બુજીને વેચવો. | વગર વારંટે પકડી શકાય નહીં, સમન નીકળે, જામીન લઈ શકાય. |

**શિક્ષા.**

૧ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને.

## કલમ ૪૮૭ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ અથવા ૧ લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. | કાંઈ ગાંસડી કે બારદાન મધ્યે માલ હોય તે ઉપર દગલબાજીથી કાંઈ ખોટી નીશાની કરવી એવા ઈરાદાથી કે તે મધ્યે જે માલ નહીં હોય તે માલ તે મધ્યે છે એમ માનવામાં આવે વગેરે. | વગર વારંટે પકડાય નહીં, સમન નીકળે, જામીન લઈ શકાય. |

**શિક્ષા.**

૩ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને.

## કલમ ૪૮૮ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ અથવા ૧ લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ત્રેટ. | તેવી કાંઈ ખોટી નીશાનીનો ઉપયોગ કરવો. | વગર વારંટે પકડાય નહીં. સમન નીકળે જામીન લઈશકાય. |

શિક્ષા.

૩ વરસ શુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને.

## કલમ ૪૮૯ મી.

| | | |
|---|---|---|
| ૧ લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ત્રેટ. | નુકશાન કરવાના ઇરાદાથી કાંઈ મીલકતની નીશાની કાઢી નાંખવી, અથવા તેનો નાશ કરવો, અથવા તે બીગાડવી. | વગર વારંટે પકડાય નહીં. સમન નીકળે જામીન લઈશકાય. |

શિક્ષા.

૧ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ, અથવા બંને.

## કલમ ૪૯૦ મી.

| | | |
|---|---|---|
| ૧ લા અથવા ૨ જા દરજ્જાનો માજીસ્ટ્રેટ. | તરી અથવા ખુસકીના રસ્તાની મુસાફરીમાં નોકરી કરવાનો અથવા કોઈ સખસ કે મીલ્કતને કયે લઈ જવાનો કરાર કરીને બંધાયા છતાં તે કરાર મુજબ બુધ્ધિપુર્વક નહીં ચાલવું. | વગર વારંટે પકડાય નહીં. સમન નીકળે જામીન લઈ શકાય. |

**શિક્ષા.**

૧ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૧૦૦ રૂપાઆનો દંડ, અથવા બંને.

### ટીકા.

આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત થવા માટે નીચેની હકીકત સાબીત થવી જોઈએ.

૧ કરેલો કરાર કાયદાસર હતો.

૨ નોકર તરીકે કામ કરવાને બંધાએલો હતો.

૩ એ કરાર મુસાફરીમાં નોકરી કરવાનો હતો.

૪ એ કરાર નોકરે તોડ્યો.

નોકરને શેઠ માર મારે, નોકર એકાએક માંદો પડી જાય તો નોકર જવાબદાર નથી.

ડોળીવાળાઓ, બગીવાળાઓ વગેરે માર્ગમાં મુસાફરને રખડાવી કરાર તોડે તેમને અટકાવવા માટે આ કલમ છે.

૧ એક સખસે બીજા સખસ સાથે પોતાનાં ગાડાં ભાડે આપવાનો કરાર કર્યો હોય તેને આ કલમ લાગતી નથી. ૯ વી. રી. પ્ર. ૧૨ જુઓ ક્રી. પ્રો. કોડ કલમ ૬૭ નું દ્રષ્ટાંત આ અને નોટ.

## કલમ ૪૯૧ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનો માજીસ્ટ્રેટ. | બાળપણ, ગાંડપણ, અથવા રોગના સબબથી લાચાર હોય તેવા સખસોની ખીદમત કરવા તથા તેઓની હાજતો પુરી પાડવાનો કરાર કરીને બંધાયા છતાં તે કરાર મુજબ બુદ્ધિપુર્વક નહીં ચાલવું. | વગર વારંટે પકડાય નહીં, સમન નીકળે જામીન લઈ શકાય |

| |
|---|
| સીક્ષા. |
| ૩ મહીના સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૨૦૦ રૂપીઆનો દંડ, અથવા બેને. |

### ટીકા.

ગાંડા બાળક વીગેરેની સંભાળ માટે જે નોકરો રાખ્યા હોય તે નાશી જાય તે માટે આ કલમ છે.

## કલમ ૪૯૨ મી.

| | | |
|---|---|---|
| ૧ લા અથવા બીજાવર્ગનો માજીસ્ટ્રેટ | મુકરર મુદત સુધી કોઈ દુર જગોપર ચાકરી કરવાનો કરાર કર્યો હોય, અને તે જગોપર શેઠને ખરચે ચાકરને લઈ ગયાહોય તેના કરારથી બંધાયા છતાં બુદ્ધિપુર્વક તે ચાકરી છોડવી અથવા કામ કરવાની ના કેહવી. | વગર વારંટે પકડાય નહીં.સમન નીકળે જામીન લેવાય. |

**સીક્ષા.**

૧ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા થયેલા ખરચથી બમણો દંડ અથવા બંને.

## કલમ ૪૯૩ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ. | જે પુરૂષની સાથ જે સ્ત્રી નાકાયદા મુજબ લગનથયાં નથી તે પુરૂષે તે સ્ત્રીને કાયદા મુજબ લગન થયાનો કપટથી વીશ્વાસ બેસાડીને તેની જોડ દંપતીભાવે રેહવું. | વગર વારંટે પકડાય નહીં, વારંટ નીકળે જમાન લઈ શકાય નહી. |

**શિક્ષા.**

૭ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

કલમ ૪૯૪ મી.

| | | |
|---|---|---|
| સેસન કોર્ટ. | વર અથવા વહુની હૈયાતી માં ફરી લગ્ન કરવું. | વગર વારંટે પકડાય નહીં, વારંટ નીકળે જમાન સિવાય. |
| શીક્ષા. ૭ વર્ષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | | |

ટીકા.

પુરૂષે એક બાઈડી અને સ્ત્રીએ એક ધણી કરવો જોઈએ એવો સાધારણ નિયમ છે. જેમના ધર્મશાસ્ત્રમાં આવો નિયમ હોય તેમછતાં એકની હયાતી છતાં બીજું લગ્ન કરે તેને અટકાવવા માટે આ કલમ છે.

આ કલમ પ્રમાણેના તહોમતમાં ફરીઆદીએ નીચે પ્રમાણે હકીકત સાબીત કરવી જોઈએ.

૧ ફરીઆદી અને તહોમતદારનાં આગળ લગ્ન થઈ ગયાં છે,

૨ એવા લગ્ન થયા છતાં તેણે અમુક બીજા સખ્સ સાથે લગ્ન કર્યું,

૩ બીજા લગ્ન વખતે આગલું લગ્ન હજી ચાલુ છે એવું તહોમતદાર જાણતો હતો.

તહોમતદારે તેના બચાવ માટે નીચેની હકીકત સાબીત કરવી જોઈએ.

૧ તહોમતદારનો ધણી અથવા મરદ હોય તો સ્ત્રી સાત વરસથી જુદી રહેતી હતી અને એ અરસામાં તેઓ જીવતાં છે એવું પરસ્પર માનવામાં આવતું નથી કિંવા,

૨ આગલાં ધણી ધણીઆણી વચ્ચે છુટા છેડા થઈ ગયા છે કિંવા,

૩ આગલા લગન ખરા લગન નથી એવું કોઈ ઇનસાફની કોર્ટે ઠરાવ્યું હતું.

વળી જુઓ નીચેના ફેસલા.

૧ ઇનસાફની કોર્ટો એક લગ્ન કાયદાસર છે એવું જાહેર કરવાને અથવા કોઈ સ્ત્રીને ફરી લગ્ન કરવાની પરવાનગી આપવાને કોઈ

કોલનો અધીકાર મંજુર રાખશે નહીં. બીજું લગ્ન કરવાને નાતે પરવાનગી આપી હોય તે આ કલમ પ્રમાણે કરેલા ગુન્હાનો બચાવ નથી. રાણી વિરૂદ્ધ શંભુરાઘો. ૧ ઈં. લા. રી. ( મુંબઈ ) પ્ર. ૩૪૭

૨ લગ્નના જાહેર નોટીસ છપાવે એ આ કલમ પ્રમાણે ગુન્હો બનવાની તૈયારી કહેવાય પણ કોશીશ ન કહેવાય.

એક સખસે એક બાઈડી જીવતી છતાં એક સ્ત્રી સાથે પોતે લગ્ન કરવાનો છે એવી નોટીસ છપાવી હોય તો તેની બાઈડીની હયાતીમાં બીજું લગ્ન કરવાની કોશીશનો ગુન્હો તેના ઉપર ઠરી શકે નહીં. ૧ ઈં. લા. રી. (અલહાબાદ) પ્ર. ૩૧૬

૩ એક ધણી હયાત છતાં તેની પરવાનગી વગર બીજો ધણી કરવો એવો કોઈ નાતના રીવાજ હોય પણ તે હિંદુશાસ્ત્રથી ઉલટો છે માટે એવી સ્ત્રીને આ કલમ પ્રમાણે સજા થાય. જે મરદે એવું લગ્ન કરવું હોય તેને આ કલમ ૪૯૭ પ્રમાણે છીનાળાની સજા થાય—રાણી વિરૂદ્ધ કરશન ગોજા. ૨ મું. હા. રી. પ્ર. ૧૧૭

૪ ખ્રિસ્તી થઈ ગયેલો કોઈ હિંદુ ફરીથી હિંદુ ધર્મમાં આવે અને કોઈ હિંદુ સ્ત્રીને પરણે તો તે ખ્રિસ્તી હતો તે વખતે તેની એક બાઈડી જીવતી હતી અને હિંદુ થયો ત્યારે બીજી પરણ્યો તો તેને આ કલમ પ્રમાણે શિક્ષા થાય નહીં. ૩ મ. હા. રી. એ. ૭

૫ હિંદુ કે મુસલમાન સ્ત્રી એક ધણી હયાત છતાં બીજો કરે તો ગુન્હો છે. ધણી એકથી વધારે કરે તો ગુન્હો નથી કેમકે ધણીને તો તેમના ધર્મશાસ્ત્રથી એકથી વધારે બાઈડી કરવાને છુટ છે. મ. હા. રી. સને ૧૮૭૦

૬ એક મુસલમાન પરણેલી છોકરી તેના વાલીના કબજામાં હોય ત્યારે તે વાલીની જાણ વગર બીજું લગ્ન કરે તો તે વાલી ઉપર આ કલમ પ્રમાણેના ગુન્હાની મદદગારનું તહોમત આવે નહીં—કેશરેહિંદ વિરૂદ્ધ અબદલ કરીમ. ૪ ઈં. લા. રી. (કલકત્તા) પ્ર. ૧૦

૭ આ કલમ પ્રમાણેના તહોમતમાં તહોમતદાર સ્ત્રી પરણેલી છે એવી ખુલી સાબીતી જોઈએ. પીતાંબરસીંગના કામમાં કલકત્તા હાઈકોર્ટની ફુલબેંચનો ઠરાવ. તા. ૮ ડીસેંબર સને ૧૮૭૫

## કલમ ૪૯૫ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ. | એજ ગુનોહ, પણ જે સખસની સાથે પાછળનુ લગન થાય તેહેનાથી આગળના લગનની વીત છુપાવીને, કરેલો. | વગર વારંટે પકડાય નહી, વારંટ નીકળે, જામીન લઈ શકાય. |

**સીક્ષા.**

૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ.

## કલમ ૪૯૬ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ. | કાયદા મુજબ લગન નહીં થતાં કોઈ સખસે દગલબાજીના ઈરાદાથી થવા દીધેલો લગન વીધી. | વગર વારંટે પકડાય નહીં વારંટ નીકળે, જામીન લઈ શકાય નહીં. |

**શિક્ષા.**

૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ.

**ટીકા.**

૧ આ કલમ પ્રમાણેના લગન કોઈએ પોતાના ઘરમાં થવા દીધા હોય તો એટલાજ ઉપરથી આ ઘરધણી ઉપર આ કલમના ગુન્હામાં મદદગારી કર્યાનું તહોમત આવી શકે નહીં—રાણી વિરુદ્ધ કદમ. કો. ઈ. ડા. પ્ર. ૩૬૪

## કલમ ૪૯૭ મી.

| સેસન કોર્ટ. | છીનાળું. | વગર વારંટે પકડાય નહી, વારંટ નીકળે, જામીન લઈ શકાય. |
| --- | --- | --- |
| સીક્ષા. | | |
| ૫ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ, અથવ બંને. | | |

### ટીકા.

આ કલમ છીનાળા માટે છે. દરેક માણસે પોત પોતાની મિલકત ભોગવવી જોઇએ એ ન્યાયનું એક મહાવાક્ય (કહેવત) છે એથી ઉલટા બીજાની સ્ત્રી જેઓ ભોગવે તેમને માટે. આ કલમ છે નીચેના ફેસલા છે તે આ કલમ સમજવા માટે ઘણા અગત્યના છે. ઘણી વખતે ધણીએ આંખ આડા કાન કર્યા એવી તકરાર લાવી તહોમતદાર તરફથી તહોમત ઉડાવી દેવાની તજવીજ કરવામાં આવેછે. ત્યારે આ આંખ આડા કાન કરવા કોને કહેછે તે જાણવું અગત્યનું છે. મી. મેન પોતાના પેનલકોડની ટીકાના ગ્રંથને પાને ૩૯૩-૩૯૪ મે નીચે પ્રમાણેની મતલબ કહેછે.

છીનાળ સ્ત્રીની ચાલ જાણવા માટે ધણીએ ગફલત કરી હોય, થોડું ધ્યાન આપ્યું હોય, તેની ચાલ ઉપર થોડો શક રાખી કોઇ ભેળી જાય આવે બેસે ઉઠે તે માટે થોડો વહેમ રાખ્યો હોય એટલા ઉપરથી જ ધણીએ આંખ આડા કાન કર્યા એવું ગણાય નહીં. બલે છીનાળું કરે એવો તેના તરફનો ઇરાદો હોવો જોઇએ ઇરાદો હોય, તેની સ્ત્રીની ચાલ માટે ફરીઆદ કરવાનો વખત મળ્યો હોય તેમ છતાં ફરીઆદ કરી ન હોય તો પછી તેણે આંખ આડા કાન કર્યા કહેવાય. એક વખત સ્ત્રીની ચાલ ખરાબ માલુમ પડી હોય ત્યારે એવી ચાલ ફરીથી નહીં ચલાવવા ધણી તેને કહે તેમ છતાં બીજી વખતે તેવી ચાલ ચલાવે તો પેહેલી વખતે આંખ આડા કાન કર્યા કહેવાય નહીં.

છીનાળાની ફરીઆદ સ્ત્રીના ધણી વગર કિંવા તે છીનાળું કરતી વખતે જેના હવાલામાં હોય તેના વગર બીજાથી થાય નહીં. ક્રી. પ્રો. કોડ કલમ ૪૭૮

છીનાળાના કેસમાં સ્ત્રી તેના ધણી વિરૂદ્ધ પુરાવો આપી શકે. ફીલ્ડ પ્ર. ૮૫

આ કલમના છેલા ભાગથી જણાશે કે સ્ત્રીને છીનાળાના કામમાં મદદગાર ગણાય નહીં.

૧ આ કાયદાની કલમ ૨૧૩ ના નિયમ છીનાળાને લાગતા નથી તે માંહોમાંહે માંડીવાળી શકાય, પણ શિક્ષા થયા પછી નહીં. કેશરેહિંદ વિરૂદ્ધ થોમસન. ૨ ઈં. લા. રી. (અલાહબાદ) પ્ર. ૩૩૯

૨ છીનાળાની ફરીઆદ કર્યા પછી ધણી મરી જાય તો ઘણુંકરીને તે ફરીઆદીનું કામ બંધ પડતું નથી. ક્રી. ઈં. ડા. પ્ર. ૩૪૧

૩ આ કલમ પ્રમાણેનું તહોમત સાબીત ઠરાવતી વખતે જે સ્ત્રી સાથે છીનાળું કરવામાં આવ્યું હોય તે સ્ત્રીને કયાંઈ લઈ જવામાં આવી ન હોય તો તહોમતદાર ઉપર ૪૯૮ મી કલમનું તહોમત આવી શકે નહીં. ધણીએ જ્યારે આંખ આડા કાન કર્યા હોય ત્યારે છીનાળાનું તહોમત આવી શકે નહીં. ૪ વી. રી. પ્ર. ૩૧

૪ પોતાની સ્ત્રીનિ છીનાળું કરતાં કોઈ સખસે જોઈ હોય, અને તેથી ગુસ્સામાં આવી તે સ્ત્રીને તેણે મારી નાખી હોય તેને માટે જન્મ દેશ નીકાલની સજા થઈ હોય તો પણ છીનાળું કરનાર ઉપર તે આ કલમ પ્રમાણે કામ ચલાવી શકેછે—રાણી વિરૂદ્ધ માધરચંદર ગીરમહંત. કલકત્તા હાઈકોર્ટ ૧૫ ડીસેંબર સને ૧૮૭૩.

૫ છીનાળાના કેસમાં પ્રવેશ સાબીત થવો જોઈએ. એ પ્રવેશ જે બળાત્કાર સંભોગમાં જોઈએ છીયે તેવોજ જોઈએ. વળી છીનાળાના કેસમાં પ્રત્યક્ષ પુરાવ જોઈએ કે છીનાળું કરનારે તે સ્ત્રી અમુક સખસની બાઈડી છે એવું જાણેલું હોવું જોઈએ એવી કાંઈ જરૂર નથી. તે પરણેલી છે એવું તે જાણે એટલે બસ છે—રાણી વિરૂદ્ધ માધચંદર ગીરમહંત. કલકત્તા હાઈકોર્ટ. ૧૫ ડીસેંબર સને ૧૮૭૩

૬ આ કલમ પ્રમાણે જે સખસ ઉપર તહોમત આવ્યું હોય તે

સખ્સ જે સ્ત્રી સાથે છીનાળું કર્યાનું કહેવામાં આવતું હોય. તે સ્ત્રી સાથે નાત-રીત પ્રમાણે નાતરૂં કર્યાનું કહે તો એવે વખતે કોર્ટને એટ-લુંજ જોવાનું છે કે નાતરૂં કરતી વખતે તે સ્ત્રી અમુક જણની પરણેલ સ્ત્રી છે એવું કેદી-ઠગાઈકપટપણાથી જાણતો અથવા માનતો હતો કે નહીં. જો તેમ હોય તો તહોમત રહી શકે નહીં—રાણી વિરુદ્ધ મનોહર રાય-જી. ૫ મું. હા. રી. પૃ. ૧૭ (ફોજદારી.)

૭ આ કલમ પ્રમાણેના તહોમતમાં સ્ત્રી પરણેલી છે એવું પુરી રીતે સાબીત થવું જોઈએ. પીતાંબરસીંગના કામમાં. કલકત્તા હાઈકો-ર્ટની ફુલબેન્ચનો ઠરાવ. તા. ૮ ડીસેંબર સને ૧૮૭૯.

૮ જે સખ્સે પોતાની સ્ત્રી સાથે બીજા કોઈએ છીનાળું કર્યાની ફરીઆદ કરી હોય તેની ઉપર દીવાનીમાં નુકશાની લેવાની પણ ફરી-આદ થઈ શકે છે. લીંગી અને લીંગી વિરૂદ્ધ ગુજ્જા મહીસુરના જુડી-શીઅલ કમીશનરની ઓફીસ. તા. ૨૦ જાનેવારી સને ૧૮૮૦

## કલમ ૪૯૮ મી.

| | | |
|---|---|---|
| પેહેલા અથવા બીજા વર્ગનો માજીસ્ટ્રેટ. | સાપરાધ ઇરાદાથી કોઈ પરણેલી સ્ત્રીને ફોસલાવી લઈ જવી, અથવા રોકી રાખવી. | વગર વારંટે પકડાય નહીં, વારંટ નીકળે, જામીન લઈ શકાય |

**સીક્ષા.**

૨ વર્ષ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બેઉ.

## ટીકા.

પારકા સખ્સો બીજાની સ્ત્રીને આડા વહેવાર માટે ભગવી લઈ જાય તે માટે આ કલમ છે.

ક્રી. પ્રો. કોડ કલમ ૪૭૯ પ્રમાણે આ કલમ વિરૂદ્ધના ગુન્હાની

ફરીઆદ તેના ધણી કે જે વખતે ભગવી લઈ જવામાં આવે ત્યારે, જેનો હવાલો હોય તેની અરજ વગર સંભળાય નહીં.

૧ કોઈ મરદ ઓરત ભેળાં રહેતાં હોય એવું સાબીત થાય તો તેઓ ભેળાં રહેતાં તે ધણી ધણીઆણી તરીકે રહેતા નહોતાં એવું સાબીત કરવાનો બોજો તહોમતદાર ઉપર છે—રાણી વિરૂદ્ધ વઝીરા. ૮ બેં. લા. રી. પ્ર ૯૩

૨ જે સ્ત્રીને ભગવી લઈ જવામાં આવી હોય તે સ્ત્રીએ પોતાને ભગવી લઈ જવા તહોમતદારને કહ્યું હોય અને તહોમતદારે થોડા વખત સુધી ના કહી હોય પણ જો અંતે ભગવી જાય તો તેણે આ કલમ પ્રમાણેનો ગુન્હો કર્યો કહેવાય—રાણી વિરૂધ કુમાર સ્વામી. ૨ મ. હા. રી. પ્ર. ૩૩૧

૨ આ કલમ વિરૂદ્ધનો ગુન્હો માંહોમાંહે માંડીવાળી શકાય નહીં. રાણી વિરૂદ્ધ જેહાચનુ. ૧ ઈં. લા. રી. (મુંબઈ) પ્ર. ૧૫૮

૩ આ કલમ પ્રમાણેના ગુન્હામાં જે સ્ત્રી પોતાની ખુશીથી ભગવી લઈ જનારની સાથે ગઈ હોય તોપણું આ કલમ પ્રમાણે ગુન્હો થાય છે. કેમકે આ કલમ પ્રમાણેના તહોમતમાં ભગવી લઈ ગયેલી સ્ત્રીની મરજી હતી કે નહીં તે કાંઈ અગત્યનો ભાગ નથી. ૨ મ. હા. રી. એ. ૩૧

૪ ધણી ભાડે લીધેલા ઘરમાં પોતાની સ્ત્રીને રાખી બહાર ગામ ગયો હોય તે ઘેરથી તે સ્ત્રીને ભગવી લઈ જવી તે આ કલમ પ્રમાણે ગુન્હો છે.

૫ એવી સ્ત્રી સાથે તેના સાસરાનો જે સખસ જાય તે મદદગાર ગણાય. મ. હા. રી. સને ૧૮૬૪

૬ આ કલમ પ્રમાણેના તહોમતમાં જે સ્ત્રીને ભગવી લઈ જવામાં આવી હોય તે પરણેલી હતી એવું ખુલી રીતે સાબીત થવું જોઈએ. પીતાંબરસીંગના કામમાં કલકત્તા હાઈકોર્ટની ફુલબેન્ચનો ઠરાવ. તા. ૮ ડીસેંબર સને ૧૮૭૯.

## કલમ ૪૯૯ મી.

## આબરૂ લેવી એટલે શું.

### ટીકા.

૧ એક પોલીસના ઈન્સ્પેક્ટરને બાજીનાથ નામનો સખસ ડેકોઈ-

ટીનો આગેવાન છે કે જહીં તેનો તપાસ કરવા મોકલવામાં આવ્યો તેણે એવો રીપોર્ટ કર્યો કે તે વાત ખોટી છે, અને ગામના વાણીઆઓ દ્વેષભાવથી તેને શિક્ષા કરાવવાને પ્રયત્ન કરેછે તેણે એવું લખ્યું કે—ખાનગી તપાસથી મને એવું માલુમ પડેછે કે વાણીઆના ઘરમાં જે બાઈડીઓ છે તેઓમાંની બ્રજનાથ સાથે એક બે રાત રહી નથી એવી થોડીજ બાયડી છે. એ કામમાં ઠરાવવામાં આવ્યું કે તહોમતદારે વાણીઆઓની સ્ત્રીઓનો આબરૂ લેવાનો ગુન્હો કર્યો. રાજનારાયંનસીંહ. ૯ બં. લા. રી. પ્ર. ૪૨

૨ આં પેનલકોડમાં લખેલા અને બોલેલા ગેરઆબરૂના વાક્ય માટે કાંઈ તફાવત પાડ્યો નથી—રાણી વિરૂદ્ધ મહંતપરસો રામદાસ. ૨. ઈં. ડા. પ્ર. ૩૪૯

૩ કોઈ વકીલ અથવા મુખ્તીઆર તેના અસીલે આપેલી હકીકત ઉપરથી પોતાની પ્લીડીંગ ( લખેલી તકરાર ) માં વગર કપટે કાંઈ ગેરઆબરૂ થાય એવી હકીકત લખે તો આ કલમના અપવાદ ૯ મા પ્રમાણે તેનો બચાવ થાયછે. પણ જો એવી હકીકત તેને મળી ન હોય અને દ્વેષથી એવી હકીકત લખે તો તેનો બચાવ થતો નથી—રાણી વિરૂદ્ધ ક્રીસ્ચન. ૨ અ. હા. રી. પ્ર. ૨૭૩

૪ પોતાના ઉપરીના હુકમથી કાંઈ રીપોર્ટ કરવામાં આવે તેમાં બીજા સખસો વિરૂધ વગર કપટે અને બાજબી રીતે કાંઈ તહોમત આવે એવું લખે તો આ કલમના ૯ મા અપવાદ પ્રમાણે તેનો બચાવ થાયછે—રાજનારાવણસેન વિરૂદ્ધ ડીગંબરપાલ. ૧૪ વી. રી. પ્ર. ૨૨

૫ તહોમતદારે ફરીઆદીની ગેરઆબરૂ કરવાથી ફરીઆદીને કાંઈ ખરેખરૂં નુકશાન થયેલું હોવું જોઈએ એવી કાંઈ જરૂર નથી. જે ગેરઆબરૂનું કૃત્ય કર્યું હોય તેથી ફરીઆદીને હાની થશે એવું તે જાણતો અથવા માનતો હોય તો બસ છે. રાણી વિરૂદ્ધ થાકરદાસ. ૫ ફેબ્રુઆરી સને ૧૮૭૪ અ. હા.

૬ આવા ગુન્હા માંહોમાંહે માંડીવાળી શકાય નહીં—રાણી વિરૂદ્ધ તાટી. ૧ ઈં. લા. રી. ( મુંબઈ ) પ્ર. ૧૫૮

૭ એક બ્રાહ્મણે પાડોશના કોઈ ગામના બ્રાહ્મણ લોકોને પોતાના

અને પોતાના ગામના બ્રાહ્મણોનો કોઈ ધર્મની બાબત વીશે ફતવો મેળવવાને મતલબે કાંઈ કાગળ નીષ્કપટપણાથી લખ્યો હોય તો તેનો બચાવ આ કલમના અપવાદ ૮ અને ૧૦ પ્રમાણે થાયછે. રાણી વિરૂદ્ધ કાશીનાથ બાબલ. ૮ મું. હા. રી. પ્ર. ૧૪૧ (ફોજદારી).

૮ આ કલમ પ્રમાણેના ગુન્હાના તહોમતની તજવીજ આ કલમમાં બતાવ્યા પ્રમાણે થાય. એ બાબત અંગ્રેજી કાયદામાં બતાવ્યા પ્રમાણે તજવીજ થાય નહીં. ૧૪ વી. રી. ૨૭

૯ એક સખસની આબરૂને હાની થાય એવા કાંઈ તહોમત લખીને કોર્ટમાં કાંઈ અરજી આપવામાં આવે એવી મતલબથી કે કોરટમાં તે વંચાયાથી ઘણા માણસ તે જાણે; તહોમતદારના આ કૃત્યથી તેણે તે અરજી છાપી હોય એવો અર્થ થાયછે. ૧૪ વી. રી. પ્ર. ૨૭

૧૦ પોતાના દીકરાના બચાવ અર્થે બાપ કાંઈ ગેરઆબરૂ થાય એવું બોલ્યો હોય તો તેણે તે શુદ્ધ બુદ્ધિથી બોલ્યાનું સાબીત કરતાં સુધી આ કલમના અર્થ પ્રમાણે ગુન્હો કરેછે—રાણી વિરૂદ્ધ પરસોરામદાસ. ૩ વી. રી. પ્ર. ૪૫

૧૧ દ્વેષભાવથી કાંઈ ખોટો આરોપ લાવવામાં આવે તો તે આબરૂ લેવાનો ગુન્હો થાયછે. ૨ વી. રી. પ્ર. ૩૫

૧૨ આબરૂ લેવાના કેસમાં આબરૂ જાય એવી મતલબનો મુદ્દાનો કાગળ ટપાલ રસ્તે અમુક ઠેકાણે મોકલવામાં આવ્યો હતો એવી સાબીતી આપવામાં આવે તો એ પ્રાંતમાં તે કાગળ પ્રસીદ્ધ થયો એવું ગણવું જોઈએ. ૫ વી. રી. પ્ર. ૪૪

૧૩ ફરીઆદી નીચ કોમનું માણસ હોય પણ તેની ઉપર ચોરીનું ખોટું તહોમત મુકવામાં આવે તો તે આબરૂની ફરીઆદ કરી શકે. ૨ વી. રી. પ્ર. ૩૬

### કલમ ૫૦૦ મી.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. | આબરૂ લેવી. | વગર વારંટે પકડાય નહીં, વારંટ નીકળે જામીન લઈશકાય. |
| સીક્ષા. | | |
| ૨ વરસ સુધી આસાન કેદ, અથવા દંડ અથવા બંને. | | |

### ટીકા.

આ કલમ પ્રમાણેના ગુનાહની ફરીઆદ થયા વગર કામ ચાલી શકે નહીં. જુઓ ક્રી. પ્રો. કોડની કલમ ૧૪૨

### કલમ ૫૦૧ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ અથવા ૧લા વર્ગનો માજીસ્ટ્રેટ. | કાંઈ બાબત આબરૂ લેવા જેહેવીછે એવું જાણીને તે છાપવી, અથવા કોતરવી. | વગર વારંટે પકડાય નહીં, વારંટ નીકળે, જામીન લઈ શકાય. |
| સીક્ષા. | | |
| ૨ વરસ સુધી આસાન કેદ અથવા દંડ, અથવા બંને. | | |

કલમ ૫૦૨ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ અથવા પેહેલા વર્ગનોમાજીસ્ત્રટ. | આબરૂ લેવા જેવી બાબત વાળી છાપેલી અથવા કોતરેલી વસ્તુ તેવીછે એમ જાણ્યા છતાં વેચવી. | વગર વારંટે પકડાય નહીં. વારંટ નીકળે; જામીનલઈ શકાય. |

સીક્ષા.

બે વરસ સુધી આસાન કેદ, અથવા દંડ અથવા બંને.

કલમ ૫૦૩મી.

સાપરાધે ધમકી એટલે શું.

ટીકા.

૧ એક સખસ એક પુખ્તવયની સ્ત્રીના ભાઈને ઘેર ગયો, અને તેને કહ્યું કે મને સરકારે મોકલ્યો છે, અને જો તારી બેનને મારે ઘેર નહીં મોકલેતો તને છ મહીનાની સજા કરાવીશ તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કાયદામાં ભયની જે વ્યાખ્યા બતાવી છે તે પ્રમાણેનો આ ભય નથી માટે તેણે કાંઈ ગુનોહ કર્યો. નથી—રાણી વિરુદ્ધ મોરોબા ભાસ્કરજી. ૮ મું. હા. રી. પ્ર. ૧૦૧ (ફોજદારી).

કલમ ૫૦૪ મી.

| | | |
|---|---|---|
| કોઈપણ માજીસ્ત્રટ. | સુલેહનો ભંગ કરવાના ઈરાદાથી કોઈનો તીરસ્કાર કરવો. | વગર વારંટે પકડામ નહીં, વારંટ નીકળે જમાન લઇ શકાય. |

સીક્ષા.

૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને.

### કલમ ૫૦૫ મી.

| | | |
|---|---|---|
| ૧લા અથવા ૨ જા વર્ગનો માજી સ્ટ્રેટ. | બંડ અથવા લોકની સુલેહની વિરૂદ્ધ કાંઈ ગુનાહ કરવવાના ઈરાદાથી ખોટી ભુમ અથવા વાત ચલાવવી. | વગર વારંટે પકડાય નહીં, વારંટ નીકળે જામીન નહીં લઈ શકાય. |

શિક્ષા.

૨ વરસ સુધી બેમાના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને.

### કલમ ૫૦૬ મી.

| | | |
|---|---|---|
| ૧લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. | સાપરાધ ધમકી | વગર વારંટે પકડાય નહી, વારંટ નીકળે, જમાન લઈશકાય. |

૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને.

| | | |
|---|---|---|
| સેશન કોર્ટ અથવા ૧લા વર્ગનો માજીસ્ટ્રેટ. | જે તે ધમકી મોત, અથવા મહા વ્યથા કરવા વીગેરેની હોય, તો. | એજ. |

શિક્ષા.

૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને.

## કલમ ૫૦૭ મી.

| | | |
|---|---|---|
| સેસન કોરટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. | નનમા સંદેસાની મારફતે અથવા ધમકી ક્યાંથી આવેછે તેની ખબ્બર નહીં પડે એવી તુતબીર કરીને સાપરાધ ધમકી આપવી | વગેર વારંટે પકડાય નહીં. વારંટ નીકળે જામીન લઈશકાય. |
| શિક્ષા.<br>ઉપલી કલમની શિક્ષા ઉપરાંત ૨ વરસ સુધી બેમાંના અમે તે પ્રકારની કેદ. | | |

## કલમ ૫૦૮ મી.

| | | |
|---|---|---|
| ૧ લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. | મારી ઉપર ઈશ્વરની અપ્રસંનતા થશે એવા ભય ઉત્પન્ન કરીને કોઈ શખસ પાસે કાંઈ કામ કરાવવું. | વગર વારંટે પકડી શકે, વારંટ નીકળે, જામીન લઈ શકાય |
| સીક્ષા.<br>૧ વરસ સુધી બેમાંના અમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને. | | |

## કલમ ૫૦૯ મી.

| | | |
|---|---|---|
| ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. | કોઈ સ્ત્રીને લાજવવાના ઈરાદાથી બોલેલા શબ્દ, અથવા કરેલા ચાળા. | વગર વારંટે પકડાય નહીં, વારંટ નીકળે, જામીન લઈ શકાય. |

**સીક્ષા.**

૧ વરસ સુધી આસાન કેદ, અથવા દંડ અથવા બંને.

## કલમ ૫૧૦ મી.

| | | |
|---|---|---|
| કોઈ પણ માજીસ્ટ્રેટ. | કોઈ જાહેર જગા વીગેરેમાં પીને આવવું, અને કોઈ શખસને દુઃખ દેવું. | વગર વારંટે પકડાય નહીં. વારંટ નીકળે, જામીન લઈ શકાય. |

**શીક્ષા.**

૨૪ કલાક સુધી આસાન કેદ અથવા ૧૦ રૂપીઆનો દંડ અથવા બંને.

કલમ ૫૧૧ મી.

| | | |
|---|---|---|
| કોશીશ કરેલા ગુન્હાની તજવી જ જે કોર્ટથી થઈ શકતી હોય તે કોરટથી. | જે ગુનાહોને માટે સમુદ્રપાર કરવાની અથવા કેદની શિક્ષા ઠરાવી છે તે ગુનાહની કોસીશ કરવી, તથા તે કોશીશ કરવામાં તે ગુનોહ કરવા તરફ કાંઈ કામ કરવું. | જે ગુનાહની કોશીશ કરી હોય તે ગુનોહ વગર વારંટે અગર વારંટથી પકડાતો હોય તો તે પ્રમાણે.સમન વારંટ પણ તેજ પ્રમાણે નીકળે, જામીનપણ તેજ પ્રમાણે લેવાય. |

શિક્ષા.

તે ગુનાહને માટે ઠરાવેલા પ્રકારની, તથા ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની અરધી મુદત સુધીની કેદ અથવા સમુદ્રપાર, અથવા દંડ અથવા બંને.

ટીકા.

૧ એક ગામમાં બાળવાના કોયલાના કટકાથી વીંટાળેલા ચીંથરાના દડાથી વારંવાર આગ ઉઠતી હતી. તહોમતદાર એક સાંજે તેના ધોતીઆની અંદર એવો એક દડો સંતાડેલો હતો એવી સ્થીતિમાં હાથ આવ્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે તેણે આગથી નુકશાન કરવાના ગુન્હાની કોશીશ કરી વળી તેમાં ઠરાવવામાં આવ્યું કે આગથી નુકશાન કરવાનો ગુન્હો કરવાના કાંઈ સાહીત્ય કોઈ સખસ પાસે માલુમ પડ્યાં હોય તો તેણે એ ગુન્હો કરવાનો ઈરાદો રાખ્યો હતો અને એ કૃત્ય સંપુર્ણ કરવા તરફ તેણે શરૂઆત કરી હતી એવું ગણવાને પુરતું છે. જસટીસમીતર આ મતથી જુદો પડ્યો હતો. રાણી વિરૂદ્ધ દયાળ બાઉરી. ૩ બં. લા. રી. પ્ર. ૫૫

૨ એક સખસે એક ખાડો ખોદી તેમાં મીઠું ભરવાનો ઈરાદો કર્યો એટલા માટે કે એ મીઠું માલમ પડવાથી એ બાબતની તપાસ

થઈ પોતાના દુશ્મન ઉપરે કામ ચલાવવામાં આવે તેમાં ઠરાવવામાં આવ્યું કે તહોમતદારે ખોટો પુરાવો બનાવવાની કોશીશ કરી. ૮ અ. હા. રી. પ્રે. ૧૩૩

"આવા સરૂમસો ઉપર તહોમત કેમ મુકવું તે માટે જુઓ ક્રી. પ્રો. કોડ કલમ ૯૫૮.

" મી. મેન પોતાના પેનલકોડની ટીકાના ગ્રંથમાં કહે છે કેઃ—દરેક ગુન્હો સંપુર્ણ થતાં પહેલાં ત્રણ વાત થઈ ગયેલી હોવી જોઇએ.

(૧) તે ગુન્હો કરવા માટે તહોમતદારે ઇરાદો કર્યો.

(૨) તે ગુન્હો કરવા માટે તહોમતદારે તૈયારી કરી.

(૩) તે ગુન્હો કરવા માટે તહોમતદારે પ્રયત્ન કર્યું.

માત્ર ઇરાદો કરવાથીજ સજા થાય નહીં તેમ ગુન્હો કરવાની તૈયારીથીજ માત્ર તહોમત લાવી શકાય નહીં. કોશીશ કરવા માટેની તૈયારી કરી અને કોશીશ કરવી તેમાં ઘણો તફાવત છે. તૈયારી કરવાનો અર્થ એ છે કે એ ગુન્હો કરવા માટે જે સાધન કિંવા યોજના કરવાની હોય તે કરવી. કોશીશનો અર્થ એ છે કે તૈયારી કર્યા પછી તે ગુન્હો કરવા તરફ કાંઈ સીધુ કૃત્ય કરવું જેમકે કોઈ સખ્સ તેના પડોશીને મારવાના નકી ઇરાદાથી એક બંદુક વેચાતી લઇને તેને ભરે પણ તેના પડોશીના શરીર ઉપર તે બંદુક મારવાને માટેનું કાંઈ કૃત્ય ન કરે ત્યાં સુધી માત્ર તેણે બંદુક મારવાની તૈયારી કરી કહેવાય. કોશીશ કરી કહેવાય નહીં (જુઓ પેનલ કોડ ઉપરની તેની ટીકાની આવતી ૯ નું પ્રષ્ટ ૪૧૯).



# આગળથી થયેલા ગ્રાહકોનાં નામનું લીષ્ટ:

**અખીઆણુ.-**
૧ રા. મયાશંકર જીવરામ.
**અમરેલી.**
૧ રા. માધવરાવ ગુલાબરાવ.
૧ રા. બાપુ રૂગનાથ.
૧ રા. ઝવેરચંદ આદીતરામ.
૧ રા. વૃજલાલ રૂઘનાથ.
૧ રા. હરજીવન ધારશી.
૧ રા. ત્રીભોવન ભોળા..
૧ રા. મુળજી પ્રાણજીવન.
૧ રા. ગોપાળરાવ ભગુભાઈ.
૧ રા. બાલાજી ગણેશ.
૧ રા. ત્રંબકરાવ માધવરાવ.
૧. રા. બેચર પ્રભુરામ.
૧ રા. ગોવીંદરાઓ હરી.
૧ રા. જનારધન ગંગાધર.
૨ રા. દામોદર રૂપસી.
**આંતરોલી.**
૧ રા. રતનચંદ કરમચંદ.
**ઉદેપુર.**
૧ રા. મોહનલાલ વિષ્નલાલ મેવાડની રોયલ કોંસીલના મેમ્બર અને સેક્રેટરી સાહેબ.
**ઉના.**
૧ રા. હુરશંકર દુર્ગાશંકર.
૧ રા. અબદલ ખાલક.
૧ રા. મોતીલાલ સદાશંકર.
૧ રા. મહાશંકર નરભેશંકર.
૧ રા. ખોખર કાયમ આજમ.
**ઉમરાળા.**
૧ રા. વકીલ હરજીવનદાસ.
૧ રા. મોતીલાલ જેશંકર.
**કરમાડ ( ભરૂચ. )**
૧ પોલીસ પટેલલાલદાસ હરીભાઈ કુંડળ.
૨ રાણા શ્રી કાલુભાઈ.
**કોટડી.**
૧ રા. દયારીંગ ભગવાનજી.
૧ રા. કપુરચંદ ગોપાળજી.
૧ રા. પ્રેમેશ્વર હીરજી.
**ખંભાળીઆ.**
૨ રા. વકીલ રાજારામ વજેરામ.
૧ રા. દેવકરણ દેવશી.
**ગોધરા.**
૧ રા. પરસોતમરાય ક્રશ્નરાય.
૧ રા. ચુનીલાલ હકુમતરાય.
**ચમારડી.**
૧ રા. લલુભાઈ હરીભાઈ.
**ચોક.**
૨ રા. મણીશંકર રામેશ્વર.
**જુનાગઢ.**
૨૫ ખુદાવંદ નવાબ સાહેબ.
૧ રા. ઝવેરચંદ હરજીવનદાસ.
૧ રા. વકીલ દીવાળજી મંગળજી
૧ રા. વકીલ લાલજી રતનજી.
૧ રા. વકીલ ચત્રભુજ વાલજી.
૧ રા. વકીલ બેચરદાસ વનમાળી
૧ બાહાદુર ખાનજી બાબીજી.
૧૧ રા. સારાભાઈ બેચરદાસ મારફત.
૧ મજમુદાર નરછંગ પ્રસાદ હરી પ્ર.
૧ રા. કેશવરાય વજેશંકર.
૧ રા. સારંગધર વિ. મુળશંકર.
૧ રા. કેશવલાલ કહાનદાસ.
૨ રા. મુળશંકર ગવરીશંકર વસાવડા
૧ રા. મહારાણીદાસ વિ. ઈંદ્રજી
૧ રા. મહાપ્રસાદ દયાશંકર.
૧ રા. ગોકુળદાસ તુળસીદાસ.
૧ રા. જાદવરાય માધવરાય
૧ રા. રેવાશંકર મયાશંકર.
૧ રા. રેવાશંકર મહીપતરામ.

૧ વોરા પ્રાણશંકર કલ્યાણજી.
૧ રા. વૃંદાવન હરીદાસ.
૧ રા. લક્ષ્મીચંદ રૈઘનાથજી.
૧ રા. મુળશંકર કલ્યાણજી
૧ રા. સદાશંકર જાદુજી
૧ રા. સારાભાઈ કલ્યાણજી
૧ રા. વૃજદાસ પ્રભુદાસ.
૧ રા. કૃપાશંકર સદાશંકર.
૧ રા. જેસુકલાલ ભગવાનદાસ.
૧ રા લક્ષ્મીચંદ આશારામ.
૧ રા. જગજીવન જીવરાજ.
૧ રા. હરજી વીરજી
૧ રા. મામદ જુસા જનુડુંગરા.
૧ મુબારકમીયા રાજુમીંયા.
૧ વ. અબદલકાદરગુલામહુસેન
૧ તવાડી રણછોડજી ઇશ્વરજી.
૧ વકીલ સદાશંકર વ્રજશંકર.
૧ રા. છોટાલાલ ભવાનીદાસ.
૧ રા. મહાસુખરાય ભવાનીદાસ
૧ રા. મગનલાલ ત્રીકમજી

## જેતપોર.

૧ રા. ભેલાભાઈ ભગવાનદાસ.
૧ રા. ઉતમચંદ જેઠા.
૧ રા. નરભેરામ પ્રાગજી
૧૦ રા. ફરશરામ બાશંકરજી
૧ રા. બાપુજી દોલતરાય.
૧ રા. છેલશંકર ઉમીયાશંકર
૧ રા. હેમચંદ દેવચંદ.
૧ રા. રાઘવજી દેવચંદ.
૧ રા. દેવશંકર હજીવન.
૧ રા. દેવરામ ફુલજીજી
૧ રા. મુળચંદ હેમચંદ.
૧ રા. અજીજ હાશેમ.
૧ રા. ફુલચંદ પરશોતમ.
૧ રા. મણીશંકર કાળીદાસ.
૧ રા. રાઘવજી ઘેલાભાઈ.
૧ રા. અંબારામ શીવરામ.

૧ રા. કુંવરરાવજી
૧ રા. જગજીવન કમળશી.
૧ રા. અબદલ હબીબ.
૧ રા. નારાયણરાવ બળવંત.

## જંબુસર.

૧ રા. હરગોવીંદદાસ ફુલભદાસ
૧ રા. દલસુખરામ અનોપરામ
૧ રા. બળવંતરાય દીનાનાથ.
૧ રા. નરભેરામ જીવણરામ.
૨ રા. ઉલાસરામજી
૧ રા. શીવકલાલ ગોરધનદાસ.
૧ રા. મનસુખરામ દોલતરામ.
૧ જંબુસર કોર્ટની નાજર

## ઝાંબાઘોડા.

૧ રા. માણેકલાલ ખુશાલરાય.

## ઝીંઝુવાડા.

૧ રા. ઉમીયાશંકર વિશ્વનાથ

## તળાજા.

૧ રા. મનસુખરામ ઉમીયાશંકર
૧ રા વકીલ ગીરધર પુંજા.
૧ રા. વાસુદેવ ગોવીંદરાઓ
૧ રા. દેવજી હીરાચંદ.

## તેરા.

૧૨ રા. રા. વૈજનાથ પ્રભુજી.
૨ રા. જીવરાજ દેવજી.

## દસાડા.

૫ રા. પરમાનંદદાસ હરજીવન.

## દાઠા.

૧ રા. જાદુરામ ગગજી.

## દામનગર.

૧ રા. વહીવટદાર હીરાલાલ ઉમીયાશંકર.

## દુંવઈ.

૧ રા. વેલજી નરશીરામ.

## દ્વારકાં

૧ રા. બાકરલાલ અમરજી
૧ રા. પ્રાણશંકર જેશંકર
૧ રા. કેશવરાઓ ત્રાંબક

૧ રા. જુગતરાય કલ્યાણજી
૧ રા. ભગવાનલાલ અમૃતલાલ
૧ ઠકર નારણજી પ્રધાન.
૧ વકીલ જેશંકર વૈકુંઠ.

**ધ્રાફા.**

૭ રા. મોહનજી હીરજી

**ધોરાજી.**

૧ રા. જગન્નાથશીવશંકરજીકાર.

**ધોળકા.**

૧ રા. વકીલ તારાચંદ નથુભાઈ
૧ પટેલ હરજી હીરાભાઈ

**ધોળ.**

૧ રા. ડુંગરશી નથુભાઈ

**નવસારી.**

૬ રા. શ્રીધરબલવંત.

**નવાનગર.**

૨ રા. જેશંકર રતનજી
૧ રા. મોરારજી નારણજી
૨ રા. લાધા મોતીચંદ
૧ રા. રામજી કાળા.
૧ જોશી કાળા ડુંગરશી.
૧ મેતા મણીશંકર નારણજી
૧ મેતા જુગતરામ પ્રભાશંકર
૧ મેતા ભવાનીશંકર ઉદેશંકર
૧ શેઠ હીરાલાલ દેવચંદ.
૧ રા. નારણજી વાલજી ભટ
૧ રા. નવલશંકર સુરજશંકર
૧ રા. જગજીવન જેઠા.
૨ રા. પરસોતમ પુંજા.
૧ રા. પ્રાણશંકર અંબાશંકર
૧ વકીલ દુરગાશંકર ઉમીયાશંકર
૧ રા. મોનજી દેવરામ.
૧ રા. ખુશાલચંદ હીરાચંદ.
૧ રા. ત્રીભોવન ઇંદ્રજી

**ધંધુકા.**

૧ રા. ગોંદલાલ પ્રાણજીવન.
૧ રા. કાળા કુબેર.
૧ રા. બેચરસીંગ ઠાકોરરામસીંગ.

૧ રા. લાલજીભાઈ મીઠાભાઈ.
૧ રા. મોહનલાલ કલ્યાણજી.
૧ રા. વૃજલાલ અમૃતલાલ.
૧ રા. નાગર દામોદર.
૧ રા. મોતીલાલ મુળજી.
૧ રા. પરસોતમ રણછોડ.
૧ રા. દીપચંદ દોજી.
૧ મી. હરગોવીંદજી.

**પાટણ. (ગાયકવાડી.)**

૧ રા. દોલતરામ ટોકરશી.
૧ રા. મોતી ઉમેદ.
૧ રા. લલું હેમચંદ.
૧ રા. હેમચંદ વસ્તા.
૧ ગુંસાઈ નારણ ભારથી યસવંત ભારથી.

**પાળીતાણા.**

૨ ગોહેલશ્રી સુરસીંગજી
૧ રા. નરછંગદાસ માધવરાય.

**પાળીયાદ.**

૧ રા. લક્ષ્મીશંકર લાધાભાઈ.
૧ રા. કલ્યાણરાય રેવાશંકર.
૧ દવે કેશવજી સુંદરજી
૧ રા. શીવલાલ ભાઈચંદ.

**પોરબંદર.**

૧ વકીલ દયાળજી રણછોડજી.

**પોલો (મહીકાંઠા.)**

૧ રા. હરીલાલ ભગવાનદાસ.

**બગસરા.**

૧ રા. કરમચંદ ખુશાલચંદ.
૧ રા. રામકૃષ્ન આનંદરાવ.
૧ રા. રામચંદ ગોપાળજી.
૧ રા. જગજીવન પ્રાગજી.
૧ રા. નરશી ગોપાળજી
૧ રા. રેવાશંકર અંબાશંકર
૧ સાલેબીન અબદલહસન.
૧ વાલા સામંત માત્રા
૧ વાલા હરસુર લખમણ.
૧ વાલા જગા લખમણ.

૧ ઝાલા મુળુ બાવા.
૧ હુસેનખાં મોસમખાં.

**બાંભણા.**

૧ કુમારશ્રી જોરાવરખાનજી
૧ રા. નાગજી સોરધન.
૨ રા. હેમતરામ જગજીવન.

**બાટવા.**

૯ રા. હેમતરામ હરખલાલ.

**બાબરા.**

૧ રા. નરસી પોપટ.

**બારડોલી.**

૧ રા. લાલાભાઇ અમ્રતલાલ.
૧ રા. વીનાયકરાવ નારાયણ.

**બીલખા.**

૧ રા. બળવંતરાય હરીશંકર

**ભચાઉ.**

૩ રા. પ્રાણશંકર ચતરભજ
૨ રા. દયાશંકર પ્રાણજીવન.
૨ રા. સુંદરજી લાધા.
૧ રા. વશરામ દેવજી
૧ રા. વલભજી નથુ.
૧ રા. વલભજી મેઘજી

**ભાણવડ.**

૧ રા. રૂગનાથ કેશવ.
૧ રા. લાલપુરી મુળચંદ.
૧ રા. ચતરભજ વહાલજી
૧ રા. ઝીણા માવજી

**ભાવનગર.**

૧ રા. શવાઇલાલ છોટમલાલ.
૧ રા. અનતરાય જીભાઈ
૧ રા. વેણીશંકર ગોવીંદરામ.
૧ રા. હરીલાલ ભગવાનજી
૨ રા. ત્રીકમલાલ, માધવજી
૧ રા. હરીલાલ દામોદર
૧ રા. મણીશંકર છગનલાલ.

**ભુજ.**

૨ રા. માધવલાલ ગીરધારીલાલ
૧ રા. શીવજી લાલજી

૧ રા. હરીક્રશ્ન ઇશ્વર
૧ રા. ઈશ્વર વાઘજી
૧ રા. નારાયણજી જેશંકર
૧ રા. દામજી કલ્યાણજી
૧ રા. પ્રભુદાસ ગવરીશંકર
૧ ડા. ગોપાળજી દલપતરામ.
૧ ઠાકોરશ્રી લખાજી
૧ રા. ગુલાબરાય જીણાભાઈ
૧ રા. છબીલદાસ સરતાનજી
૧ રા. વ. જટાશંકર અંબારામ
૧ અરદેસર પોલીસ હવાલદાર.
૧ રા. વૃજલાલ પરસોતમરાય દફતરદાર સાહેબ
૧ રા. મગનલાલ હરીનાથ.

**મહુવા.**

૧ રા. ગુલાબભાઈ રામભાઈ
૧ રા. શંકરપ્રસાદ મયાશંકર
૧ રા. છોટમલાલ કુરણાશંકર
૧ રા. વલભ કરશનદાસ.
૧ મુખતીયાર જગજીવનદાસ રૂગનાથજી
૧ ખોજા નારણદાસ શામજી
૧ ખોજા નાનજી હાશમ.
૧ મેહેતા ફુલચંદ ખીમજી
૧ રા. વકીલ માણેકચંદ દેવજી
૧ દેસાઈ લક્ષ્મીશંકર રેવાશંકર
૧ વકીલ નાનજી ઝાલાભાઈ
૧ સૈયદ આજમમીયા.
૧ દેસાઇ રવીશંકર અંબાશંકર

**માણાવદર.**

૧ રા. જનમશંકર રમાશંકર
૧ રા. સાકરલાલ છોટમલાલ
૧ રા. છગનલાલ અનોપરામ.
૧ રા. ગાંગજી રામજી
૧ પટેલ રામજી ઝીણા.
૧ પટેલ ધનજી બેચર
૧ "વીપ્ર વાલજી" મંગળજી
૧ શેઠ ગનીઅલી.

૧ રા. જુગતરામ હરજીભાઈ
૧ શે. નાનાભાઈ પ્રભુદાસ.
૧ શેઠ કરીમ શરીફ.

માણેકવાડા.

૧ રા. હેમતલાલ રેવાશંકર
૧ રા. રામરાજી વામન
૧ રા. કાળીદાસ હેમજી
૧ રા. લક્ષ્મીશંકર પ્રભુદાસ.
૧ રા. જીવણલાલ અંબાલાલ
૧ રા. નર્મદેશ્વર હરેશ્વર
૧ રા. મોરારજી સામળજી
૧ રા. જગજીવન પ્રેમજી
૧ રા. જસવંતરાય મયાશંકર

માંગરોલ.

૪ રા. અનંતરાય બળવંતરામ.

માલણ. (પાલણપુર)

૧ રા. લલુભાઈ ધનેશ્વર

માળવીયા પીપરીયા.

૧ રા. શીવશંકર અંબારામ.

મીરગંઢા.

૧ રા. ટોકરશી ત્રીકમજી

મુદ્રા.

૧ રા. વકીલ અંબાશંકર સુંદરજી.
૧ રા. વકીલ હરીશંકર હીરજી
૧ રા. વકીલ તેજાભાઈ મેઘજી
૧ ચારણ ભીમર.
૧ મેતા ઉદેશંકર રૂઘનાથજી

મેમદાવાદ.

૧ રા. દે. વલભદાસ અજુભાઈ
૧ રા. આનંદરાય ભગવંત.
૧ રા. હરીલાલ પરશોતમરામ.

મેંગણી.

૧ રા. હેમા હીરાચંદ.

રતલામ. (રજપુતાના)

૧ મે. શેઠ રૂસ્તમજી જમસેદજી

રાજકોટ.

૧ વકીલ મેઘરલાલ કાશીરામ.

રાધનપોર.

૧ રા. જાદવલાલ ગુણવંતલાલ

લાકડીયા.

૧ રા. દલપતરામ દયાશંકર

લીંબડી.

૨ રા. માણેકલાલ લીંબાભાઈ

લાલપોર.

૧ રા. વકીલ ઓધવજી રવજી
૧ શા વનમાળી પ્રાગજી
૧ રા. હીરાચંદ.
૧ રા. ભાણજી અંબારામ.
૧ રા. નાગજી બુધરજી
૧ રા. મોહનલાલ ખુશાલરાય.
૧ રા. ભગવંતરાય મંગળજી
૧ રા. હંશરાજ શામજી

લુણાવાડા.

૧ બાઈનલાલજરીનાસેક્રેટરીસાહેબ

વડાવળી.

૧ રા. પ્રાણશંકર આશીતરામ.

વઢવાણ.

૩ રા. વીઠલદાસ વલભદાસ.
૧ રા. લખમીચંદ વાલજી
૧ રા. વકીલ મુળચંદ.
૧ રા. કૃષ્ણરામ લક્ષ્મીરામ.
૧ ખવડ માત્રાદેરામ.
૧ રા. સાકરલાલ શંભુલાલ.
૧ રા. લાલચંદ નારણજી

વલસાડ.

૧ મે. શેઠ કાવસજી શાપુરજી મોબેદ

વળા.

૧૦ શ્રી વળા દરબાર.
૨ રા. ઝવેરીલાલ તથા કૃષ્ણન-
લાલ કેશવલાલ.
૨ રા.રા. લીલાધરદાસ હરખચંદ
૨ રાઓલ શ્રી ગુમાનસીંગજી
૧ રાઓલ શ્રી અમરશંગજી
૧ મેતા કાળીદાસ મોતીચંદ.
૧ રા. વેણીશંકર વી. મણીશંકર

૧ રા. વૃજદાસ રણછોડદાસ.
૧ રા. કુબેરશંકર પ્રાણશંકર
૧ રા. માનશંકર છબીલદાસ.
૧ રાઓલશ્રી ભોજરાજજી ફ-તેસાગજી
૧ રાઓલ શ્રી માધવસીંગ વીગેરે
૧ રાઓલ શ્રી બનેસાગજી
૧ રા. ડાહ્યા હરીશંકર.
૧ વકીલ હરેખજી માવજી
૧ વકીલ કુંવરજી લખમીચંદ.
૧ વકીલ નરસીદાસ અમરશી.
૧ વકીલ કલ્યાણજી રણછોડજી
૧ સારાભાઈ અવલરામ
૧ રા. સદાશંકર ગોપાળજી
૧ રા. બાપુરાવ બાબાજી
૧ રા. સાકરલાલ રાજારામ.
૧ રા. બળવંતરાય માધવરાય
૧ રાઓલ શ્રી મદારસીંઘજી
૧ રા. ગણેશ જનારધન.
૧ રા. જનમશંકર હરીશંકર
૧ રા. કેશવજી વાલજી
૧ રા. મોડજી ગુગળજી
૧ ડાકટર લલિતજી કલ્યાણજી
૧ રા. ગીરજાશંકર વાલજી

વાંકાનેર.

૧ મહારાજરાજશ્રી બનેસીંઘજી
૧ વકીલ કેશવજી દેવચંદ.
૧ રા. ઘેલારામ નથુરામ.

વાવરા.

૧ રા. દલપતરામ પીતાંબર.
૧ રજીસ્ટાર માણેકલાલજી
૧ રા. હીરાલાલ સંતોકરામ.

વીરપોર.

૧ ઠાકોરશ્રી સુરાજી

સીસોદરા. ( રાજપીપળા )

૧ પટેલ જોરાભાઈ મસોભાઈ

સેજકપર.

૧ રા. પરસોતમ ખોડીદાસ.